# વીર સાવરકરનાં પુસ્તકો
## ગુજરાતી ભાષાંતરો

[ગુજરાતીમાં ઉતારનાર. ગોપાળરાવ પાંડુરંગ ભાગવત]

૧ મારી જન્મટીપ (પૂર્વાર્ધ) ૪–૮
૨ મારી જન્મટીપ (ઉત્તરાર્ધ) ૫–૮

[ગુજરાતીમાં ઉતારનાર : ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ]

૩ ભારતીય સ્વાતંત્ર્યસંગ્રામ–૧૮૫૭ (પૂર્વાર્ધ) ૫–૮
૪ ભારતીય સ્વાતંત્ર્યસંગ્રામ–૧૮૫૭ (ઉત્તરાર્ધ) ૪–૮

૫ સાવરકર ચરિત્ર ૧૦–૦

મૂળ મરાઠી લેખક શિ. લ. કરંદીકર : પૂના
અનુવાદક : શ્રી. અનંત ગોવિંદ ભાગવત, વડોદરા



વિરાટ ગ્રંથાવલિ

પુસ્તક ચોસઠમું

# ભારતીય સ્વાતંત્ર્ય સંગ્રામ

## ૧૮૫૭

[ઉત્તરાર્ધ]

મૂળ અંગ્રેજી લેખક
વીર વિ. દા. સાવરકર

વિ. વિ. પટવર્ધનનાં મરાઠી ઉપરથી
ગુજરાતીમાં ઉતારનાર
ગોપાળરાવ કુ. વિદ્વાંસ

આર. આર. શેઠની કંપની
બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ : : : : મુંબઈ–૨

પ્રકાશક: અચરતલાલ ર. શેઠ
શ્રી વિરાટ પ્રકાશન મંદિર: સોનગઢ (સૌરાષ્ટ્ર)

પહેલી વાર :: ૧૫:૯:'૪૯
રૂ. ૪-૮-૦

: મુદ્રક :
અંદરનાં પૃષ્ઠ ૧ થી ૨૫૨ સુધી
આ. આ. પંડિત, લોકસેવા પ્રિન્ટિંગ પ્રેસ, મોદીખાના, વડોદરા
બાકી બધાં પૃષ્ઠો: રેવાશંકર હરિશંકર જાની
શ્રી ગ્રામલક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ : સોનગઢ (સૌરાષ્ટ્ર)

# પ્રકાશકોનું નિવેદન



વીર સાવરકરના મૂળ અંગ્રેજી પુસ્તક The Indian War of Independence-1857 નું મરાઠી ભાષાંતર શ્રી. વિ. વિ. પટવર્ધને ૧૯૪૭ ના જાનેવારીમાં પ્રગટ કર્યું. આવા પ્રખ્યાત પુસ્તકને ગુજરાતીમાં પ્રગટ કરવાની અમારી ઇચ્છા હતી જ. તેથી અમે તે મરાઠી પરથી ગુજરાતીમાં પ્રકાશન કરવાની તુરત ગોઠવણ કરી અને શ્રી. ગોપાળરાવ ગ. વિદ્વાંસે એનું ઝડપભેર ગુજરાતી કરી આપી ઉતાવળે પુસ્તક પ્રગટ કરવામાં અમને પૂરી સહાય કરી. ૧૯૪૭ ની આખર સુધીમાં એ પુસ્તક બે ભાગમાં અમે પોણા ભાગનું છાપી પણ નાખ્યું. પરંતુ ૧૯૪૮ ના વહાણાં વાયાં અને પૂજ્ય ગાંધીજીની હત્યાની અણધારી કારમી કરણ ઘટના બની ગઈ. એના છાંટા વીર સાવરકર ઉપર પણ ઊડ્યા. એ કાળની લોકલાગણીનો ઊભરો શમી જવા માટે અમે થોડી રાહ જોવાનું દુરસ્ત ધાર્યું.

મૂળ મરાઠી અનુવાદ ઉતાવળે પ્રગટ થયેલો. એ પછી પ્રગટ થયેલ આધારભૂત અંગ્રેજી આવૃત્તિની સાથે ગુજરાતી અનુવાદકે લખાણને મેળવીને જરૂરી સુધારાવધારા કરી આ ભાષાંતર તૈયાર કર્યું છે. એ રીતે મૂળ પુસ્તકના જ ભાષાંતરસમું આ ગુજરાતી પુસ્તક બન્યું છે.

ઉક્ત કારણે વિલંબમાં પડેલું પુસ્તક અમે અમારા પ્રિન્ટિંગ પ્રેસમાં છાપવાનું નક્કી કર્યું એટલે વિલંબમાં ઉમેરો થયો. આમ બે વરસ ઉપરાંત સમય પસાર થવા આવ્યો. આ વિલંબ માટે અમે મૂળ લેખક તથા વાચકની ક્ષમા માગીએ છીએ. અમને આશા છે કે ગુજરાતી આલમ આ પુસ્તકનો પૂરો સત્કાર કરશે.

સપ્ટેમ્બર, ૧૯૪૯ — પ્રકાશકો

# અનુક્રમણિકા

(ઉત્તરાર્ધ)

## ખંડ ત્રીજો : અગ્નિપ્રલય

પ્રકરણ પૃષ્ઠ



[પૃષ્ઠ ૧ થી ૨૮૮ સુધી]

## ખંડ ચોથો : તાત્કાલિક શાંતિ



[પૃષ્ઠ ૨૮૯ થી ૩૬૨ સુધી]

# અગ્નિપ્રલય

"૧૮૫૭ માં આ હિંદભૂમિનો કોપ અક્ષરશઃ પ્રજળી ઊઠ્યો, અને સારી દુનિયાના કાન ફાડી નાખે એવો ભયાનક ધડાકો થયો! એકાદ બાણગોળો સળગાવી આકાશમાં ચડાવ્યા પછી ફાટે ત્યારે જેમ તેમાંથી જાતજાતના તેજગોળાઓ છૂટે, એ જ રીતે ક્રાંતિના એ અગ્નિબાણમાંથી ધગધગતું લોહી, લડાઈઓ અને શસ્ત્રો જ ફૂટી નીકળ્યાં. અને એ બાણગોળો કેવો પ્રચંડ હતો! મીરતથી વિંધ્યાદ્રિ સુધી લાંબો અને પેશાવરથી ડમડમ સુધી એ પહોળો પથરાયો હતો! જુઓ, હવે એ સળગાવવામાં આવે છે; જુઓ ચાલ્યો; હવે એ અગ્નિજ્વાળાઓનાં તોફાનો દશે દિશામાં પથરાઈ ગયાં! હજારો શૂરાઓ ઝૂઝી રહ્યા છે, ઢળી પડે છે, અને અગ્નિના ભક્ષ્ય તરીકે હોમાઈ જાય છે. સ્થળે સ્થળે યુદ્ધ અને ઘનઘોર પ્રયલ મંડાયો છે. ચોક્કસ છે કે એ અગ્નિપ્રયલ જ્વાળામુખીનો જ છે!"

— "અને ગંગાદાસ બાવાની મઢી પાસે હડહડ બળતી આ ઝાંસીની રાણીની ચિતા તો સત્તાવનના સ્વાતંત્ર્યસંગ્રામના એ કોપાયમાન જ્વાળામુખીએ માંડેલા પ્રલયની છેલ્લી અગ્નિજ્વાલા હતી!"

સ્થાપવામાં આવ્યો હતો, પણ સાચા અને વિશાળ અર્થથી જોતાં એમાં કશું પરંપરાગત નહોતું. મોગલવંશની જૂની સત્તાની પસંદગી અને સ્વીકાર લોકસમુદાયે કરેલ નહોતો. એ સત્તા તો પરાક્રમ અગર દિગ્વિજયના મોટા નામે ઓળખાતી પાશવી શક્તિના જોર પર હિંદુસ્તાનને માથે લાવવામાં આવેલી હતી, અને સાહસિક, શક્તિશાળી અને સંપીલા પરદેશી લોકોએ તેમ જ અહીંના સ્વાર્થસાધુ લોકોએ ટેકો આપી પ્રતિષ્ઠિત બનાવી હતી. મોગલસત્તાના એ જ જૂના તખ્ત ઉપર આ વેળા કાંઈ બહાદુરશાહની ફરી સ્થાપના કરાઈ નહોતી. એ બનવું જ અશક્ય હતું! કેમકે આવા સિંહાસનો પરાક્રમને જોરે છીની લેવા પડે છે, કોઈ સડકે સહેનાઈથી એ સોંપાતું નથી. જો એમ બન્યું હોત તો તો એ પગલું આપઘાતસમું ગણાત. કેમકે તો તો છેલ્લા ત્રણ ચાર સૈકાઓ દરમિયાન જે સંખ્યાબંધ હિંદુ શહીદોના લોહી રેડાયાં હતાં તે નિરર્થક હતાં એવો જ એનો અર્થ થાત! ઇસ્લામની વિસ્તાર પામતી અને વિજયી બનતી સત્તા અરબસ્તાનનું રણ વીંધી બહાર નીકળી ત્યારથી એનો વિરોધ અગર સામનો બીજે કોઈ સ્થળે થયો નહોતો, પૂર્વ તેમ જ પશ્ચિમ બંને દિશામાં તે એક પછી એક પ્રદેશ સર કર્યે જતી હતી. એક પછી બીજો દેશ અને એક પ્રજા પછી બીજી પ્રજા ઇસ્લામની આક્રમણક શક્તિ પાસે નમી પડી એને શરણે ગયાં. પરંતુ અત્યાર સુધી ન ખાળી રખાયેલ ઇસ્લામની ભરતીના મોજાંને સૌથી પહેલાં ભારતભૂમિમાં જ એનો વિરોધ —એની અટકાયત એવી હિંમતભરી રીતે, આગ્રહપૂર્વક, નીડરતાથી તેમ જ સતતપણે કરવામાં આવી કે ઇતિહાસમાં એનો દાખલો શોધ્યો પણ ન જડે! આ લડાઈ પાંચ સૈકાઓ કરતાં લાંબા સમય સુધી ચાલુ હતી. પોતાની મૂળગામી સ્વતંત્રતા પર પરદેશીઓએ કરેલા આક્રમણની સામે લગભગ પાંચ સૈકાઓ કરતાં વધારે વખત સુધી

હિંદુસંસ્કૃતિએ પ્રતિકાર અર્થે યુદ્ધ ખેલ્યું. પૃથ્વીરાજ ચોહાણની મૃત્યુઘડીથી માંડીને ઔરંગઝેબના અંતકાળ સુધી એ યુદ્ધ સતત ચાલ્યા જ કર્યું હતું. અને આવું લોહિયાળ યુદ્ધ વર્ષો સુધી ચાલુ હતું તેવામાં બીજી બાજુ હિંદના પશ્ચિમ ઘાટમાં હિંદુકોમનું ગૌરવ વધારતી, મૃત્યુ પામેલા અસંખ્ય વીર પુરુષોનાં ધ્યેય અને આકાંક્ષાની પરિપૂર્તિ કરતી, એક મહાન હિંદુસત્તાનો ઉદય થયો. પૂનામાંથી પરાક્રમશાળી પેશ્વા ભાઉસાહેબ એક વિશાળ સેના સાથે નીકળી પડયા. તેમણે આવીને દિલ્હીનું સિંહાસન જીતી લીધું, હિંદુસંસ્કૃતિની શ્રેષ્ઠતા પ્રસ્થાપિત કરી, અને આજ સુધીનું બાકી રહેલું વેર વસૂલ કર્યું ! વિજેતા ઉપર વિજય મેળવી હિંદુદેશ પાછો સ્વતંત્ર બન્યો; તે સાથે હૃદયમાં ઊંડે સુધી ખૂંચી ગયેલી શલાકા ઉખેડાઈ ગઈ; પરિણામે હિંદુઓની આ ભૂમિના હિંદુઓ જ પુનઃ માલેક બન્યા !

અને માટે તો હિંદુસ્તાનના સિંહાસન પર બહાદુરશાહની જે સ્થાપના કરવામાં આવી તે પુનઃસ્થાપના નહોતી, પરંતુ સાચા અર્થમાં માત્ર સ્થાપના હતી. હિંદુમુસલમાન વચ્ચે પુરાતન કાળથી ચાલ્યું આવતું યુદ્ધ હવે ખતમ થયું હોઈ જુલમી રાજઅમલનો અંત આવતાં દેશ માંહેના લોકસમુદાયને પોતાની મરજી મુજબનો કોઈ શાસક પસંદ કરવાની છૂટ મળ્યાની જાણે એ જાહેરાત માત્ર હતી. કેમકે શહેરી તેમ જ લડાયક પેશાવાળા હિંદુ અને મુસ્લિમ બંને જાતના પ્રજાવર્ગની સંપૂર્ણ સ્વેચ્છાથી જ બહાદુરશાહને સ્વાતંત્ર્યસંગ્રામના એક આગેવાન તરીકે તેમ જ સમ્રાટ તરીકે પસંદ કરવામાં આવ્યો હતો. આમ ૧૧મી મેના રોજ સિંહાસનારૂઢ થયેલ આદરપાત્ર વૃદ્ધ બહાદુરશાહ કાંઈ અકબર અગર ઔરંગઝેબના વારસ તરીકે મોગલોના સિંહાસન પર બેઠેલો એનો વંશજ માત્ર નહોતો; કેમકે એ સિંહાસનને તો મરાઠાઓના વજ્રઘાતે ક્યારનું ચૂર્ણવિચૂર્ણ કરી દીધું

હતું. એ તો લોકોએ પોતાની આપખુશીથી પસંદ કરેલો પરદેશી આક્રમણકારીઓ સામેના સ્વાતંત્ર્યસંગ્રામમાં લડવાને માટે નિયુક્ત કરેલો સમ્રાટ હતો. અને એ જ કારણે હિંદુસ્તાનનાં મુખ્ય મુખ્ય શહેરો અનેક લશ્કરી વિભાગો તેમ જ રાજામહારાજાઓ તરફથી પણ તેના પર અભિનંદનના તથા તેના પ્રત્યેની રાજનિષ્ઠાના સંદેશાઓનો વરસાદ વરસાવવામાં આવ્યો હતો! બળવો કરી ઊઠેલી પંજાબ, અયોધ્યા, નીમચ, રોહિલખંડ અને અન્ય સ્થળોની લશ્કરી પલટનો એ પોતાના ઝંડાઓ વગેરે ચિહ્નો સાથે દિલ્હીમાં આવી ક્રાંતિના આગેવાન તરીકે સ્વીકારાયેલા બહાદુરશાહના સિંહાસન સમક્ષ હાજર થઈ નમ્રભાવે પોતાની સેવા રજૂ કરી. અનેક પલટનોએ દિલ્હી આવતાં રસ્તામાં લૂંટેલા અંગ્રેજ ખજાનાની સઘળી રોકડ પ્રામાણિકતાથી દિલ્હીના બાદશાહના ખજાનામાં સુપરત કરી દીધી. એ જ વેળા ફિરંગી સત્તા પૂરી થયાની અને આખો દેશ ગુલામીમાંથી મુક્ત અને સ્વતંત્ર થયાની ઘોષણા કરવામાં આવી. એ જાહેરાતમાં એવી પણ ચેતવણી આપવામાં આવી હતી કે "શરૂઆતથી જ આપણી ક્રાંતિને અણધારી સફળતા મળવા લાગી છે; એનો પૂરેપૂરો સફળ અંત આણવા માટે હરેક હિંદીએ માનવીને શોભે એવો શત્રુનો સામનો કરવા કમર કસીને નીકળી પડવાનું છે." સિવાય એમાં ખાસ ભાર દઈને એમ પણ જણાવવામાં આવ્યું હતું કે "આ સ્વાતંત્ર્યસંગ્રામમાં ઝૂઝતી વેળા આ એક ઈશ્વરી ધર્મકૃત્ય છે એમ ગણીને એ પ્રત્યેની જાજ્વલ્યમાન નિષ્ઠા તથા કઠોર નિરધારપૂર્વક લોકોએ એમાં ભાગ લેવાનો છે".

"અમારા પાસે રજૂ કરવા જેવું કોઈ પણ આકર્ષણ હોય તો તે કેવળ આપણો ધર્મ! જેને પરમાત્માએ હિંમત આપી છે એણે કેવળ સંપત્તિ અને ખુદ પ્રાણની પણ પરવા કર્યા વિના આપણા

આ સનાતન ધર્મના આ મહાન્ અને પવિત્ર કાર્યમાં જોડાવું જોઈએ. લોકકલ્યાણનો વિચાર કરીને પ્રજા જો પોતાના વ્યક્તિગત સ્વાર્થનું બલિદાન આપશે તો અંગ્રેજોને આપણા દેશમાંથી હાંકી કાઢવા એ તો એક ઘડીમાં સાધ્ય બને તેવું છે ! ચોક્કસ માનજો કે મરણની નિશ્ચિત ઘડી આવી પહોંચ્યા પહેલાં કોઈને મૃત્યુ ખેંચી જઈ શકતું નથી; તેમ જ એ ઘડી આવી પહોંચે છે ત્યારે એમાંથી છટકવાનું કોઈને માટે પણ શકય નથી ! લાખો માણસો મહામારી (કોલેરા) સરખા મહાન વ્યાધિઓમાં મૃત્યુ તો પામે જ છે; પરંતુ ધર્મકાજે મૃત્યુને ભેટનાર જ શહીદ બને છે. માટે અમે કહીએ છીએ કે હિંદુસ્તાનમાંથી ફિરંગીઓને હાંકી કાઢવા અગર તો ઠાર કરવા એ હરેક હિંદી સ્ત્રી–પુરુષનું કર્તવ્ય છે."

આ ઉતારો જુદે જુદે વખતે અયોધ્યા તેમ જ દિલ્હીમાં પ્રગટ કરવામાં આવેલાં જાહેરનામાંઓ સરખા જ એક બીજા જાહેરનામામાંથી લેવામાં આવ્યો છે. આ જાતનું એક નવું જાહેરનામું દિલ્હીના જ સિંહાસનેથી પ્રગટ કરવામાં આવ્યું, અને આખા હિંદુસ્તાનમાં એનો પ્રચાર કરવામાં આવ્યો. દક્ષિણના અતિ દૂરના છેડે આવેલા વિભાગમાં પણ બજારમાં તેમ જ લશ્કરમાં સુદ્ધાં એ જાહેરનામાની નકલો વંચાતી દેખાતી હતી. એ જાહેરનામાનો આશય નીચે મુજબનો હતો: " સમસ્ત હિંદુ–મુસલમાન ભાઈઓ ! કેવળ ધાર્મિક કર્તવ્ય સમજીને જ અમે લોકો સાથે મળ્યા છીએ. આ સમયે જો કોઈ બીકણ અગર ડરપોકનું વર્તન રાખવશે અથવા તો માત્ર અંગ્રેજોના વચનોથી ભોળવાઈ જઈ તેમના પર વિશ્વાસ રાખશે, તેને બહુ ટૂંક મુદતમાં યોગ્ય શિક્ષા કરવામાં આવશે; અંગ્રેજો પર વિશ્વાસ રાખવાથી લખનૌના નવાબની જે દશા થઈ તેવી જ તેની પણ દશા થશે. અમને એક બીજી અગત્યની બાબત પણ હવે

કરવાની છે. સઘળા હિંદુ-મુસલમાનોએ સાથે મળીને કોઈ પણ આદરપાત્ર આગેવાનના હુકમોને સંપૂર્ણ રીતે માથે ચડાવીને બધું વ્યવસ્થિત રીતે ચાલે અને ગરીબ પ્રજાવર્ગને સુખ મળે તથા તેઓ વૈભવશાળી બને એ ધોરણે એકંદરે વર્તવાનું છે. હરેક જણે આ જાહેરનામાની વધારેમાં વધારે નકલો કરીને, ખુલ્લું ન થઈ જાય એ એ રીતે બુદ્ધિ વાપરીને, મુખ્ય મુખ્ય સ્થાનોએ ચોડવાની છે, અને એનો પ્રચાર થાય એ પહેલાં જ ઘા કરી લેવાનો છે!"

અંગ્રેજસત્તા વિરુદ્ધ યુદ્ધની જાહેરાત થયા પછી તુરત જ એ લડાઈ પદ્ધતિસર ચલાવી શકાય તે સારુ જરૂરી શસ્ત્રાસ્ત્રો અને દારૂ-ગોળો તૈયાર કરવાના કામમાં દિલ્હીના ક્રાંતિકારીઓ લાગી ગયા. તોપો, બંદૂકો અને બીજાં નાનાં હથિયારો બનાવવા માટે એક જંગી કારખાનું ઊભું કરવામાં આવ્યું, અને ત્યાંના કામકાજની દેખરેખ રાખવા માટે કેટલાએક ફ્રેંચ લોકોને પણ નીમી દેવામાં આવ્યા. દારૂગોળા માટે બેત્રણ વિશાળ ભંડારો ખોલવામાં આવ્યા. રાતદહાડો ચોવીસે કલાક કામ કરાવીને માણસો મારફત કેટલા ય મણ દારૂ રોજ બનાવવાનું શરૂ થયું. સહુને માટે ગોવધ બંધ કરવાનો હુકમ જાહેર કરવામાં આવ્યો. એક વખત કેટલાએક માથાભારે મુસલ-માનોએ જેહાદ પોકારીને હિંદુઓનું અપમાન કરવા માંડયું. તે વેળા પોતાનું આખું રાજમંડળ સાથે લઈને બાદશાહે જાતે હાથી પર બેસી આખા દિલ્હી શહેરમાં ચોતરફ ફરીને જાહેર કર્યું કે આ જેહાદ કેવળ ફિરંગીઓની સામે જ છે. જે કોઈ ગોવધ કરતો પકડાય તેને તોપને મોંએ કરવાની અગર તો તેના હાથપગ કાપી નાખવાની સજા ફરમાવવાનું નક્કી કરવામાં આવ્યું. કેટલાએક યુરોપિયનો પણ ક્રાંતિકારીઓની પક્ષે રહી અંગ્રેજી સત્તા સામે લડતા હતા.

બુંદેલકી સરાઈની લડાઈ પછી જે યુદ્ધસ્થાન પર અંગ્રેજોએ

પોતાની છાવણી ગોઠવી હતી તે સ્થાન લડાયક હિલચાલની દૃષ્ટિએ ભારે ઉપયોગી હતું. એક છેડે લગભગ દિલ્હીના કિલ્લાને અડી જાય ત્યાં સુધી પહોંચેલી અને યમુના નદીથી આગળ ચાર માઈલ દૂર સુધી લંબાયેલી એક ડુંગરની ધાર (જેને અંગ્રેજો Ridge તરીકે ઓળખતા હતા) એની કુદરતી ઊંચાઈને કારણે લડાયક દૃષ્ટિએ સારી રીતે ખપમાં આવે તેવી હતી. આસપાસની સપાટીથી આ ડુંગરની ધાર ૫૦-૬૦ ફૂટ ઊંચી હોવાથી તોપોનો સતત મારો ચાલુ રાખવા માટે એ સ્થાન ઘણું સરસ હતું. સિવાય એ ટેકરીઓની પાછલા ભાગમાં જ યમુનાની મોટી નહેર આવેલી હતી. ઉપરાંત ચાલુ વરસે પુષ્કળ વરસાદ વરસેલો હોવાથી છેક જૂન મહિનામાં પણ એ નહેરમાં અખૂટ પાણી ભર્યું હતું. એ નહેર છાવણીના પાછલા ભાગમાં આવેલી હોવાથી અંગ્રેજોને એને માટે શત્રુનો ભય પણ નહોતો. એટલું ખરું કે જેમ દિલ્હીમાંથી ક્રાંતિકારીઓ સામેની બાજુથી લડતા હતા તેમ જ પંજાબે પણ જો પાછલા ભાગમાંથી ચડાઈ કરી હોત તો અંગ્રેજો માટે ભારે કપરી વેળા આવી લાગત. પરંતુ અંગ્રેજોના સદ્ભાગ્યે પંજાબે બ્રિટિશોને પક્ષે રહેવાનું જાહેર કર્યું હતું. નાભા, ઝિંદ અને પતિયાળાના રાજાઓએ પંજાબના સઘળા અગત્યના માર્ગોનું રક્ષણ કર્યું તેમ જ પંજાબમાંથી અંગ્રેજો માટે દાણોપાણી, દારૂગોળો અને માણસો મળવાની સગવડ કરી આપી. હિંદુસ્તાનને દુર્ભાગ્યે આ સઘળી બાબતો એકીસાથે બની તેથી આખી પરિસ્થિતિ અંગ્રેજો માટે ખૂબ જ અનુકૂળ બની ગઈ. ઉપલાણવાળી જગ્યા, ડુંગરની ધારો, તેની પાછળ શત્રુઓના તોપમારાની હદબહાર સૈન્યની છાવણી માટે ખપ લાગે એવો સપાટ વિશાળ પર્વતપ્રદેશ, શત્રુઓના જાસૂસોનો ત્રાસ ન થાય એવી સુરક્ષિત જગ્યા, સાવ નજીક થઈને વહેતું વિપુલ પાણી, પંજાબનાં વફાદાર રાજ્યોએ પોતાને

અર્ધે સતત પહેરો રાખી સાચવેલા પંજાબ સુધીના નજીકના ધોરી રસ્તાઓ, વગેરે સઘળા જાતની અનુકૂળ પરિસ્થિતિને પરિણામે બ્રિટિશ સેનાપતિ બર્નાર્ડનો આત્મવિશ્વાસ પુષ્કળ વધી ગયો. પોતાના ઈતર સહાયક અધિકારીઓની પેઠે તેણે પણ બોલવા માંડ્યું: "અરે શી વાત છે ! દિલ્હી તો એક દિવસમાં કબજે કરી લેશું !"

અને ખરેખર દિલ્હી જીતી લેવાનું કામ જો એક જ દિવસનું હોય તો તે માટે બે દિવસો શા સારુ ગુમાવવા ! તો પછી એ પાપી અને રાજદ્રોહી દિલ્હીને બેચિરાગ બનાવી દેવા માટે આ ક્ષણે જ અંગ્રેજ સિપાઈઓને દિલ્હી પર તૂટી પડવાનો હુકમ શા માટે ન ફરમાવવો ? પંજાબ તો અમારા લશ્કરની કરોડ છે; અને એ મજબૂત હોય પછી લાંબા વખત સુધી ઘેરો ઘાલી દિલ્હી જીતવાના ઢરમોઠ ધોરણનો શા સારુ અંગીકાર કરવો? એ નાદાન શહેર પર એકદમ ચડાઈ કરી પહેલે ધડાકે જ એને ઉડાવી દીધું હોય તો વધારે સારું નહિ ? ચાલો ત્યારે; આપણે લશ્કરના બે ભાગ બનાવીએ, જેમાંથી એક વિભાગવાળા લાહોર દરવાજો તોડે અને બીજા વિભાગવાળા કાબુલી દરવાજો તોડે; પછી બંને વિભાગો એકીસાથે શહેરના રસ્તાઓમાં ધૂસી જઈશું અને એકએક થાણુ જીતતા પળવારમાં સીધા કિલ્લા પર પહોંચી જઈશું ! વિલ્બરફોર્સ, ગ્રેટહેડ અને હોડસન સરખા વીર આગેવાનો આવો સાહસભર્યો અને ઝડપી હલ્લો કરવા અતિશય આતુર હોઈ તેને છેવટ સુધી સફળતાપૂર્વક પાર પાડવાની

વગેરે બધી ગોઠવણો પહેલેથી નક્કી કરવામાં આવી હતી. આ રીતે ચડાઈ કરવાની સંપૂર્ણ તૈયારી થયા પછી બે વાગતાં નક્કી કરેલે સ્થાને એટલે કે પેરેડ-ગ્રાઉન્ડ ઉપર અંગ્રેજ લશ્કર આવી હાજર થયું. આવતી કાલે ખુદ દિલ્હીના રાજમહેલમાં પોતે રાતનો વિસામો લઈ શકશે એની હરેકને ખાતરી હોવાથી આજની રાતની ઊંઘના થોડા કલાક બગાડવા પડે તો તે માટે કચકચ કરવા જેવો મૂર્ખ તેમાં કોઈ નહોતો. પણ આ વખતે પણ અંગ્રેજોનું દુર્દૈવ વધારે બળવાન નીવડયું ! કેમકે ખરે વખતે લશ્કરના કેટલાક ભાગનો પત્તો જ નહોતો ! બ્રિગેડિયર ગ્રેવઝને આ રીતે ચડાઈ કરવામાં આપણે કંઈક ઉતાવળું પગલું ભરી રહ્યા છીએ એમ લાગ્યું; તેના હુકમ પણ એમ સ્પષ્ટ રીતે બતાવતા હતા કે આવી હિલચાલો બ્રિટિશોને નુકસાનકર્તા જ નીવડશે એવો ભય એના મનમાં રહ્યા જ કરતો હતો. આ રીતે દિલ્હી ઉપર હલ્લો કરવાનાં અને તત્કાળ વિજય મેળવવાનાં જે સ્વપ્નાં અંગ્રેજ સોલ્જરો સેવતા હતા, તે સ્વપ્નાં દિલ્હીના રાજમહેલમાં જઈ માણવાને બદલે રાત્રે પાછા પોતાની છાવણીમાં જ ખુદ પોતાના લશ્કરી બિછાનામા જ પડયા પડયા સંભારવાનું તેમને નસીબે લખાયું હતું !

બીજે દહાડે સવારે વિલબરફોર્સ અને ગ્રેટહેડે હલ્લો કરવાનુ ફરી નક્કી કરીને એ યોજના ફેરવિચાર અર્થે મુખ્ય સેનાપતિ બર્નાર્ડ તરફ મોકલી આપી. બર્નાર્ડે ક્રીમિયન યુદ્ધમાં ભારે નામના મેળવી હતી, છતાં તે ખૂબ ધીમો અને જરા ડરપોક સ્વભાવનો જ હશે એવી શંકા થાય છે. તેણે તા. ૧૪ મી જૂનના રોજ પ્રમુખ અધિકારી વર્ગની એક યુદ્ધસમિતિ બોલાવી, જેમાં પેલી હલ્લાની યોજના તેણે વિચાર માટે રજૂ કરી. એ યોજનાનું ગ્રેટહેડે આવેશથી સમર્થન કરવા છતાં બીજા અધિકારીઓને વિજયની ખાતરી દેખાઈ

અર્ધું સતત પહેરો રાખી સાચવેલા પંજાબ સુધીના નજીકના લશ્કરી રસ્તાઓ, વગેરે સઘળી જાતની અનુકૂળ પરિસ્થિતિને પરિણામે બ્રિટિશ સેનાપતિ બર્નાર્ડનો આત્મવિશ્વાસ પુષ્કળ વધી ગયો. પોતાના ઇતર સહાયક અધિકારીઓની પેઠે તેણે પણ બોલવા માંડ્યું: "અરે શી વાત છે! દિલ્હી તો એક દિવસમાં કબજે કરી લેશું!"

અને ખરેખર દિલ્હી જીતી લેવાનું કામ જો એક જ દિવસનું હોય તો તે માટે બે દિવસો શા સારુ ગુમાવવા? તો પછી એ પાપી અને રાજદ્રોહી દિલ્હીને બેચિરાગ બનાવી દેવા માટે આ ક્ષણે જ અંગ્રેજ સિપાઈઓને દિલ્હી પર તૂટી પડવાનો હુકમ શા માટે ન ફરમાવવો? પંજાબ તો અમારા લશ્કરની કરોડ છે; અને એ મજબૂત હોય પછી લાંબા વખત સુધી ઘેરો ઘાલી દિલ્હી જીતવાના દરમોક ધોરણનો શા સારુ અંગીકાર કરવો? એ નાદાન શહેર પર એકદમ ચડાઈ કરી પહેલે ધડાકે જ એને ઉડાવી દીધું હોય તો વધારે સારું નહિ? ચાલો ત્યારે; આપણે લશ્કરના બે ભાગ બનાવીએ, જેમાંથી એક વિભાગવાળા લાહોર દરવાજો તોડે અને બીજા વિભાગવાળા કાબુલી દરવાજો તોડે; પછી બંને વિભાગો એકીસાથે શહેરના રસ્તાઓમાં ધૂસી જઈશું અને એકએક થાણું જીતતા પળવારમાં ગીધા કિલ્લા પર પહોંચી જઈશું! વિલ્બરફોર્સ, ગ્રેટહેડ અને હોડસન સરખા વીર આગેવાનો આવો સાહસભર્યો અને ઝડપી હલ્લો કરવા અતિશય આતુર હોઈ તેને છેવટ સુધી સફળતાપૂર્વક પાર પાડવાની જવાબદારી તેમણે માથે લીધી છે. પછી હવે વિલંબ કરવાનું શું કારણ છે? અને સાથેસાથ તા. ૧૨મી જૂનના રોજ જનરલ બર્નાર્ડે હલ્લો કરવાનો ખાનગી હુકમ આપી દીધો. કોણે કોણે એકઠા થવું, ક્યાં એકઠા મળવું, રાતના અંધકારમાં કઈ ટુકડીએ કેવી રીતે આગળ વધવું, તથા ડાબી અને જમણી પાંખ કોણે કોણે સંભાળવી,

વગેરે બધી ગોઠવણો પહેલેથી નક્કી કરવામાં આવી હતી. આ રીતે ચડાઈ કરવાની સંપૂર્ણ તૈયારી થયા પછી બે વાગતાં નક્કી કરેલે સ્થાને એટલે કે પેરેડ-ગ્રાઉન્ડ ઉપર અંગ્રેજ લશ્કર આવી હાજર થયું. આવતી કાલે ખુદ દિલ્હીના રાજમહેલમાં પોતે રાતનો વિસામો લઈ શકશે એની દરેકને ખાતરી હોવાથી આજની રાતની ઊંઘના મોડા કલાક બગાડવા પડે તો તે માટે કચકચ કરવા જેવો મૂર્ખ તેમાં કોઈ નહોતો. પણ આ વખતે પણ અંગ્રેજોનું દુર્દૈવ વધારે બળવાન નીવડ્યું! કેમકે ખરે વખતે લશ્કરના કેટલાક ભાગનો પત્તો જ નહોતો! બ્રિગેડિયર ગ્રેવઝને આ રીતે ચડાઈ કરવામાં આપણે કંઈક ઉતાવળું પગલું ભરી રહ્યા છીએ એમ લાગ્યું; તેના હુકમ પણ એમ સ્પષ્ટ રીતે બતાવતા હતા કે આવી ઢિલચાલો બ્રિટિશોને નુકસાનકર્તા જ નીવડશે એવો ભય એના મનમાં રહ્યા જ કરતો હતો. આ રીતે દિલ્હી ઉપર હલ્લો કરવાનાં અને તત્કાળ વિજય મેળવવાનાં જે સ્વપ્નાં અંગ્રેજ સોલ્જરો સેવતા હતા, તે સ્વપ્નાં દિલ્હીના રાજમહેલમાં જઈ માણવાને બદલે રાત્રે પાછા પોતાની છાવણીમાં જ ખુદ પોતાના લશ્કરી બિછાનામાં જ પડ્યાં પડ્યાં સંભારવાનું તેમને નસીબે લખાયું હતું!

બીજે દહાડે સવારે વિલબરફોર્સ અને ગ્રેટહેડે હલ્લો કરવાનું ફરી નક્કી કરીને એ યોજના ફેરવિચાર અર્થે મુખ્ય સેનાપતિ બર્નાર્ડ તરફ મોકલી આપી. બર્નાર્ડે ક્રીમિયન યુદ્ધમાં ભારે નામના મેળવી હતી, છતાં તે ખૂબ ધીમો અને જરા ડરપોક સ્વભાવનો જ હશે એવી શંકા થાય છે. તેણે તા. ૧૪ મી જૂનના રોજ પ્રમુખ અધિકારી વર્ગની એક યુદ્ધસમિતિ બોલાવી, જેમાં પેલી હલ્લાની યોજના તેણે વિચાર માટે રજૂ કરી. એ યોજનાનું ગ્રેટહેડે આવેશથી સમર્થન કરવા છતાં બીજા અધિકારીઓને વિજયની ખાતરી દેખાઈ

નહિ. આથી એમણે ઊલટાનો એવો આગ્રહ રાખ્યો કે એ જાતનો હલ્લો કરવાથી જીત મળશે જ એમ માની લઈએ, તોપણ એમાં બળ અને પ્રતિષ્ઠાની ખુવારી તો પરાજય જેટલી જ સમાયેલી છે. 'સમજો કે સીધો હલ્લો કરીને દિલ્હી જીતી લીધું'; તોપણ પછીનું શું ? એ સાચવી રાખવાની શક્યતા કેટલી છે ? રસ્તે રસ્તે અને ઘેરઘેરથી ક્રાંતિકારીઓનો તોપમારો અને બંદૂકોની ગોળીઓનો વરસાદ વરસશે; એના સામે કેટલા અંગ્રેજ સૈનિકો ટકી રહીને જીવતા રહેશે ? ખુદ બનાર્ડને પોતાને આ વિષે ખાતરી નહોતી ! સઘળી ચર્ચાને અંતે હલ્લો કરવા અંગે ભિન્ન મતદર્શનમાં જ સહુ સહમત થયા ! અને એમ તા. ૧૨મી જૂનની રાત્રિનાં સ્વપ્નાં પેઠે જ તા. ૧૫મી જૂન પણ હલ્લો કરવાની સઘળી યોજનાઓ કેવળ વિચાર કરવામાં જ પસાર થઈ ગઈ ! ફરી ૧૬મી જૂનના રોજ યુદ્ધસમિતિની બેઠક ભરવામાં આવી. પરંતુ તેમાં પણ સહુના સખ્ત મતભેદ અને નાહિંમતનું જ પ્રદર્શન થયા પછી એ બેઠક પણ બરખાસ્ત થઈ.

જેમ અંગ્રેજોને પક્ષે હિંમતભર્યા અને સાહસી હલ્લાઓની યોજના વિચારવામાં સઘળા અંગ્રેજ સેનાપતિઓ ગૂંથાયા હતા તે જ મુજબ દિલ્હીમાં પણ નવું લોહી, નવાં હૈયાં, નવું સૈનિકબળ વગેરેનાં પૂર સતત ઉભરાયે જતાં હતાં; ઉપરાંત ક્રાંતિકારીઓએ પણ આજ સુધી જે કેવળ બચાવનું ધોરણ જ રાખ્યું હતું તેને બદલે જુદે જુદે સ્થળેથી બ્રિટિશ લશ્કર ઉપર સફળ છાપાઓ મારવાની શરૂઆત તેમણે કરી દીધી હતી. સારા ય હિંદુસ્તાનમાં ક્રાંતિ કરી ઊઠેલી અનેક ટુકડીઓ પોતાની સાથે શસ્ત્રાસ્ત્રો, દારૂગોળો તેમ જ ખજાનો લઈને દિલ્હીમાં રોજ આવ્યા જ કરતી હતીઃ કહો કે એની કતાર જામી ગઈ હતી ! આ કારણે ક્રાંતિકારીઓને યુદ્ધસામગ્રી અગર તો મનુષ્ય-ભરતીનો સવાલ જ નહોતો રહ્યો. આવા સંજોગોમાં ક્રાંતિકારી લશ્કર

માટે આક્રમણના માર્ગનો અંગીકાર કરીને અંગ્રેજ લશ્કરને એક ડગલું પણ આગળ વધવા ન દેતાં તેઓ હતા ત્યાં જ તેમને દાટી દેવાનું સહેજે બનવાજોગ હતું. જોરદાર હલ્લો કરીને કોઈ સખત લડાઈ અગર તો સાધારણ ઝપાઝપીમાં પણ પોતાની બાજુએ કશું નુકસાન વહોર્યા વિના આ ક્રાંતિકારી ટુકડીઓ શહેરમાં પાછી ફરી આવતી ! આવી ત્રાસદાયક લડાઈની પદ્ધતિથી અંગ્રેજોના દિલમાં સારી એવી દહેશત પેઠી, અને પરિણામે હલ્લો કરવાના કોઈ પણ પ્રકારના માર્ગનો વિચાર કરવાની પણ હિંમત તેઓ હારી બેઠા'

૧૨ મી જૂનના રોજ દિલ્હીના ક્રાંતિકારીઓ શહેરમાંથી બહાર નીકળીને, ઊંચાનીચા ખાડા ટેકરા, તેમ જ ઝાડઝાંખરાંઓનો સહારો લઈ લપાતા છૂપાતા અંગ્રેજોની છાવણીથી લગભગ ૫૦ ફીટના અંતર જેટલા જ નજીક પહોંચી ગયા; અને અંગ્રેજોને તેમની કશી હિલચાલની જાણ થાય તે પહેલાં જ હલ્લો કર્યો. આ લડાઈમા અંગ્રેજોના ઘણા તોપચીઓ ખપી ગયા, અને નોક્સ પણ એક સિપાઈએ તેના પર તાકીને છોડેલી ગોળીથી ઠાર થયો. બરાબર આ જ વખતે અંગ્રેજોની છાવણીની પાછલી બાજુ પરથી એક બીજી ક્રાંતિકારી ટુકડીએ હલ્લો કર્યો, અને ત્યાં પણ ખૂબ લડાઈ જામી પડી. અંગ્રેજોની જમણી પાંખ પર—જે જગ્યાને 'હિંદુરાવની કોઠી' તરીકે ઓળખવામાં આવે છે તે સ્થળે—પણ ક્રાંતિકારીઓએ જોરદાર હલ્લો કર્યો. "આ વેળા જેની વફાદારી પર અમે ઘણો આધાર રાખેલો તેવી એક હિંદી ભાડૂતી પાયદળ પલટન ક્રાંતિકારીઓની સાથે ભળી ગઈ. પરંતુ એ લોકોની નીચતા જણાઈ આવતાં જ જ્યારે અમારા તોપખાનાનાં મોં તેમના પર ગોઠવાયાં, ત્યારે ભારે ઝડપથી પીછેહઠ કરી, તેઓ તોપમારા બહાર નીકળી ગયા.[1] 'એ જગ્યાએ

[1] Kaye's *Indian Mutiny*, Vol II, page 411.

નેતૃત્વ કરેલ મુખ્ય અધિકારી મેજર રીડ કહે છે: "એ પાછળ પલટન જાણે હલ્લો કરવા જતી હોય એવો દેખાવ કરીને મોરચે આગળ વધી. પરંતુ એ સિપાઈઓ શત્રુઓમાં પેસી તેમની સાથે ભળી ગયેલા દેખાતાં જ મને ભય પેઠો. મેં ઝડપથી તેમના પર જ તોપમારો ચલાવવા હુકમ કર્યો: પરંતુ એ હરામખોરો તો તે પહેલાં જ દૂર નાસી ગયા હતા. તેમાંના પાંચછ જણા પણ માર્યા ગયા હશે કે કેમ તે વિષે મને શંકા છે।"

આ બનાવ પછી રોજ સવારે ક્રાંતિકારી ટુકડીઓ બહાર નીકળી પડતી અને હલ્લાઓ કરી સાંજે સુખરૂપ પાછી ફરતી. બહારથી દિલ્હીમાં આવતી હરેક નવી ટુકડીને આવ્યા પછી બીજે જ દિવસે અંગ્રેજ છાવણી પર ચડાઈ કરવા રવાના કરવામાં આવતી. ૧૩મી જૂનના રોજ ફરી વાર 'હિંદુરાવની કોઠી' પર હલ્લો લઈ જવામાં આવ્યો. આ હલ્લામાં તા. ૧૨ મી જૂનના રોજ છૂટીને ક્રાંતિકારીઓને આવી મળેલી ટુકડી જ મુખ્યત્વે ચમકતી હતી. મેજર રીડ લખે છે: "ટ્રંક રોડને રસ્તે બરાબર સામેથી જ પોતાની પલટનો સાથે તેઓ હલ્લો લઈ આવ્યા. આ ચડાઈની સરદારી એ ટુકડીના સરદાર બહાદુરસિંગને જ સોંપાઈ હતી. અમારી ડાબી પાંખ ઉપર ઊતરી પડવાનો તેનો ઇરાદો હોવાથી તે પોતાના માણસોને દૂર ને દૂર રહેવાનું સૂચવતો હતો. આ લડાઈમાં તે વધારે આગળ ઊંચો. ક્રાંતિકારીઓ આ વેળા મરણિયા થઈને લડ્યા. સરદાર બહાદુરસિંગને તેના નોકર (orderly) લાલસિંગે જ ઠાર કર્યો. એની

ટૉમ્સ અને મેજર રીડે બંનેએ મળી ક્રાંતિકારીઓની બંને પાંખો પર હલ્લો કર્યો તથા તેમને બરાબર દબાવીને સખત મારો ચલાવ્યો. છતાં એ ઇમારતમાં પુરાયેલા મણ્યાગાંઠ્યા ક્રાંતિકારીઓ કોઈ રીતે ડરી જઈ અંગ્રેજોને શરણે ન જ આવ્યા. ગોળીઓનો મારો કરવાનું તેમને માટે અશક્ય બની જતાં તેમણે બંદૂકો ફેંકી દઈ તલવારો ખેંચી, અને ભારે જુસ્સાથી અંગ્રેજ શત્રુઓ પર તૂટી પડ્યા. એમાંનો એકેએક સૈનિક લડતાં લડતાં મરાયો; પણ છેલ્લો આદમી ખલાસ થતાં સુધી તેમણે ઇદગાની ઇમારતમાં શત્રુઓને ડગલુ પણ મૂકવા ન દીધું!

૧૮મી જૂનના રોજ નસીરાબાદમાં બળવો કરી ઊઠેલી પલટનોએ દિલ્હીમાં આવી સાથે આણેલો સઘળો ખજાનો જવાબદાર રાજપુરુષોને સ્વાધીન કરી દીધો. એમના પ્રતિનિધિઓને બાદશાહે પોતે પોતાના રાજમહેલમાં બોલાવી મુલાકાત આપી. દરબારમાં સિપાઈઓના એ પ્રતિનિધિઓએ તા. ૨૦ મી જૂનના રોજ અંગ્રેજ લશ્કર પર હલ્લો કરવાના શપથ લીધા. નક્કી કરેલી યોજનાનુસાર ૨૦મી જૂનના રોજ સવારમાં ક્રાંતિકારી લશ્કર શત્રુઓ પર હલ્લો કરવાને ઇરાદે દરવાજા બહાર નીકળતું જણાયું. અંગ્રેજ છાવણીના પાછલા ભાગ પરથી હલ્લો કરવા સારુ પણ સિપાઈઓ સબ્જીમંડીમાંથી લપાતા છૂપાતા આગળ વધ્યા અને અંગ્રેજોને કશું જાણવા ન દેતાં ગોળીઓનો સખત વરસાદ વરસાવી શત્રુઓ પર જોરદાર હલ્લો કર્યો. સ્કૉટ, મની, ટૉમ્સ અને બીજા અંગ્રેજ અધિકારીઓએ તોપખાનાની ભયંકર આગ વરસાવી એ હલ્લો રોકવાની પુષ્કળ મહેનત કરી; પરંતુ હિંદી સિપાઈઓનો હલ્લો એટલો સજ્જડ અને ચોકસાઈભર્યો હતો કે તે અટકાવવો મુશ્કેલ હતો. નસીરાબાદનું તોપખાનું તો એટલી ભયંકર આગ રેડી રહ્યું હતું અને એ ધસારો એટલો જોરદાર હતો કે

શૂરવીર ટોમ્પ્સ પણ લાચાર બની બોલી ઊઠ્યો: "ડેલી! દોડ દોડ! નહિ તો આ મારી તોપો પણ શત્રુને હાથ પડી જાણજે!" પંજાબનું હિંદી લશ્કર લઈ ડેલી તેની મદદે દોડ્યો; પરંતુ તુરત જ એક ક્રાંતિકારીની ગોળી તેના ખભામાં ઘૂસી ગઈ અને તેને પાછા ફરવું પડ્યું. સાંજ પડવા આવી હતી, સિપાઈઓ ચોક્કસપણે સરસાઈ ભોગવી રહ્યા હતા. તેમણે ફરી હલ્લો કર્યો અને અંગ્રેજોની તોપો લગભગ કબજે કરી લીધી. ૯મી લેન્સર પલટન અને વફાદાર પંજાબી લશ્કર એક કરતા ઘણી વાર ક્રાંતિકારીઓ પર ધસી ગયું, તોપણ આખરે સહુને ભારે ઉતાવળ સાથે પાછા જ હઠવું પડ્યું. રાત પડી છતાં રણમેદાનમાં લડાઈ તો જોસભેર ચાલુ જ રહી. અંગ્રેજોએ પોતાની બાજુ ખૂબ ખૂબ સંભાળી લીધી છતાં તોપો સાચવી રાખવા ઉપરાંત વધારે કશું તેઓ કરી શકયા નહિ. લૉર્ડ રૉબર્ટ્સ લખે છે: "બંડ કરનારાઓએ અમને છિન્નભિન્ન કરી નાખ્યા!" જે ઘોડા પર હોપગ્રૅંટ બેઠો હતો તે ઘોડો જ ઠાર થયો, ને તે પોતે પણ ઘાયલ બન્યો; અને જો તેના એક વિશ્વાસુ મુસલમાન ઘોડેસ્વારે પડખે ઊભા કરી તેને ટેકો આપ્યો ન હોત તો તે પણ ઘડીના છઠ્ઠા ભાગમાં મૃત્યુના મોંમાં સપડાત! લડાઈ મધ્યરાત્રિ સુધી આમ ને આમ ચાલુ રહી; છતાં પણ સિપાઈઓના હલ્લાને રોકવાનુ મુશ્કેલીભર્યું જણાવાથી અંગ્રેજોએ પીછેહઠ સાથે મેદાનમાંથી પાછા ફરવા માંડ્યું. આમ બ્રિટિશ છાવણીના પાછલા ભાગની બહુ ઉપયોગી – અગત્યની અને મારો કરવા માટે ખપજોગી જગ્યા વિજયી ક્રાંતિકારીઓના સંપૂર્ણ કબજામાં આવી.

એ રાત્રે બ્રિટિશ સેનાપતિની ચિંતાનો પાર ન રહ્યો. એની સઘળી ઊંઘ ઊડી ગઈ! રાત્રિ દરમિયાન એ એક મટકું પણ મારી ન શક્યો. આટલા શૌર્યને અંતે જીતેલી એ મારો કરવા માટેની સુંદર જગ્યા

ક્રાંતિકારીઓ પોતાના કબજામાં સાચવી રાખી શક્યા હોત, તો બ્રિટિશોનો પંજાબની સાથે જોડાયેલ ચાલુ વ્યવહારમાર્ગ તેમણે તોડી નાખ્યો હોત। તોળાઈ રહેલો આ ભય દૂર કરવા તથા વિજયી શત્રુના વશ્કરને હઠાવી પાડવાને ઇરાદે અંગ્રેજો બહુ વહેલી સવારથી ખટપટમાં પડ્યા પરંતુ બીજી બાજુ દારૂગોળો અને વધારે સિપાઈઓનો તોટો પડવાથી ક્રાંતિકારીઓ દિલ્હી તરફ પાછા ફર્યા, જેને પરિણામે ખાલી થયેલ એ સ્થાન અંગ્રેજોએ તુરત કબજે કરી લીધું। એ લડાઈની તેમ જ સિપાઈઓએ શત્રુઓના પકડેલ સખ્ત પીછાની બાતમીથી લોકોના ઉત્સાહમાં ખૂબ ઉમેરો થયો, એ ઉત્સાહના જોરમાં દિલ્હીના લોકોએ શહેરના કોટ ઉપર એક મોટી દૂર સુધી માર ચલાવી શકે તેવી તોપ ચડાવી અંગ્રેજ છાવણી પર સતત તોપમારો ચાલુ કરી દીધો દિલ્હીના સિપાઈઓના આ હલ્લાઓથી અંગ્રેજો કોઈ પણ જાતનો આક્રમણકારી પ્રતિહલ્લો કરી શકે તેવું રહ્યું નહિ, તેમને કાયમ બચાવ પર લડવું પડ્યું એટલું જ નહિ પરંતુ અત્યારે જ તેઓ જે સ્થાન રોકી બેઠા હતા, તે ટકાવી રાખવામાં પણ એમને નાકે એવો દમ આવી જતો હતો કે પંજાબથી નવી મદદ મળે નહિ ત્યાં સુધી તેઓ કોઈ પણ તરેહનું આક્રમણકારી પગલું ભરે તે અશક્ય બની ગયું અને એ સઘળી મુશ્કેલીમાં જાણે અધૂરામાં પૂરું હોય તેમ (આજે) ૨૩મી જૂનનો દિવસ ઊગ્યો।

૨૩ જૂન ૧૮૫૭નો દિવસ એટલે પ્લાસીના યુદ્ધની શતસંવત્સરીનો દિવસ। બરાબર સો વરસ પહેલાં એ જ તારીખે સામ્રાજ્યના જુગારમાં નિમકહરામીના રણમેદાનમાં હિંદુસ્તાનના પાસા અવળા પડ્યા। પહેલાના અપમાનમાં દર વરસે નવો નવો ઉમેરો થતા પૂરાં સો વર્ષો વીતી ગયાં। સો વરસની અધમ ગુલામીનું જૂનું વેર એકવાર વસૂલ લેવું, અને લોહીની નદીઓ વહેવડાવી તેમાં આજ સુધીનાં રાષ્ટ્રના અવળા

અપમાનો અને દેશસમસ્તની વિડંબનાઓ ધોઈ નાખવી, એ એક જ વિચાર – એ એક જ ભયંકર લાલસા કિલ્લા માંહિના સિપાઈઓના મનમાં ઘોળાયા કરતી હતી' પવનની હરેક લહરીમાં, સૂર્યના પ્રત્યેક કિરણમાં, તોપના હરેક ધણધણાટમાં અને તલવારના દરેક ખણખણાટમાં આજે 'પ્લાસી' પ્લાસીનું વેર!'નો એક જ અવાજ સંભળાયા કરતો હતો' સવારના સૂર્યોદયે પ્લાસીના એ અભાગી યુદ્ધની શતસંવત્સરીનું આગમન પ્રગટ કરતાં જ એક પછી એક ક્રાંતિકારી ટુકડીઓ દિલ્હીના લાહોર દરવાજેથી બહાર નીકળવા માંડી. આજે પોતાના બરાબરના સમાચાર લેવાશે એની અંગ્રેજોને પણ પૂરેપૂરી ખાતરી હોવાથી તેઓ પણ સજ્જ થઈને બેઠા હતા; અને એથી સૂર્યોદય પહેલાં જ એમણે પોતાની વ્યૂહરચના ગોઠવી રાખી હતી. આ દિવસની આપત્તિનો વિચાર કરીને જ તેમણે પહેલેથી જ પંજાબ સરકાર પાસે મદદની માગણી મોકલી આપી હતી, અને તેમના સદ્ભાગ્યે આગલે જ દિવસે થોડુંએક લશ્કર પંજાબમાંથી આવી પણ પહોંચ્યું હતું. પંજાબથી મદદ આવી પહોંચ્યાના ખબર લશ્કરમાં ફેલાતાં જ અંગ્રેજોમાં ખૂબ હિંમત આવી ગઈ. પરંતુ અંગ્રેજોને નવી મદદ આવી મળ્યાના ખબરથી, અગર તો અંગ્રેજોના પાછલા ભાગને સાંધતા સઘળા પૂલો તેમણે તોડી નાખ્યાનું નજરે દેખાવું હોવા છતાં, ક્રાંતિકારીઓના ઉત્સાહમાં લગીરે ઊણપ અગર ખામી આવે તેમ નહોતી. એમણે સબજીમંડીમાંથી ઘૂસી જઈને બ્રિટિશો પર ગોળીબાર શરૂ કર્યો. બ્રિટિશ પાયદળે હલ્લાઓ પર હલ્લાઓ કર્યાં, પરંતુ જેમ જેમ તેઓ આગળ આવતા તેમ તેમ હરેક વખતે ક્રાંતિકારીઓ તેમને પાછા તગડી દેતા. ગઢ ઉપરનું તોપખાનું એ જ જોરથી ધણધણી રહ્યું હતું. 'હિંદુરાવની કોઠી'ના પણ ક્રાંતિકારીઓએ સારા એવાં ખબર લઈ નાખ્યા હતા! બપોરના બાર વાગે તો યુદ્ધમાં ખરેખરો રંગ જામ્યો. પંજાબી પલટનો પર, ગુરખા પલ-

ટનો પર તેમ જ બ્રિટિશ ગોરી પલટનો પર ક્રાંતિકારીઓ એક પછી એક હલ્લો કર્યે જતા હતા. મેજર રીડ લખે છે : "બપોરના બારને સુમારે બળવાખોરોએ અમે આવરી લીધેલા યુદ્ધક્ષેત્ર પર સખત હલ્લો આણ્યો. એ દિવસ કરતાં વધારે શૂરવીરતાપુર્વક કોઈ દિવસે કોઈ લડ્યું હશે એમ મને લાગતું નથી. શત્રુઓએ મારી રાયફલ ટુકડી પર અને ગાઈડ પલટનો પર વારંવાર એટલી બધી વાર મારો ચલાવ્યો કે એક વાર તો મને એમ જ થઈ ગયું કે આજે હવે ટકી શકાશે નહિ."[૨]

પ્રત્યક્ષ રણમેદાન પર લડી રહેલા એક શૂરા અંગ્રેજ અમલદારે લખી રાખેલા આ શબ્દો ક્રાંતિકારીઓના હલ્લાઓ કેવા જોરદાર અને ભયંકર હતા એનો સ્પષ્ટ પુરાવો આપે છે. પરંતુ આ વિખરાઈ પડેલા દાવાનળ અને શક્તિ–સામર્થ્યને એકસૂત્રે બાંધી લઈ એની બરાબર યોગ્ય યોજના કરનારો કોઈ સમર્થ આગેવાન ક્રાંતિકારીઓને સાંપડ્યો નહિ. એમને સાંકળી રાખનાર બે જ અંકોડા હતા : દેશની સ્વતંત્રતા પાછી મેળવવાની પ્રબળ મહત્ત્વાકાંક્ષા અને હૃદયમાં સદાય ખૂંચી રહેલું પ્લાસીના યુદ્ધનું રાષ્ટ્રના મહાન અપમાનરૂપી શલ્ય ! એવો ભય પેદા થયો કે કદાચ અંગ્રેજોનું તોપખાનું જ ક્રાંતિકારીઓને હાથ પડી જાય. આખરે પોતાના સિપાઈઓને દબડાવવાના પ્રયત્નો કરતાં કરતાં કર્નલ બેલ્શમેન ગોળી લાગતાં ઠાર થયો. આખો દિવસ અંગ્રેજ પક્ષનો હરેકહરેક સિપાઈ લડ્યા કરતો હતો; અને હવે તો તેઓ પણ ટકી નહિ શકે એમ સાફ દેખાતું હતું ! પરંતુ બ્રિટિશ સેનાપતિને હજુ હતાશ થવાનું કશું કારણ નહોતું, કેમકે આજ સવારે જ આવી પહોંચેલી વફાદાર પંજાબી પલટનો હવે પોતાનો હાથ દેખાડવા ઉત્સુક થઈ રહી હતી ! હવે તેમને

૨ Major Reid's *Siege of Delhi*.

આગળ વધવાનો હુકમ અપાયો; અને તાજી શક્તિવાળી આ પલટનના પહેલા જ જોરદાર હલ્લા સામે આખો દિવસ અવિશ્રાંતપણે લડી રહેલા ક્રાંતિકારીઓ બરોબર સામનો કરી ન શક્યા. છતાં એવી મુશ્કેલી-ભરી પરિસ્થિતિમાં પણ તેમણે રાત પડતાં સુધી ટક્કર ઝીલી; અને એ પછી પોતે જ જીત્યાનું અભિમાન ધારણ કરતાં બંને સૈન્યો પાછાં ફર્યાં. આ રીતે કોઈ પક્ષની હારજીતની નોંધ કર્યા વિના પ્લાસીની શતસંવત્સરીનો સૂર્યાસ્ત થયો; અને બંને લશ્કરો પરસ્પરની શૂર-વીરતા તેમ જ ધીરજ પ્રત્યે અંતરમાં આદરભાવ સહ પોતપોતાની છાવણીમાં પાછાં જઈ પહોંચ્યાં.

બન્ને બાજુએ રોજ રોજ નવા નવા સિપાઈઓનો ઉમેરો થયા જ કરતો હતો. પંજાબમાંથી સતત લશ્કરી મદદ આવ્યા જ કરતી હતી; આથી અત્યાર સુધીમાં અંગ્રેજ પક્ષનું સૈન્યબળ સાત હજારની સંખ્યાએ પહોંચ્યું હતું. બીજી બાજુ રોહિલખંડમાં ક્રાંતિ કરી ઊઠેલું બખ્તખાનની આગેવાની તળેનું લશ્કર પણ ક્રાંતિકારીઓને પક્ષે દિલ્હીમાં આવી પહોંચ્યું હતું. લોર્ડ રોબર્ટ્સ લખે છે: "રોહિલ-ખંડવાળું લશ્કર હોડીઓનો તરતો પૂલ ઓળંગીને કલકત્તાને દરવાજે થઈ દિલ્હીમાં પેઠું. હાથમાં રંગબેરંગી ધજા-વાવટાઓ લઈને લશ્કરી ગીતોના તાલ સાથે શિસ્તપૂર્વક કૂચ કરતું હજારો સિપાઈ-ઓનું લશ્કર દિલ્હીમાં પ્રવેશ કરતું અમે 'રિજ' પરથી સ્પષ્ટ રીતે જોઈ શકતા હતા." જુદે જુદે સ્થળેથી દિલ્હીમાં આવી ચડેલી આ બધી સિપાઈઓની પલટનોને એકત્ર કરી તેમનામાં થોડેઘણે અંશે પણ સંગઠન આણનારી કોઈ પણ શક્તિ હોય તો તે કેવળ સિદ્ધાંત પ્રત્યેની પ્રીતિ હતી! આવી તરેહના કોઈ સિદ્ધાંત પ્રત્યેની અનન્ય ભાવના સિવાય આટલું સંયુક્ત અને સુસંગઠિત લશ્કર, ભિન્ન ભિન્ન જાતિ-જ્ઞાતિઓના, જુદા જુદા પંથોના, અને જેમણે

જનમ ધરીને કદી પરસ્પર કોઈનું મેં પણ દેખ્યું, નહોતું પરંતુ માત્ર અચાનક ઊઠેલ કોઈ ઝંઝાવાતથી ખેંચાઈને એક જ સ્થળે એકઠા થઈ ગયા હતા, એવા સિપાઈનું જૂથ એક અખંડ સૈન્ય તરીકે ઊભું ન જ રહી શકત–નિર્માણ ન જ થઈ શકત. બાદશાહ અને તેના અધિકારીઓએ ભારે અવિશ્રાંત મહેનત કરવા છતાં શહેરમાં લૂંટફાટ અને અરાજકતા અટકાવી શકાતાં નહોતાં, તેમ જ ચોરીઓ તથા દમદાટી દ્વારા પૈસા પડાવવાની સિપાઈઓની ચુંડાગીરીના કિસ્સાઓ વિના એક પણ દિવસ ખાલી જતો નહોતો. આવી દશામાં, એ વેળા એ સઘળા પરસ્પર વિરોધી અને ભિન્નભિન્ન પ્રવાહોને એક મોટા પ્રવાહમાં વાળી લેનારા કોઈ નિપુણ અને પ્રતિભાશાળી આગેવાનની ભારે ખોટ જણાતી હતી. આવે વખતે ક્રાંતિની ઊથલપાથલમાં સહજ રીતે પ્રગટ થઈ આવતી લોકોની દુષ્ટ પ્રવૃત્તિઓ અને ઊંધે રસ્તે જતી માનસિક વૃત્તિઓ જોસભેર ઉભરાઈ પડી હતી. છતાં એવી વિકટ પરિસ્થિતિમાં પણ અંગ્રેજ લશ્કર ઉપર હલ્લાઓ પર હલ્લાઓ કરીને દિલ્હીએ તેમનામાં ભયનો સંચાર પેદા કર્યો હતો, અને બ્રિટિશોને કાબૂમાં રાખ્યા હતા. આમ બનવાનું ખરું કારણ એ જ હતું કે શહેરી પ્રજાવર્ગમાં તેમ જ લશ્કરના સિપાઈવર્ગમાં બંનેના દિલમાં પરદેશી ફિરંગી શત્રુઓને દેશ બહાર હાંકી કાઢવાની પ્રબળ ઊર્મિ પ્રગટી ઊઠી હતી. પરંતુ આખરી વિજય ચોક્કસપણે પ્રાપ્ત કરી શકાય એ સારુ કેવળ ભાવનામાં સમાઈ જતા સિદ્ધાંત પ્રત્યેની વફાદારી અને પ્રેમ કોઈ પ્રત્યક્ષ દેખાતી વ્યક્તિના નજરે જણાતા સામર્થ્ય અને કર્તવ્યપરાયણતા સાથે જોડાય એ ખાસ જરૂરનું હતું. એ જ વખતે જાણે ઈશ્વરી બક્ષિશ ઊતરી હોય એમ રોહિલખંડનો બખ્તખાન પોતાના લશ્કર અને ખજાના સાથે દિલ્હીમાં આવી પહોંચ્યો! બખ્તખાને દિલ્હીમાં પ્રવેશ કર્યો તે વેળા દિલ્હીના લોકો કઈ જાતની માનસિક સ્થિતિમાં હતા તેનું સારામાં સારું

વર્ણન તે વેળા દિલ્હીમાં વસતા એક શહેરીની રોજનીશીમાંથી સાંપડે છે. તે લખે છે : "યમુના પરનો પૂલ દુરસ્ત કરી લેવામાં આવ્યો હતો, કેમકે રોહિલખંડની ટુકડીઓની વાટ જ જોવાતી હતી. એ લશ્કર ઘણે દૂર હતું છતા દિલ્હી તરફ આવી રહેલા એ લશ્કરને બાદશાહ દૂરબીનમાંથી જોઈ રહ્યા હતા. તા.૨૭ જુલાઈના રોજ નવાબ અહમદ કુલીખાન, બીજા સરદારો અને શહેરીઓને લઈ ને બાદશાહ રોહિલખંડની ટુકડીનું સ્વાગત કરવા સામે ગયા. આવતાંવેંત રોહિલખંડવાળા લશ્કરના પ્રમુખ મહમ્મદ બખ્તખાને પોતાની સેવા સ્વીકારવા માટે બાદશાહને વિનંતિ કરી. બાદશાહની હવે શી મરજી છે તે જાણી લેવાનો બખ્તખાને જ્યારે ખૂબ આગ્રહ બતાવ્યો ત્યારે બાદશાહે જણાવ્યું: 'મારી સહુથી તીવ્રમાં તીવ્ર ઇચ્છા એક જ છે કે પ્રજાના જાનમાલનું સારી રીતે સંરક્ષણ થાય, તેમને કોઈ પણ જાતનો ભય ન રહે, અને ફિરંગી શત્રુઓને આપણા દેશ બહાર હાંકી કાઢેલા હું જોઉં!' તે પછી 'બાદશાહની મરજી હોય તો સઘળા ક્રાંતિકારી લશ્કરની સરદારી લેવા હું તૈયાર છું' એવી બખ્તખાને બાદશાહને વિનંતિ કરી. તુરત બાદશાહે ભારે મહેરબાન બનીને સેનાપતિ સાથે હાથ મિલાવ્યા. તે પછી જુદી જુદી ટુકડીઓના આગેવાનોને બોલાવવામાં આવ્યા, અને બખ્તખાનને સઘળા ક્રાંતિકારી લશ્કરના સેનાપતિ નીમવા અંગે સહુનો અભિપ્રાય પૂછવામાં આવ્યો. તુરત સહુએ સંમતિ આપી, અને મુખ્ય સેનાપતિ તરીકે તેના હુકમો ઉઠાવવાના શપથ લીધા. આ મેળાવડો ઊકલી ગયા પછી બાદશાહે ફરી એક વાર સેનાપતિને એકાંતમાં મુલાકાત આપી. બખ્તખાનને મુખ્ય સેનાપતિ નીમ્યાના ખબર દાંડી પીટીને શહેર આખામાં જાહેર કરવામાં આવ્યા. તેને ઢાલ-તલવાર સાથે સેનાપતિપદ એનાયત કરવામાં આવ્યું. શાહજાદા મિરઝા મુગલને તેનો સહાયક મુખ્ય સેનાપતિ નીમવામાં આવ્યો. બખ્તખાને બાદશાહને અરજ

કરી જણાવ્યું કે ' શહેરમા કશી ધમાલ અગર લૂંટફાટ કરતો કદાચ ને શાહી કુટુંબનો કોઈ નબીરો હાથ આવશે તો તેને સુદ્ધાં પકડી લઈને તેના નાકકાન કાપી લેતા પોતે અચકાશે નહિ!' બાદશાહે જવાબ આપ્યો: ' તમને સંપૂર્ણ ઉચ્ચ અધિકારો સુપરત કરવામાં આવ્યા છે; તો જરા ય અચકાયા વિના તમને જે વ્યાજબી જણાય તે સઘળાં પગલાં તમે લઈ શકશો.' કોટવાલને પણ જણાવી દેવામાં આવ્યું કે એની નરમાશને કારણે શહેરમાં કશી ધમાલ, ગરબડ કે લૂંટફાટના દાખલા બન્યા જણાશે તો તેને ફાંસીએ ચડાવી દેવામાં આવશે. બખ્તખાને પોતાની સાથે ચાર પાયદળ પલટનો, સાતસો ઘોડેસ્વાર લશ્કર, ઘોડા પર ચડાવેલી છ તોપો તથા જમીન પર ખેંચવાની ત્રણ તોપો આણ્યાનો અહેવાલ રજૂ કર્યો! વળી આ સઘળા લશ્કરને છ મહિનાઓનો પગાર પહેલેથી જ આપી દેવામાં આવ્યો હતો, ઉપરાંત સેનાપતિ પાસે ચાર લાખની રોકડ રકમ પણ હજી જેમની તેમ સિલિકમાં હતી, એટલે સિપાઈઓના પગાર વિષે અગર તો બીજી જોગવાઈ વિષે બાદશાહને કશી ચિંતા કરવાપણું રહેતું નહોતું. એટલું જ નહિ પરંતુ બીજી જે કાંઈ રોકડ રકમ મળશે તે સઘળી બાદશાહ પાસે રજૂ કરવામાં આવશે એમ પણ તેને જણાવી દેવાયું. એ વેળા બાદશાહે ચાર હજાર રૂપિયાની મીઠાઈ લશ્કરમાં વહેંચાવી. આગ્રાના સિપાઈઓ, નમીરાબાદની પલટનો, જાલંદરની પલટનો, આખું લશ્કર બખ્તખાનની સરદારી તળે હતુ. હરેક શહેરી પાસે હથિયાર તો જોઈએ જ જોઈએ એવો જાહેર હુકમ કરી દેવામાં આવ્યો, તે સાથે એમ પણ જણાવવામાં આવ્યું કે જેની પાસે કશું જ હથિયાર નહિ હોય તે જો મુખ્ય થાણામાં આવી માગણી કરશે તો તેને હથિયાર મફત આપવામાં આવશે. એમ કરવાનો ઉદ્દેશ એ હતો કે હથિયાર વિનાનો એક પણ આદમી શહેરમાં રહેવો ન જોઈએ' કોઈ સિપાઈ શહેરમાં લૂંટફાટ કરતો ફરતો જણાતો તો તુરત તેના હાથ કાપી નાખવામાં

આવતા. બખ્તખાને શસ્ત્રાગારમાં જઈ બધાં શસ્ત્રો અને જ્વલિત દારૂગોળાની સજાવટ કરી દીધી. રાત્રે આઠ વાગે સર સેનાપતિએ રાજમહેલમાં ફરી વાર પગ દીધો. બાદશાહ તથા બેગમ ઝિનતમહાલ, હકીમ હસનુલ્લાખાન તથા અહમદ કુલીખાન, સઘળાંએ એકઠા મળી રાજકારભાર વિષે વિગતથી ચર્ચા કરી. તા. ૩૭ જુલાઈની સામુદાયિક પરેડમાં લગભગ વીસ હજાર સિપાઈઓ મેદાનમાં હાજર હતા.[*]

આ બાજુ દિલ્હીમાં જેમ બખ્તખાનના આવવાને કારણે ક્રાંતિકારીઓમાં એક તરેહની શિસ્ત અને યોજના ઊભાં થતાં જતાં હતાં, તેમ અંગ્રેજ પક્ષે પણ પંજાબમાંથી નવા ઉત્સાહભર્યા અને હિંમતવાળા આદમીઓ આવી પહોંચ્યા હતા. દિલ્હીના અંગ્રેજો પાસે પંજાબમાંથી તાજા આવેલા બ્રિગેડિયર જનરલ ચેમ્બરલેનને ઉત્સાહમાં અગર કાર્યશક્તિમાં હઠાવી દે તેવી થોડી વ્યક્તિઓ હતી. પ્રસિદ્ધ લશ્કરી એન્જિનિયર (સ્થાપત્યશાસ્ત્રજ્ઞ) બેયર્ડસ્મિથ પણ પંજાબમાંથી તુરતમાં જ આવ્યો હતો: શીખ યુદ્ધમાં ખૂબ પરાક્રમ ગજવનાર સઘળાઓને પંજાબમાંથી સર જોન લૉરેન્સે દિલ્હીના અંગ્રેજ લશ્કરની મદદ અર્થે મોકલી આપ્યા હતા. આવી પરિસ્થિતિ દેખતાં જ સેનાપતિ બર્નાર્ડે ફરી વાર જોરદાર અને સાહસભર્યો હલ્લો કરવાનો વિચાર કર્યો. આ પહેલાં આ જ જાતના પ્રયોગો તેણે દિલ્હી પર અજમાવી જોયા હતા પરંતુ દુર્ભાગ્યે તેમાં તેને સફળતા મળી નહોતી! અગાઉની પેઠે જ આ વખતની ચડાઈ પણ બરાબર સંપૂર્ણ યોજનાપૂર્વક ગોઠવવામાં આવી હતી. એ યોજના અનુસાર આજ સુધી અધીરાઈથી રાહ જોઈને બેસી રહેલું અંગ્રેજ લશ્કર ફરી તા. ૩૭ જુલાઈના રોજ ગતિમાન બન્યું. પરંતુ એટલામાં તો કોઈ ખબર લાવ્યું કે દિલ્હીના સર સેનાપતિ બખ્તખાન પોતે જ અંગ્રેજો પર ચડાઈ કરવા આવે

---

[*] *Native Narratives* by Metcalfe, page 60.

છે, ને એથી હવે દિલ્હી પર હલ્લો લઈ જવાની મહેનતું અંગ્રેજોને કરવાપણું રહેતું નથી ! તા. ૪થી જુલાઈના રોજ બખ્તખાને ફરી ચડાઈ કરી, અને પાછલા ભાગમાંથી દબાવતાં દબાવતાં તેણે અંગ્રેજોને ઠેક અલીપુર સુધી અંદર કાઢ્યા.

દિલ્હી શહેરને તો જોતાંવેંત છતી લેશું એવી શેખી ઘેરા પહેલાં અંગ્રેજો બતાવી રહ્યા હતા. પણ એક મહિનાના સતત યુદ્ધને અંતે અને પંજાબમાંથી કાયમ નવી મદદ મળ્યે જતી હતી છતાં, એ દિશામાં એક ડગલું પણ આગળ ભરી શકાતું નહોતું, એ બિના લાગણીપ્રધાન સેનાપતિ બર્નાર્ડ માટે ભારે શરમજનક અને ચિંતાકારક થઈ પડી હતી !

દિલ્હી છતી લેવા માટે અંગ્રેજો એટલા તો તીવ્રપણે ઉત્કંઠિત બની રહ્યા હતા, તેમ જ પોતાના બળ ઉપર તેમને એટલો તો અજબ વિશ્વાસ હતો કે જૂન પૂરો થતાં પહેલાં જ દિલ્હી પડયાના ખબર – ગપગોળા મુંબઈ, મદ્રાસ અને કલકત્તા સુધી ઊડી રહ્યા ! અને રોજની પેઠે જ તેમને આ કાયમી ગોળાઓ સાવ ખોટા અને નાપાયા-દાર છે એમ જણાયું ત્યારે તો આખાય હિંદુસ્તાનના અંગ્રેજો અંદરઅંદર સવાલ પૂછતા થયા: "દિલ્હીમાં ભરાઈ બેઠેલું અંગ્રેજ લશ્કર શું ઝોકાં ખાય છે ?" આ અપયશ અને ચિંતા બંનેને કારણે બર્નાર્ડ પૂરો મૂંઝાયેલો હતો. સિપાઈઓની સતત ચાલી રહેલી ચડાઈઓ અને હલ્લાઓને પરિણામે તેને ક્ષણની પણ શાંતિ મળતી નહોતી, ઘડી પણ આરામ મળ્યો નહોતો. આથી ફરી ફરીને દિલ્હી પર જોરદાર છતાં જોખમભર્યો હલ્લા કરવાની તેની મહત્ત્વાકાંક્ષા ધીરે ધીરે ઓસરતી જતી હતી. અંતે અંગ્રેજ લશ્કરનો આ મુખ્ય સેનાપતિ દારુણ નિરાશા અને સતત ચિંતાથી હિજરાતો હિજરાતો તા. ૫મી જુલાઈના રોજ કોલેરાનો ભોગ થઈ પડયો. આ

સમાચાર અંગ્રેજો માટે વજ્રપાતસમા હતા. દિલ્હીમાં પ્રવેશ કરતાં કરતાં કફનમાં પ્રવેશ કરનારો અંગ્રેજોનો આ બીજો સર સેનાપતિ હતો! હવે જનરલ રીડે સર સેનાપતિપદ સ્વીકાર્યું, અને દિલ્હી જીતવા મારેના અંગ્રેજી લશ્કરનો એ ત્રીજો સર સેનાપતિ બન્યો!

જે વેળા અંગ્રેજ સેનાધિકારીઓ હલ્લો કરવાની યોજનાઓ ઘડવામાં રોકાયા કરતા હતા, તે વેળા દિલ્હીના ક્રાંતિકારીઓ હલ્લાઓ સફળ રીતે પાર પાડવાનું કાર્ય કરી રહ્યા હતા. બધા હલ્લાઓનું વિગતવાર વર્ણન સ્થળને અભાવે આપી શકાય તેમ નથી. તોપણ તા. ૯મી જુલાઈ અને તા. ૧૪મી જુલાઈના હલ્લાઓ અંગ્રેજો તેમ જ ક્રાંતિકારીઓ ઉભયનાં પરાક્રમો અને આગ્રહભરી ઝુંબેશની પરાકાષ્ટા દર્શાવનારા હોવાથી એ અતિ સ્ફૂર્તિદાયક હોઈ તેમનો ઉલ્લેખ કરવાનું રોકી શકાતું નથી. પહેલે દિવસે ઘોડેસ્વાર લશ્કર તો સાવ વેરવિખેર બની પાછું ભાગી ગયું. અંગ્રેજોના તોપખાનાનું તો મોં જ બંધ કરી દેવામાં આવ્યું. એક શૂરવીર સિપાઈએ તો હિલ અને તેનો ઘોડો બંનેને ધરણી પર ઢાળી દીધા. હિલે પોતાની જાતને સંભાળી લઈ તલવાર ખેંચી ત્યાં તો બીજા ત્રણ સિપાઈઓ તેના પર તૂટી પડ્યા. હિલે બે વાર ગોળી છોડવાની મહેનત કરી પણ બંને વખત તે નિષ્ફળ ગયો, અને દરમિયાન તો એક સિપાઈએ તેની તલવાર પણ આંચકી લીધી. બંને વચ્ચે દ્વંદ્વયુદ્ધ જામ્યું. આખરે સિપાઈએ હિલને જમીન પર પછાડ્યો ને તેની છાતી પર પગ દઈ હાથમાં તલવાર ઉગામી ઊભો થઈ ગયો. મેજર ટોમ્બ્સે આ દૃશ્ય ૩૦ ફીટને અંતરેથી જોયું. તુરત તેણે ગોળી છોડી પેલા સિપાઈને ઠાર કર્યો. પછી મેજર ટોમ્બ્સે પાસે આવી હિલને હાથ પકડી બેઠો કર્યો, અને ટેકો દઈ સાથે લઈ ચાલ્યો ત્યાં તો બીજો એક સિપાઈ હિલની પડી રહેલી પિસ્તોલ ઉપાડી તેમના પર ધસી આવ્યો. એ સિપાઈએ

આવતાં આવતાં એકાદ બે અંગ્રેજ સોલ્જરો સાથે લડી, તેમાંના એક જણને તો ઘાયલ પણ કર્યો, બીજાને તેણે યમસદન પહોંચાડયો પણ આખરે ત્રીજા સોલ્જરને હાથે પોતે જ કપાઈ મૂઓ. ટોમ્બ્સ અને અને હિલ બંનેને આ પરાક્રમી ઝુંબેશ સારુ 'વિક્ટોરિયા મેડલ' એનાયત કરવામાં આવ્યા. અને સર જોન કે કહે છે કે પેલા સિપાઈને પણ 'બહાદુરશાહ મેડલ' મળવાની જરૂર હતી. એ સ્વાતંત્ર્ય-સંગ્રામમાં શરવીરતાભરી શહાદત બતાવવા સારુ અનેક સિપાઈઓને 'બહાદુરશાહ મેડલ' આપવાની ખરે જ જરૂર હતી! પરંતુ તે સાથે એ પણ એટલું જ સાચું છે કે જેઓ ખરેખર શરવીર હોય છે તેમ જ જેઓ આત્મસમર્પણ કરતાં જરા ય પાછું વાળી જોતા નથી તેમને કદાચ ને 'બહાદુરશાહ મેડલ' ન મળે તોપણ તેથી ઉચ્ચ કોટિનું 'શહાદત તથા કર્તવ્યનિષ્ઠાનું મેડલ' ખુદ મૃત્યુદેવને હાથે જ મળે છે! એ દિવસે અંગ્રેજોની એવી તો રેવડી દાણાદાણ બની ગઈ કે શરમથી તેમને નીચું જોવું પડે! પરંતુ એ બેઇજ્જતીનો બદલો ક્રાંતિકારીઓ પાસેથી કોઈ રીતે લઈ શકાય તેવું ન હોવાથી એ શરવીર અને પરાક્રમી અંગ્રેજ સોલ્જરોએ પોતાની છાવણીમાં આવી એનું વેર ગરીબ બિચારા ભિસ્તીઓ (પાણી ભરી આણનારા મજૂરો) અને અન્ય હિંદી નોકરો પાસેથી બેમુરવ્વત બનીને તેમને કાપી કાઢીને – એટલે ઠાર કરીને લીધું! ૪ અને છતાં એ જ

૪ "It is related that, in the absence of tangible enemies, some of our soldiery, who turned out on this occassion, butchered a number of unoffending camp-followers, servants and others who were huddling together, in vague alarm, near the Christian church-yard. No loyalty, no fidelity, no patient good service on the part of these good people could extinguish, for a moment, the fierce hatred which possessed our white-

બિસ્તીઓ અને બીજા મજૂર-નોકરોએ અંગ્રેજ લશ્કરને લડી શકે તેવી સગવડ આપી હતી ' પરંતુ તા.૧૪મી જુલાઈની ચડાઈમાં તો અંગ્રેજોની ભારે હેરાનગતિ થઈ, કારણકે તે દહાડો તો શૂરવીર યોદ્ધો ચેમ્બરલેન પણ એક સિપાઈની ગોળીનો ભોગ બની ગયો ! " ઓહ ! અમારા પક્ષનો એ મહાન અને પ્રખ્યાત યોદ્ધો ચેંબરલેન ! ખરેખર, એ દિવસ ભારે અશુભ અને અપશુકનિયાળ હતો કે જે દિવસે એ પરાક્રમી વીરનરને પ્રાણઘાતક ગોળી લાગવાથી ઉપાડીને પાછો છાવણીમાં આણવો પડ્યો હતો ! " અંગ્રેજ ઇતિહાસકારો પોતાની એ રાષ્ટ્રીય ખોટનું દુઃખદ ચિત્ર ઉક્ત પ્રકારના ઉદ્‌ગારોમાં દોરે છે !"

આમ તા. ૧૫ મી જુલાઈ પણ પસાર થઈ. છતાં હજુ પણ દિલ્હીના મિનારા સૂર્યકિરણમાં સ્નાન કરી ઉજ્જ્વળ બની ઊઠેલા પોતાના ઝંડાઓ ઊંચે ફરફડાવીને ' દિલ્હીમાં આજે સ્વતંત્રતાનું ધામ છે ' એમ દુનિયા આખીને જોરશોરથી સંભળાવી રહ્યા હતા ! આખરે રીડે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું. અત્યાર સુધીમાં બે સરસેનાપતિઓ 'મૃત્યુને ભેટી ચૂક્યા હતા :' ને ત્રીજો પણ પોતાની જગ્યાનું રાજીનામું આપી છૂટો થાય તો જ બચી શકે ! અને છતાં હજુ દિલ્હી જિતાયું નહોતું ! ઊલટાનું ક્રાંતિકારીઓના સતત ચાલતા હલ્લાઓ અને હાથોહાથની લડાઈ નોતરતા છાપાઓમાંથી પોતાનો બચાવ કરવાનું પણ અંગ્રેજોને મુશ્કેલ બની ગયું. ક્રાંતિકારીઓની સંખ્યા અત્યાર સુધીમાં વીસ હજાર ઉપરાંત પહોંચી ગઈ હતી. ક્રાંતિકારીપક્ષે ગમે તેટલા માણસો મરાય તોપણ અંગ્રેજોને એથી સીધો લાભ કશો થતો નહોતો; એથી ઊલટું અંગ્રેજો-

---

soldiers against all who wore the dusky livery of the East."
— Kaye and Malleson's *Indian Mutiny*, Vol. II, page 438.

માંથી થોડાક માણસો મરાય તોપણ તેથી તેમની લડાયકશક્તિ પર ચોક્કસ અસર થતી હતી. આ કારણે અંગ્રેજોએ કેવળ બચાવ કરવાનું જ ધોરણ અખત્યાર કર્યું. હલ્લાઓ કરવામાં કદાચ ને તેઓ કોઈ વાર ક્રાંતિકારીઓને હરાવે તોપણ તેથી ક્રાંતિકારી પક્ષે પ્રત્યક્ષ નુકસાન કશું થયેલું દેખાતું નહિ, અગર તો તેમના હલ્લાઓ અટકી જતા નહિ! ઊલટાનું ક્રાંતિકારીઓ તો બેધડકપણે અને ચોખ્ખેચોખ્ખું અભિમાનપૂર્વક કહેતા: "જુઓ જુઓ! અંગ્રેજોને તો જીત પણ હાર જેટલી જ મોંઘી પડી જાય છે!" આથી હિંદુસ્તાનનાં અન્ય સ્થળોના અંગ્રેજો પણ બબડાટ કરવા લાગ્યા હતા: "અરે! આ તો ઘેરો ઘાલનારા જ ઘેરાઈ પડ્યા 'ને શું!" આવી મુશ્કેલીભરી વિકટ પરિસ્થિતિમાં ત્રીજો-સર સેનાપતિ પણ જ્યારે રાજીનામું આપી છૂટો થયો, ત્યારે તો ગ્રૅટહેડ, ચેંબરલેન અને રોટન જેવી વ્યક્તિઓ પણ દિલ્હી પર હલ્લો કરવાના પ્રશ્ન અંગે નિરાશ બની ગયેલી દેખાઈ. અને પછી તો ઘેરો ઉઠાવી લેવો કે શું એ અંગેની સીધી ચર્ચા જ અંગ્રેજ છાવણીમાં શરૂ થઈ. જે વેળા ત્રીજો સર સેનાપતિ રીડ છૂટો થયો અને તેની જગ્યા બ્રિગેડિયર જનરલ વિલ્સને લીધી તે વેળા અંગ્રેજ છાવણીની એકંદર પરિસ્થિતિ આ પ્રકારની હતી.

## પ્રકરણ બીજું

### હૅવેલૉક

અલાહાબાદનો કિલ્લો શીખ સિપાઈઓએ જ્યારે અંગ્રેજોને - ક્રાંતિકારીઓને નહિ - મેળવી આપ્યો, કે તુરત પોતાની લશ્કરી હિલચાલોને

અનુકૂળ થઈ પડે એવી મુખ્ય છાવણી અંગ્રેજોએ એ કિલ્લામાં જ જમાવી. ઉત્તર હિંદુસ્તાનની સઘળી લશ્કર તેમ જ રાજકીય ગોઠવણ માટે કલકત્તા સરખું અતિ દૂરનું સ્થાન જે મુશ્કેલીઓ અને જોખમ ઊભું કરતું હતું તે જોખમ દૂર થયું. 'ક્રાંતિનો સમૂળગો વિનાશ થતાં સુધી લૉર્ડ કેનિંગે રાજધાનીનું મથક અલાહબાદમાં જ ફેરવવાનો વિચાર કર્યો, અને બહુ થોડા જ દહાડામાં તે અલાહબાદમાં આવી પહોંચ્યો. પરંતુ તે દરમિયાનમાં કાનપુરમાં અંગ્રેજો પર ગુજરેલી ભારે આફતના સમાચાર તેમ જ સહાય અર્થે તેમણે આર્ત સ્વરે પાડેલી બૂમો અલાહબાદ સુધી પહોંચી ચૂકી હતી. આ કારણે જનરલ નીલે થોડુંએક લશ્કર અલાહબાદના રક્ષણજોગું પોતા પાસે રાખી લઈ બાકીનું સઘળું લશ્કર મેજર રેનોડની સરદારી તળે કાનપુરનો ઘેરો ઉઠાવવા રવાના કર્યું.' આ લશ્કર રસ્તામાં ગામડે ગામડે આગ લગાડતું આગળ વધતું હતું. એ જ વેળા કાનપુરની પલટનોના સેનાપતિપદે નીલને સ્થાને હેવેલોકની નિમણૂક થઈ. જૂન આખર હેવેલોક અલાહબાદ આવી પહોંચ્યો. તે બહુ નીવડેલ તેમ જ કસાયેલ અમલદાર હતો. અંગ્રેજોને સદ્‌ભાગ્યે અહીં ક્રાંતિનો દાવાનળ સળગી ઊઠ્યો તે જ વેળા ઈરાન સાથેનું અંગ્રેજોનું યુદ્ધ પૂરું થયું, અને હેવેલોકસમા યોગ્ય સેનાપતિની સરદારી તળે સઘળું અંગ્રેજ લશ્કર બરાબર અણીની વેળા હિંદુસ્તાનને કાંઠે આવી હાજર થયું. પોતાને સ્થાને મુખ્ય સેનાપતિ તરીકે અલાહબાદમાં જોકે હેવેલોકને નીમવામાં આવ્યો હતો, અને પોતાને હવે તેના હાથ તળે કામ કરવાનો વખત ઊભો થયો હતો તેથી નીલ રોષે પણ ભરાયો હતો, તોપણ પોતાની વ્યક્તિગત ઈર્ષ્યા અગર સ્પર્ધાની લાગણીને દેશના કામની આડે-હિંદુસ્તાનમાં અંગ્રેજસત્તાનું કલ્યાણ થાય એ સિદ્ધિની આડે-એણે કદી પણ આવવા ન દીધી. લશ્કરની તૈયારી પૂરેપૂરી કરવામાં તેણે જોરદાર પ્રયત્નો આદર્યા. હેવેલોકની સરદારી તળે જતા

લશ્કરને માટે તેણે સાધનસામગ્રી તથા દાણાપાણીની પણ પૂરેપૂરી જોગવાઈ કરી આપી; અને જ્યારે આખરે હેવેલોક અલ્લાહબાદમાં આવી પહોંચ્યો ત્યારે લશ્કરના સઘળા અધિકારો તેણે મૂંગે મોંએ તેને સોંપી દીધા. કાનપુરના અંગ્રેજોની મદદ અર્થે નીકળી પડવા માટે એ લશ્કર હવે સંપૂર્ણ રીતે સજ્જ થઈ ચૂક્યું હતું, અને હેવેલોક કૂચ કરવા માટે તૈયાર થઈ રહ્યો હતો ત્યાં તો એકાએક સમાચાર આવી પહોંચ્યા: "સર હ્યુ વ્હીલર હાર્યો છે, અને શત્રુને શરણે જવું પડવાથી તે અને તેની સાથેના સઘળા અંગ્રેજોને ગંગા નદીને કાંઠે જ કતલ કરવામાં આવ્યા છે!"

અંગ્રેજોની આ હત્યાઓનું પૂરું વેર વાળવાનો પાકો નિરધાર કરીને હેવેલોક ખૂબ ઉતાવળે કાનપુર જવા ઊપડ્યો. એની સાથે વેરથી બળી રહેલા એક હજાર અંગ્રેજ સોલ્જરોનું પાયદળ લશ્કર, ૧૫૦ શીખો, ચુનંદા ઘોડેસ્વારોની એક પલટન અને ૬ તોપો એટલું લશ્કર હતું. સિવાય સાથે બીજા થોડાંએક નાગરી–સિવિલિયન તેમ જ લશ્કરી અધિકારીઓ પણ હતા. એ જ અધિકારીઓને અગાઉ ક્રાંતિકારી સિપાઈઓએ દયા ખાઈને જીવતાં છોડી દીધા હતા. આજે હવે એ જ અધિકારીઓ પોતાને મુક્તિ આપનારા પેલા ક્રાંતિકારીઓની સામે લડવા અર્થે– તેમના પર ભયંકર વેર લેવા અર્થે, તેમ જ કાનપુરની જુદી જુદી જગ્યાઓની ભૌગોલિક માહિતી નવા અધિકારીઓને પૂરી પાડવા અર્થે, આ લશ્કરની સાથે સાથે નીકળી પડ્યા હતા. સિપાઈઓના માત્ર એક જ હુકમને પરિણામે જેમને યમસદન પહોંચાડી દેવાયા હોત, અને તેથી જેઓ સિપાઈઓએ જીવનદાન આપવાને લીધે જ આજે બચ્યા હતા, તે સઘળા બહાદુર (!) અંગ્રેજ અધિકારીઓ હવે સાથે મળીને રસ્તે આવતાં એકેએક ગામડાંને બાળતા અને ભસ્મસાત કરી દેતા આગળ વધી રહ્યા હતા.

મેજર રેનોડની આગેવાની તળે અંગ્રેજ લશ્કર ફતેહપુર ઉપર ચડી આવે છે એવા સમાચાર કાનપુરમાં આવી પહોંચતાં જ નાનાસાહેબે પોતાનું લશ્કર એ બાજુ રવાના કરી દીધું. બહુ અલ્પ અવધિમાં રેનોડના લશ્કરનો કચ્ચરઘાણ વાળી દેવાના મનસૂબા રચતું જ્વાલાપ્રસાદ અને ટિક્કાસિંહના હાથ તળેનું લશ્કર ફતેહપુર આવી પહોંચ્યું. પરંતુ દરમિયાન હેવેલોકનું લશ્કર રેનોડની મદદે આવી પહોંચ્યું હતું, એથી ક્રાંતિકારીઓ ચડાઈ કરવા આવે છે એવા ખબર મળતાં જ આ સંયુક્ત લશ્કરે તેમની સામે તોપો માંડી. ક્રાંતિકારીઓની એક નાની ટુકડી થોડા જ વખતમાં રેનોડના લશ્કરને બીંસી મારવાને ઈરાદે તેના પર તૂટી પડી. પણ હેવેલોકનું તોપખાનું અને બીજી ટુકડીઓના સકંજામાં એ ક્રાંતિકારી ટુકડી પોતે જ ઘેરાઈ ગઈ! આ બનાવ તા. ૧૨મી જુલાઈના રોજ બન્યો. આ રીતે ક્રાંતિકારીઓને તેમણે સારી રીતે મૂંઝવ્યા. થોડી વાર સુધી ક્રાંતિકારીઓએ લડાઈ ચાલુ રાખી, પરંતુ આખરે પોતાની તોપો રણમેદાનમાં જ પડતી મૂકીને તેમણે પીછેહઠ કરી. તેમનો પીછો પકડવાનું અંગ્રેજ-લશ્કરને પોતાની શક્તિ બહારનું છે એમ જણાયાથી એ વિચાર જતો કરી તેઓએ ફતેહપુરમાં પ્રવેશ કર્યો. ફતેહપુરે બળવો પુકાર્યો તે વેળા ક્રાંતિની આગેવાની અંગ્રેજોની નોકરી કરતા હિકમતલ્લા નામના એક મુસલમાન ડેપ્યુટી મેજીસ્ટ્રેટે સ્વીકારી હતી. એ શહેરમાં ઘણા અંગ્રેજ અધિકારીઓ પણ માર્યા ગયા હતા. આજે હવે અંગ્રેજોની વેરભૂખી તલવાર એ શહેર પર વીંઝાવા લાગી! જેને અગાઉ ક્રાંતિકારીઓએ દયા આણીને જીવતો જવા દીધો હતો તે જ તો મેજીસ્ટ્રેટ શેરર આજ સુધી મોકૂફ રાખેલા પોતાના મેજીસ્ટ્રેટ તરીકેના અધિકારોનો અમલ કરવા લશ્કર લઈને ફરી હાજર થયો. પહેલાં તો તેણે આખું શહેર લૂંટવાનો લશ્કરને હુકમ કર્યો. જ્યારે સહુની ખાતરી થઈ ચૂકી કે હવે લૂંટી જવા સરખી કોઈ ચીજ શહેરમાં બાકી રહી

નથી, ત્યારે શહેર આખાને સળગાવી મૂકવાનો બીજો હુકમ છૂટ્યો, અને એ હુકમની અમલબજાવણી કરવાનું પહેલું માન શીખોને આપવામાં આવ્યું ! એ હુકમ અનુસાર અંગ્રેજ લશ્કર ચાલી ગયા પછી શીખોએ પોતાને માથે આવેલી શહેરને સળગાવી દેવાની ફરજ બજાવીને તેઓ પણ અંગ્રેજો પાછળ ચાલી નીકળ્યા.

અંગ્રેજોએ આખું ફતેહપુર જીવતું સળગાવી દીધા પછી એની અગ્નિજ્વાલાઓ દૂર દૂર સુધી ફેલાઈ આખરે કાનપુર પણ જઈ પહોંચી. ક્રાંતિકારી લશ્કર હાર્યાના તેમ જ હેવેલૉક અને રેનોડના લશ્કરે ફતેહપુર સળગાવી દીધાના વિગતવાર ખબર નાનાસાહેબને કાને પહોંચ્યા. આ સમાચારે કાનપુરનું આખું રાજદ્વારી મંડળ ક્રોધથી સળગી ઊઠ્યું. કાનપુર પર ચડી આવતા અંગ્રેજ લશ્કરને અટકાવવા સારુ ખુદ નાનાસાહેબની આગેવાની તળે પાંડુ નદી પર જઈને સામનો કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. તે દરમિયાન વળી અંગ્રેજોને મળી ગયેલા કેટલાએક દેશદ્રોહીઓને પકડવામાં આવ્યાના સમાચાર આવી પહોંચ્યા.[1] તપાસને અંતે એવું માલૂમ પડી આવ્યું

[1] "After the defeat of Nana Sahib's forces at Fattehpur some reputed spies were brought to the Nana Sahib. They were accused of being the beares of letters suppored to have been written to distant stations by the helpless women in prison. In the correspondence, some of the Mahajans and Baboos of the city were believed to be complicated. It was, therefore. resolved that the said spies together with the women and children, as also the few gentlemen whose lives had been spared, should all be put to death."—*Narrative of the Revolt*, page 113. નાનાસાહેબના કેદખાનામાં સપડાયેલ એક ખ્રિસ્તી બંદીવાન પણ આ જ હકીકત કહે છે, અને એક આયા (દાઈ) પણ એ બધું ખરું હોવાની સાક્ષી પૂરે છે।

કે એ લોકોએ કાનપુરમાં અટકાયતમાં રાખેલી અંગ્રેજ સ્ત્રીઓના કાગળો અલાહાબાદના અંગ્રેજોને પહોંચાડયા હતા. જે સ્ત્રીઓની કતલ અટકાવીને નાનાસાહેબે તેમને જીવતદાન આપ્યું હતું તે જ સ્ત્રીઓ પાછો વિશ્વાસઘાત કરીને અંગ્રેજો સાથે પત્રવ્યવહાર ચલાવી રહ્યાની હકીકત જાહેર થતાં જ હવે એ સ્ત્રીઓનું શું કરવું એ સવાલ ઊભો થયો. અને અંગ્રેજોએ જો ફતેહપુર આખું જલાવી દીધું હોય તો એનું વેર સ્વાભાવિક રીતે જ આ સ્ત્રીઓનું બીબીઘર ખલાસ કરી દઈને જ શા માટે ન વાળવું ?

એ કેદખાનાને 'બીબીઘર' તરીકે ઓળખવામાં આવતું હતું, તોપણ નાનાસાહેબની દરમિયાનગીરીને કારણે એમાં થોડાએક પુરુષ-વર્ગને આશરો લેવાની છૂટ આપવામાં આવી હતી. આ સઘળા કેદીઓને પેલા નીચ ફિતુર થયેલા દેશદ્રોહીઓ સાથે જ ઠાર કરવાનો સર્વાનુમતે નિર્ણય લેવાયા પછી એ ભયાનક રાતની એ બેઠક પૂરી થઈ. બીજે દહાડે પેલા જાસૂસો અને પુરુષ કેદીઓને બહાર ખેંચી આણી હારબંધ ઊભા કરવામાં આવ્યા. પહેલાં નાનાસાહેબની હાજરીમા જ એ દેશદ્રોહી જાસૂસોનો શિરચ્છેદ કરવામાં આવ્યો; તે પછી અંગ્રેજ પુરુષોને ગોળીથી ઠાર કરવામાં આવ્યા. નાનાસાહેબ બીબીઘરમાંથી બહાર ચાલ્યા ગયા પછી બહારના માણસોએ ત્યાં હાજર થઈ નીચે પડેલા મૃતદેહોની ક્રૂર મશ્કરી આદરી: "આ જુઓ મદ્રાસના ગવર્નરસાહેબ ! જુઓ આ મુંબઈના, અને જોઈ લ્યો આ બંગાળના ગવર્નરસાહેબ !"

એક બાજુ આ ભયંકર મશ્કરી ચાલી રહી હતી તે વેળા બીબી-ઘરના સઘળા કેદીઓને ઠાર કરવાનો હુકમ સિપાઈઓને આપવામાં આવ્યો. ત્યાંના કોઈ જેલર-રક્ષકોની આવું કામ કરવાની જ્યારે હિંમત ન ચાલી, ત્યારે ક્રૂરતામાં એમને પણ વટાવી દે એવા કોઈ

બીજાઓને એ કામ સોંપવાનું નક્કી થયું: બીબીઘરની મુખ્ય જેલર એર્મંમસાહેબાએ કાનપુરના ખાટકીઓમાંથી કોઈ ખાટકીને બોલાવી લાવવા માણસ મોકલ્યો. સાંજે હાથમાં તાજી સજેલી તલવારો અને લાંબા લાંબા છરાઓ સહિત કેટલાએક ખાટકીઓ ક્રૂરતાપૂર્વક બીબીઘરમાં દાખલ થયા. અને સહેજ અંધારું પડવાં માંડતાં જે તેઓ બીબીઘરમાં પેઠા તથા અંધારું પૂરેપુરું છવાઈ જતામાં તો બહાર પણ નીકળી આવ્યા. પરંતુ એ થોડા વખતમાં જ જેલખાનામાંથી લાલ લોહીની મોટી જબરી નીક વહેવા માંડી. ખાટકીઓએ બીબીઘરમાં દાખલ થતાંવેંત જ આડાઅવળા ગમે તેમ છરાઓ ઘોંચીને અને તલવારો ચલાવીને આશરે દોઢસો સ્ત્રીઓ અને બાળકોને કતલ કર્યાં હતાં! ચોકમાં તો એક નાનું સરખું લોહીનું તળાવડું જામ્યું હતું જેમાં માણસના માંસના ટુકડા તરતા હતા! બીબીઘરમાં દાખલ થતી વેળા પેલા ખાટકીઓ જમીન પરની ધૂળમાં ચાલીને અંદર ગયા હતા, પરંતુ પાછા ફરતી વેળા તેમને લોહીની નીકમાં પગ બોળીને જ નીકળવું પડ્યું. મૃત્યુને અરધે રસ્તે પહોંચેલાઓની ચિચિયારીઓ, મૃત્યુમુખે પડેલાઓની ભીષણ યાતનાભરી આહો, અને જેઓ માત્ર પોતાના અતિ નાનકડા પ્રમાણને કારણે જ આ મોટા હત્યાકાંડમાંથી બચી જવા પામ્યાં હતાં એવાં બાળકોનાં હૃદય પિગળાવે તેવાં આક્રંદોથી રાત્રિ પોતે જ જાણે વિલાપ કરી રહી હતી! મળસ્કું થતાંમાં એ સઘળા અભાગી જીવોને બહાર ખેંચી આણવામાં આવ્યા, અને પડખેના મોટા કૂવામાં હડસેલી દેવામાં આવ્યા. અત્યાર સુધી મૃતદેહોના ઢગલા તળે કચરાઈ રહેલાં બે નાનાં બાળકો એ ઢગલા તળેથી સરકતાં બહાર નીકળી આવી દોડવા માંડ્યાં, પણ તુરત એક ઝાટકાથી તેમના બબ્બે ટુકડા કરી નાખી એ ઢગલામાં તેમને પણ ભેળવી દેવામાં આવ્યાં! આજ સુધી એ કૂવાનું પાણી માણસો પીતા હતા: હવે એ કૂવાએ જ માણસોનું રુધિર

પીવા માડ્યુ! ફતેહપુરમા 'કાળાં' સ્ત્રીબાળકોની ચિચિયારીઓ અંગ્રેજોએ આકાશે પહોચાડી હતી, તો વેર અને ક્રોધથી સળગી ઊઠેલા 'પાંડે' લોકોએ 'ગોરા' સ્ત્રીબાળકોના મૃતદેહોને ઠેઠ પાતાળ સુધી ઊડે ઉતારી દીધા હતા! આ રીતે બે દેશો વચ્ચેની સો વરસ સુધી વંશપરંપરા ચડી ગયેલી લેણદેણ ખરેખર પતાવવામાં આવી.[૨] બંગાળાનો ઉપસાગર પણ કદાચ ને યુગોને અંતે છેવટ એક વાર પુરાઈ જશે પરંતુ, મો વકાસી રહેલો આ કૂવો તો જગતના પ્રલય સુધી પણ આટલું લોહી પીધા છતા ય કોરો, ધાકોર ને ખાવા ધાય તેવો જ રહેશે!

એ જ ક્ષણે નાનાસાહેબે મોકલેલા લશ્કરને પાંડુ નદી પર હરાવીને હેવેલોક કૂચ કદમ આગળ ધપી રહ્યો હતો. એ ઝપાઝપીમા નાના સાહેબના ભાઈ સેનાપતિ બાળાસાહેબ પેશ્વાના ખભામાં એક ગોળી લાગવાથી એ કાનપુર પાછો ફર્યો હતો. તુરત જ યુદ્ધસમિતિ બોલાવવામા આવી. તેમા સઘળા સભાસદો સાથે વિચારોની પૂરતી આપલે કરવા સારુ નાનાસાહેબે હવે પછી શી રીતે કામ લેવુ એની યોજના રજૂ કરી. ચર્ચામાં અત્યારે લડાઈમાં ન ઊતરતા કાનપુર ખાલી કરી ચાલ્યા જવું કે અંગ્રેજોના આક્રમણ સામે સખત સામનો કરવો એ

૨ "The refinements of cruelty – the unutterable shame – with which, in some chronicles of the day this hideous massacre was attended, were but fictions of an excited imagination, too readily believed without inquiry, and circulated without thought None was mutilated, none were dishonoured This is stated in the most unqualified manner by the official functionaries, who made the most diligent enquiries into all the circumstances of the massacres in June and in July" – Kaye and Malleson's *Indian Mutiny*, Vol II, page 281

વિષે વાટાઘાટ ચાલી. આખરે બીજી યોજનાનો અમલ કરવાનો સ્વીકાર થયો. ૧૦મી જુલાઈના રોજ અંગ્રેજી લશ્કર કાનપુર નજીક આવી પહોંચ્યું. તેમને કાને હજુ કાનપુરના કૂવાના ખબર પહોંચ્યા નહોતા. વ્હીલરને ભલે મદદ ન કરી શકાઈ, તોપણ છેવટ બીબીઘરને તો ક્રાંતિકારીઓના હાથમાંથી છોડાવવું જ એવો એમણે પાકો નિરધાર કર્યો હતો. અને એ જ તાલાવેલીમાં તેમણે તડકો, થાક અગર મહેનત કશાની પરવા કર્યા વિના ઘડીનો પણ આરામ લીધો નહોતો. દડમજલ કૂચ કરતાં આખરે કાનપુરના મિનારા દેખાયા ત્યારે તો હવે આપણી આશા જરૂર સફળ થશે એ વિચારે હેવેલોકના દિલમાં નવો ઉત્સાહ પ્રગટ્યો. તેણે પાંડેના લશ્કરની બરાબર તપાસ અર્થે તપાસટુકડીઓ રવાના કરી. પાંડેએ પોતાના લશ્કરની રચના એવી યુદ્ધકુશળતાથી કરી હતી કે જેમણે આખું જીવતર લડાઈમાં જ વિતાવ્યું હતું એવા અંગ્રેજ સેનાપતિને પણ ખાતરી થઈ ચૂકી કે ક્રાંતિકારીઓમાં પણ અસાધારણ યુદ્ધતંત્રવિશારદો પડ્યા છે ખરા! તેણે પોતાના સઘળા લશ્કરી અફસરોને પોતાની પાસે બોલાવ્યા અને જમીન ઉપર જ તલવાર વડે પોતે વિચારેલી યુદ્ધવ્યૂહની રચના દોરી બતાવી સૌને સમજાવી. જે વેળા તે પાછળથી હલ્લો કરવા કરતાં ક્રાંતિકારી સિપાઈઓ પર આગળથી હલ્લો કરવો જ વધારે સારો એ વાત પોતાના અફસરોને સમજાવી રહ્યો હતો તે વેળા એક સફેદ ઘોડા પર ચડીને નાનાસાહેબ; ક્રાંતિકારીઓએ કુશળતાપૂર્વક ગોઠવેલા લશ્કરી વ્યૂહમાં ગોઠવાયેલા સિપાઈઓની વચ્ચે પ્રવેશ કરતા હતા. અંગ્રેજોની રણભૂમિ પરથી પણ લશ્કરની હરેક હારમાં જઈને સિપાઈઓમાં ઉત્સાહ ચડાવતા અને ઘોડા પર બેસી સઘળે સ્થળે દોડીને ફરી વળતા નાનાસાહેબ સ્પષ્ટ રીતે ઓળખી શકાતા હતા. નક્કી કર્યા મુજબ બપોરે અંગ્રેજોએ નાનાસાહેબની ડાબી પાંખ ઉપર હલ્લો કર્યો. ડાબી પાંખ પર થયેલા અણધાર્યા અને જોરદાર આક્-

મણુને અટકાવવા ક્રાંતિકારીઓના તોપખાનાએ આગ વરસાવવી શરૂ કરી દીધી. અંગ્રેજી તોપખાનું આવી પહોંચતાં વાર લાગી તેથી આ તોપખાનાએ પોતાની કામગરી સફળ રીતે બજાવી. પરંતુ ક્રાંતિકારીઓની, આ જીતથી ચિડાઈ જઈને હેવેલોક અસાધારણ જોરથી આગળ ધૂસ્યો, તે સાથે હાયલેન્ડર ટુકડીઓ પણ નીચી મૂંડીએ વેગભેર સીધી તોપખાના પર જ ઊલટી પડી; તે સાથે જ એક તસુ પણ પાછા હટ્યા વિનાં ' ક્રાંતિકારીઓની જીત ધૂળમાં પડો! ' એવી બૂમો પાડતા અગ્રેજ સોલ્જરો પણ જ્યારે દબાવતા દબાવતા આગળ વધ્યા ત્યારે તો એ ગોઠવાયેલા 'શિસ્તબદ્ધ આક્રમણ' સામે કશું ન ચાલવાથી તોપો પણ ત્યાં ને ત્યાં પડતી મૂકી ક્રાંતિકારીઓએ લડાઈમાંથી પીછેહઠ કરી; આ રીતે જે વેળા ડાબી પાંખ તૂટી પડતી હતી તે જ વેળા અંગ્રેજ તોપખાનાએ જમણી પાંખ પર પણ જોરદાર મારો ચલાવ્યો. અંગ્રેજી લશ્કરને જીતતું દેખી ક્રાંતિકારીઓએ કાનપુરને રસ્તે પાછા ફરવાની શરૂઆત કરી દીધી. પરતુ હવે નાનાસાહેબમાં પણ નિરાશાથી પરિણમતો ગુસ્સો વધી પડ્યો હતો; જીવને જોખમે પણ તેમણે પાછા ફરતા સૈનિકોને રોક્યા, અને બાકી રહેલી તોપો સાથે ફરી લડવાનો આરંભ કર્યો. એ વેળા સિપાઈઓમાં ઉત્સાહ આણી તેમનું સેનાપતિપણું દાખવવામાં નાનાસાહેબે ખરી જહેમત ઉઠાવી હતી. કાનપુરની લડાઈ આ રીતે લડવામાં આવી. ક્રાંતિકારીઓએ પણ પોતાનું શૌર્ય સારી રીતે બતાવી આપ્યું! તલવાર સાથે તલવારો અફળાતી હતી, છતાં એકે બાજુ પીઠ ફેરવાતી નહોતી. ' કૃતનિશ્ચયી બની અડગપણે તેમણે પોતાની તોપોનું રક્ષણ કર્યું હતું. તેમની નિશાનબાજી પણ ઊંચી જાતની હતી.'[૩] અંગ્રેજોએ ફરી એક જોરદાર હલ્લો કર્યો. ક્રાંતિકારીઓએ પણ જાનની પરવા કર્યા વિના તેનો એટલા જ

---

૩. *Red Pamphlet.*

જોસ અને આવેશપૂર્વક સામનો કર્યો. પરંતુ તેમાં તેઓ સફળ થયા નહિ; અને આખરે હારી જઈ તેમને બ્રહ્માવર્ત તરફ પાછા ફરવું પડ્યું.

તા. ૧૭મી જુલાઈના રોજ હેવેલૉકના વિજયી લશ્કરે કાનપુરમાં પ્રવેશ કર્યો. હેવેલૉકે અને તેના લશ્કરે વિજયની પહેલી ભરતીનો જુવાળ આમ ઠેઠ કાનપુર સુધી પહોંચાડી દીધો, અને એ રીતે અંગ્રેજોની ગયેલી આબરૂ પાછી મેળવી લીધી. આખા હિંદુસ્તાનના તેમ જ ઈંગ્લાંડના અંગ્રેજોએ પણ એ વિજય હાંસલ કરનાર હેવેલૉક અને તેના લશ્કરને ભારે ધન્યવાદ આપ્યા. ઈંગ્લાંડમાં તો ચોકે ચોકે અને દુકાને દુકાને પાટિયાંઓ પર તથા જાહેર મકાનોની દીવાલો પર હેવેલૉકના નામના અક્ષરો ઝળકી રહ્યા!

જ્યારે કાનપુર લૂંટવાની રજા આપવામાં આવી ત્યારે ઘાયલ થયેલ સિંહ પર ગીધો તૂટી પડે એ પ્રમાણે સેંકડો અંગ્રેજ અધિકારીઓ, ગોરા સોલ્જરો અને શીખ સિપાઈઓ, સઘળા કાનપુરને સાફ કરી નાખવા દોડ્યા. બીબીઘરમાં તો જમીન પર લોહીના પોપડા જામ્યા હતા. એ લોહી ચોક્કસ અંગ્રેજોનું જ હોવાની તેમને શંકા આવી. તુરત કાનપુરમાંથી કેટલા ય બ્રાહ્મણોને પકડી આણીને તેમાંથી જેમને જેમને ક્રાંતિ સાથે કાંઈ પણ સંબંધ હોય એવું જણાયું તે સઘળાઓને ફાંસીએ દેવામાં આવ્યા. એટલું જ નહિ પરંતુ ફાંસીએ લટકાવતા અગાઉ તેમની પાસે એ લોહીવાળી જમીન ચટાડવામાં આવી, તેમ જ સાવરણીથી લોહીના સઘળા ડાઘ તેમની પાસે ધોઈ નખાવવામાં આવ્યા હતા. અગાઉ કદી ન સંભળાયેલી આ પ્રકારની સજા તેમને શા સારુ કરવામાં આવી હતી એનું કારણ એક અંગ્રેજ અધિકારીએ જણાવ્યું છે. તે લખે છે: "હું જાણું છું કે ફિરંગીના લોહીને અડવું અગર તો સાવરણીથી એ લોહીના ડાઘ ધોઈ કાઢવા જેવાં કૃત્યોથી ઉચ્ચ વર્ણના સ્પૃશ્ય હિંદુઓ ધર્મની દૃષ્ટિથી ભ્રષ્ટ

થયા મનાય છે! અમે તે કામ તેમની પાસે માત્ર આટલા ખાતર જ કરાવ્યું નહોતું; પરંતુ ફાંસીએ ચડાવતા પહેલાં તેમની સઘળી ધાર્મિક લાગણીઓ પગ તળે છૂંદી નાખ્યા વિના, અને પરિણામે મરતી વેળા પોતે શુદ્ધ હિંદુ રહ્યાનો સંતોષ પણ તેમના દિલમાં રહેવા ન પામે એ જોયા વિના, એ બીબીઘરના અંગ્રેજોના રક્તપાતનું વેર પૂરું વાળ્યાનો અમને સંતોષ વળે એ અશક્ય હતું!" ક્રાંતિકારીઓએ જે કતલો કરી છે તેમાં કોઈ રીતે કોઈની ધાર્મિક ભાવનાઓ દુભવવાના અત્યાચારો તેમણે આચર્યા જ નથી; ઊલટાનું જે અંગ્રેજોએ માગણી કરી હશે તો મૃત્યુ પહેલાં તેમને બાઇબલ વાંચવાની પણ છૂટ આપવામાં આવી છે. પરંતુ દિલ્હી તેમ જ કાનપુરમાં અંગ્રેજોએ જે જે ક્રાંતિકારીઓને ઠાર કર્યા છે તેમને લેશ પણ ધાર્મિક સંતોષ લેવા દીધો નથી. અનેક ક્રાંતિકારીઓ ઘણા જ નીડર હૈયે પોતાના સિદ્ધાંત અને ધર્મ ખાતર હસતા મોંએ મૃત્યુને ભેટવા સારુ ફાંસીને માંચડે ચડ્યા છે – એ વધસ્થંભોને તેઓ પાવન કરી ગયા છે! ચાર્લ્સ બોલ કહે છે: "સર વ્હીલરના મૃત્યુનું વેર વાળવાનો સેનાપતિ હેવેલોકે જાણે જંગ જ માંડ્યો હતો! હિંદુલોકોની ટોળાંઓ ને ટોળાંઓ જ ફાંસીએ લટકાવવામાં આવતી. મૃત્યુ વેળા કેટલાએક ક્રાંતિકારીઓએ મનની જે શાંતિ તેમ જ વર્તનની જે ઉચ્ચ કુલીનતા દાખવ્યાં, તે તો સિદ્ધાંત ખાતર મૃત્યુને ભેટનારા શહીદોને ખરેખર શોભાવે તેવાં જ હતાં. એમાંનો એક તો નાનાસાહેબના અમલ દરમિયાન કાનપુરનો મેજીસ્ટ્રેટ નિમાયો હતો; તેને પકડી આણી તેની તપાસ ચાલતી હતી. પરંતુ એ દરમિયાન એ એવા તો તટસ્થ ભાવે સઘળું જોતો હતો કે એ સઘળું કામકાજ જાણે કોઈ ત્રીજી વ્યક્તિ માટે જ ચાલતું હોય, અને પોતાને એની સાથે કશી જાણે લેવાદેવા પણ ન હોય! એને મૃત્યુની સજા ફરમાવવામાં આવતાં જ, તે ઊભો થયો, અને ન્યાયાધીશ તરફ

સહેજ પણ જોયા વિના પીઠ ફેરવી હિંમતથી ડગલાં ભરતો તેને માટે ગોઠવવામાં આવેલા વધમંચ પર ચડી ગયો. ફાંસી આપનાર ફાંસીગરો જ્યારે એના માટેની આખરી ગોઠવણ કરતો હતો ત્યારે કશું જ બન્યું ન હોય તેમ તે હમેશની શાંતવૃત્તિથી એ જોઈ રહ્યો હતો. અંતે મનની કોઈ પણ પ્રકારની અસ્વસ્થતા દાખવ્યા વિના કોઈ યોગી જે પ્રમાણે સમાધિમાં દાખલ થાય તેમ તેણે પોતાનું માથું જાતે ફાંસામાં ભેરવ્યું. પોતાના સિદ્ધાંત પ્રત્યેની ભાવનાથી અને શ્રદ્ધાને બળે નિર્ભયચિત્ત બનેલા એને મન મૃત્યુ એટલે તો ધર્મદ્વેષી ફિરંગીઓના પાપી સહવાસમાંથી છૂટી જઈ સ્વર્ગીય સુખના નંદનવન પ્રત્યેનું જાણે પ્રયાણ જ હતું!"[૪]

જે વેળા અંગ્રેજી લશ્કરો કાનપુરમાં ધૂસી જઈને મનસુરાદ વેર વાળવાનું કામ કરી રહ્યાં હતાં તે વેળા આટલી બધી શિસ્ત, સંગઠન અને નિશ્ચય બળથી લડનારા અંગ્રેજ અને નાનકડા શીખ લશ્કરનાં હૅવેલૉક વખાણ કરી રહ્યો હતો. એ પછી થોડા દહાડામાં જ અલાહબાદમાં પાકી લશ્કરી ગોઠવણ કરી રાખીને જનરલ નીલ પણ કાનપુર આવી પહોંચ્યો. આ બંને સરખા દરજ્જાના અધિકારીઓ એકઠા થયા ત્યારે આખા સૈન્યનું ઉપરીપણું પોતા પાસે જ હોય એમ દરેકને લાગે એ સ્વાભાવિક છે; પણ જો એમ બનત તો અત્યારે બેશિસ્ત બનેલા અંગ્રેજ લશ્કરમાં ઊલટો વધારે ગોટાળો પેદા થાત. એ બધું જાણી વિચારીને જ નીલ આવી પહોંચતાં જ સેનાપતિ હૅવેલૉકે તેને સાફ શબ્દોમાં સંભળાવી દીધું: "જુઓ જનરલ નીલસાહેબ! આપણ બંને પરસ્પર સમજી એકબીજાનું માન સાચવીને રહીએ એમાં જ ડહાપણ છે. જ્યાં સુધી હું અહીં છું ત્યાં સુધી સઘળી સત્તા મારા હાથમાં હોવાથી મારા લશ્કરના

૪. Charles Ball's *Indian Mutiny*, Vol. I, page 388.

કોઈ પણ સિપાઇને તમે સાધી રીતે હુકમ કરી નહિ શકો." પણ પછી બંને અધિકારીઓની ઈર્ષ્યા અગર સ્વાર્થને કારણે સરકારના કામમાં કોઈ પણ જાતની મુશ્કેલ ઊભી ન થાય તે સાર કાનપુરનું રક્ષણ કરવા નીલ રોકાયો, અને લખનૌની મદદ અર્થે જનારા લશ્કરનું સેનાપતિપદ સ્વીકારીને હેવેલોક અયોધ્યા તરફ રવાના થયો. કાનપુરના રક્ષણની નીલે એક નવી જ જાતની ગોઠવણ કરી. તેણે અછૂતોની એક ટુકડી ઊભી કરી કાનપુર તેમને સોંપી દીધું. દલિત કોમના લોકોને ઉચ્ચ વર્ણના લોકો વિરુદ્ધ ઊભા કરવાનો નીલનો આ દાવ ભારે સફળ નીવડ્યો. હિંદુ-મુસલમાનો વચ્ચેનું ધાર્મિક વેર હવે નાશ પામ્યું હતું તેથી જ્ઞાતિભેદનો આ નવો રાક્ષસ પેદા કરવામાં આવ્યો. કાનપુરના પરાજય પછી નાનાસાહેબ પેશ્વા બ્રહ્માવર્ત તરફ પોતાનું લશ્કર અને ખજાનો લઈને ગંગા પાર કરી ગયા. પહેલાં તો ફતેહગઢ આવી તેઓ રોકાયા. હેવેલોકની સરદારી તળે નીકળેલા અંગ્રેજ લશ્કરને નાનાસાહેબની હિલચાલનો પત્તો ન મળ્યાથી તે લશ્કર લખનૌ તરફ રવાના થયું. જૂનના અંત સુધી તો આખો અયોધ્યા પ્રાંત ક્રાંતિકારીઓનો મધપૂડો જ બની રહ્યો હતો. આવા પ્રદેશમાંથી પસાર થઈને હેનરી લોરેન્સને મદદ પહોંચાડી લખનૌનો ઘેરો ઉઠાવવાનું કામ ભારે મુશ્કેલીભર્યું હતું. છતાં પ વિજયના કેફમાં મત્ત બની ગયેલ હેવેલોક અને તેના લશ્કરને મન ગંગા પાર ઊતરીને લખનૌને સ્વતંત્ર કરવાનું કાર્ય અતિશય સહેલું લાગતું હતું. પંજાબના લશ્કરને જેમ લાગતું હતું કે 'માત્ર દિલ્હી નજરે પડતાં જ આપણે તે જીતી લેશું,' તે જ પ્રમાણે 'ગંગાને સામે પાર ઊતર્યા કે લખનૌ જીતી લેવાનું કામ પૂરું થયું' એવા વિચારે કાનપુરથી નીકળેલું હેવેલોકનું લશ્કર પણ મસ્ત બન્યું હતું. કાનપુરથી લખનૌ બહુ દૂર નથી એ બરાબર છે. એ રીતે જોતાં અલાહબાદથી કાનપુર પર ચડી આવતી વેળા હેવેલોકે જે શક્તિ અને ઝપટ બતાવ્યાં હતાં તે પરથી આવું ભારે સાહસભર્યું

કાર્ય હસતાં હસતાં પાર પાડી દેવાની તેને હિંમત અને હોંશ થઈ આવે એ પણ સ્વાભાવિક જ હતું. પરંતુ અહીં અયોધ્યામાં એક ઈંચ પણ એવી ખાલી જગ્યા નહોતી જે રાષ્ટ્રીય ક્રાંતિના દાવાનળમાં સળગી ઊઠી ન હોય! હિંદુસ્તાનમાં ક્રાંતિનો ઝંડો જેમણે સહુથી પહેલો ફરકાવ્યો તે પુરબૈયાઓનું અયોધ્યા તો જન્મસ્થાન હતું; અહીંથી જ તેઓ મોટા થયેલા. આથી તેમનાં માબાપ, બાળબચ્ચાં સગાંવહાલાં સહુ, ઘેરઘેર અને ગામડેગામડે, ક્રાંતિની ભાવનાથી પ્રજળી ઊઠયાં હતાં. પણ વિજયમદથી ફુલાઈ ગયેલા અંગ્રેજ સેનાપતિને એમની કશી ગણતરી નહોતી. તેના ઘમંડમાં તેને એમ જ લાગ્યા કરતું હતું કે 'લખનૌ નજરે પડતાં જ જીતી લેશું; પછી દિલ્લી પર ચડાઈ કરી તે પણ સર કરીને સીધા આગ્રા તરફ રવાના થશું!' આવા આત્મવિશ્વાસ સાથે બે હજારની ગોરી પલટન અને દશ તોપો લઈને તા. ૨૫ મી જુલાઈના રોજ હેવેલોક ગંગા ઊતરી ગયો. જનરલ નીલ કાનપુરમાં રોકાયો અને હેવેલોક લખનૌ પર ચડી ગયો. અંગ્રેજી લશ્કરની ગોઠવણ જુલાઈ ૧૮૫૭ આખરે આ તરેહની હતી.

## પ્રકરણ ત્રીજું

### બિહાર

વાયવ્ય સરહદ પ્રાંત, અલાહબાદ, આગ્રા, બંગાળ વગેરે પ્રાંતોને પોતાના ઉત્પાતમાં સમાવી દેનારા ક્રાંતિના એ જુવાળથી બિહાર પ્રાંત, અગર તો તેની રાજધાની પાટણા, કોઈ પણ અલિપ્ત રહી ન શક્યા. આ પ્રાંતમાં મુખ્ય થાણાંઓ ગયા, આરા, છપરા, મોતીહારી અને

મુઝફ્ફરપુર હતાં. આ પ્રાંતના રક્ષણ માટે રાખવામાં આવેલું લશ્કર દાણાપુરની છાવણીમાં હતું. ત્યાં ૭ મી, ૮ મી અને ૪૦ મી હિંદી પાયદળ પલટન, તથા તેમને દાબમાં રાખવા માટે રોકેલી યુરોપિયન પલટન તથા યુરોપિયન તોપખાનું, એટલું લશ્કર હતું. એ સઘળાની સરદારી મેજર જનરલ લોઈડને સોંપવામાં આવી હતી. આ ઉપરાંત ૧૨મી હિંદી ઘોડેસ્વાર પલટન મેજર હોમ્સની સરદારીતળે દાણાપુરની નજીક સિગવાલીમાં રહેતી હતી.

ઇતિહાસપ્રસિદ્ધ પાટણા શહેર મુસલમાનોના પ્રબળ વહાબી પંથના લોકોનું મુખ્ય કેન્દ્ર હતું. '૫૭ ની ક્રાંતિમાં પાટણા તો ચોક્કસ જોડાશે જ એવી અંગ્રેજ કમિશનર ટેલરની માન્યતા હોવાથી તેણે આ પંથના આગેવાનો પર વધારે દેખરેખ રાખી હતી. અંગ્રેજોની ગુલામીનો સંપૂર્ણ રીતે ધિક્કાર કરનારા પાટણા શહેરમાં અંગ્રેજ હકુમતને ઉથલાવી પાડવા અર્થે છેક ૧૮૫૨ થી એક છૂપી ક્રાંતિકારી સંસ્થા સ્થપાઈ હતી. એ સંસ્થામાં મોભાવાળા અને પૈસાદાર નગરશ્રેષ્ઠો, પેઢીવાળા શેઠસાહુકારો અને જમીનદારો મોટે ભાગે સભાસદ હોવાથી ક્રાંતિ અર્થે તેમની પાસે ધનના તો ઢગલા પડ્યા હતા. આગેવાન મૌલવીઓએ એ સંસ્થાની મુખ્ય અધિકારની જગ્યાઓ રોકેલી હતી. એથી સંસ્થાના કાર્યને એકદમ જુદું જ સ્વરૂપ મળી ગયું. તેમણે લખનૌના છૂપા ક્રાંતિમંડળ સાથે તેમ જ દાણાપુરના સિપાઈઓ સાથે અવરજવર તથા પત્રવહેવાર ચાલુ કરી દીધો. એ રીતે ઉપરના પોલીસ અધિકારીથી માંડીને ઠેઠ ચોપડીઓ વેચનારા ફેરિયા સુધી પાટણાનો હરેક રહેવાસી અંગ્રેજી સત્તા પર પહેલો ફટકો મારવાની 'ઘડી' ની રાહ ભારે ઉત્કંઠા અને આતુરતાથી જોઈ રહ્યો હતો.

આ સઘળાં ગુપ્ત-છૂપાં મંડળોનું મુખ્ય કાર્યાલય પાટણામાં જ હતું; તેના સભાસદોમાં પાટણાના વિશાળ પ્રજાસમૂહના સઘળા

વર્ગના પ્રતિનિધિઓનો સમાવેશ થતો હતો. સામાન્ય પ્રજાવર્ગને 'ફિરંગી' શબ્દ એરંડિયું પીવા જેવો અળખામણો લાગતો. ક્રાંતિની યોજનામાં પોલીસો પણ સામેલ થયેલ હોવાથી રાત્રિની ખાનગી–, છૂપી બેઠકો પણ ધાસ્તી વિના પાર પડતી. છૂપાં મંડળોના જુદા જુદા સભાસદોએ જાતજાતનાં કારણો આગળ ધરીને સેંકડો ક્રાંતિકારીઓને પોતાને ત્યાં નોકરીમાં રાખી લીધા હતા. એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે એ સઘળાના પગારો મંડળની સિલિક –ફંડમાંથી જ આપવામાં આવતા. આમ ફિરંગી સત્તા પ્રત્યેના દ્વેષથી પાટણા સળગી ઊઠ્યું હતું તે વેળા તેની જ્વાળાઓ આખા પ્રાંતમાં ફેલાઈ જઈને લોકોના દિલમાં ઊંડેથી ચેતન પેદા કરતી હતી. દાણાપુરના સિપાઈઓ રાત્રિના અંધારામાં ઝાડો તળે એકઠા મળતા અને જાતજાતની યોજનાઓ વિચારતા; સિવાય તેમની બેઠકના ખબર કોઈ રોનવાળા ચોકીદાર અંગ્રેજને પડી જતા તો તેને એકલો પકડીને ઠાર કરી દેવામાં આવતો. આ રીતે આખો પ્રજાસમૂહ પોતાની શક્તિનું સંગઠન સાધી ક્રાંતિ માટે તૈયાર થઈ ચૂક્યો, એટલે આગેવાનોએ દિલ્હી અને લખનૌની છૂપી મંડળીઓ સાથે વાતચીત શરૂ કરી દીધી.

ક્યારે બળવો કરી ઊઠવું એ વિષે નિર્ણયાત્મક ચર્ચાનો વખત આવ્યો તે વેળા જ કમિશનર મિ. ટેલરને મીરતના બળવાના સમાચાર મળ્યા. તે પછી તુરત જ બીજી બાતમી તેને એ મળી કે દાણાપુરના સિપાઈઓમાં પણ સહેજ ગડબડ છે! કમિશનર ટેલર ભારે ચતુર માણસ હતો. આખો હિંદુસ્તાન અંગ્રેજોની વિરુદ્ધ થઈ ચૂક્યા છતાં શીખો હજુ પણ દેશદ્રોહી જ રહ્યા હતા! આથી પાટણાના રક્ષણ અર્થે રેટ્રેના હાથ તળે ૨૦૦ શીખોને સોંપીને ટેલરે તેમને તુરત પાટણા મોકલી આપ્યા. શીખો એ પ્રમાણે પાટણા

પહોંચ્યા ખરા, પરંતુ રસ્તે જ્યાં જ્યાં તેઓ રોકાયા ત્યાં ત્યાં તેમનો ધિક્કાર કરવામાં આવ્યો અને રાતદિવસ તેમને અશુભમના શબ્દો જ સાંભળવાનો વખત આવ્યો. લોકો તેમને દેશદ્રોહી અને રાષ્ટ્રના લૂણને હલાલ ન કરનારા 'નિમકહરામ' તરીકે જ સંબોધતા. રસ્તે ગામડાના લોકો તેમને ખંધાઇથી પૂછતા પણ ખરા : " અરે ભાઈઓ ! તમે તે દેશી શીખ છો કે વટલાયેલા ફિરંગીઓ ? " ખરે અણીને વખતે 'તમે દેશને પડખે જ ઊભા રહેજો.' એવી સલાહ ખુલ્લેખુલ્લા અગર સંકેતવાણી દ્વારા પણ તેમને આપવામાં આવતી. તેઓ પાટણામાં આવી દાખલ થયા તે વેળા લોકોના ક્રોધની સીમા ન રહી. એ જહાલ શહેરનો કોઈ નાગરિક એમને અડતો જ નહિ; અરે, તેમનો પડછાયો પણ પોતા પર પડી ન જાય એની ય સાવ ચેતી રાખતો ! એથી વધારે શું જોઈએ ? સ્વાતંત્ર્યપ્રેમી શહેરના શીખ ગુરુદ્વારાના શીખ મહંત પણ એમને ગુરુદ્વારામાં પેસવા નહોતા દેતા ! તેમને એમ જ લાગતું હતું કે આ શીખ સિપાઈઓ 'ગુરુ ગોવિંદસિંહના સાચા અનુયાયીઓ નથી.' એ દાખલો જ પાટણા શહેરમાં સ્વધર્મ અને સ્વરાજ બંને તત્ત્વોને સમાન ભાવે જ ગણવામાં આવતાં હતાં એનો શ્રેષ્ઠ પુરાવો આપે છે.[૧]

આ લશ્કર પાટણામાં આવી પહોંચ્યા પછી ટેલરે પ્રાંતભરની ક્રાંતિકારી હિલચાલને મૂળમાંથી ઉખેડી કાઢવાના પ્રયત્નો આરંભ્યા. તિરહુત જિલ્લાના પોલીસ જમાદાર વારીસઅલીની વર્તણૂક શંકાસ્પદ જણાયાથી અધિકારીઓએ તેના ઘરને ઘેરી લઈ તેને પકડી લીધો.

૧. " As soon as the Sikhs entered the town, a wild Fakir rushed forward into the road and, with savage menaces and threatening gestures reviled them as traitors and accursed "— *Patna Crisis* by Tayler.

તે વેળા અંગ્રેજોની નોકરી કરી રહેલો આ જમાદાર ગયાના અલીકરીમ નામના એક ક્રાંતિકારી આગેવાનને પત્ર લખતો બેઠો હતો. એ રીતે ક્રાંતિવાદી પત્રવ્યવહારનો સીધો પુરાવો હાથ લાગતાં તેને તુરત જ ફાંસીની સજા ફરમાવવામાં આવી. તેને ફાંસીના માચડા પાસે લઈ જવામાં આવ્યો ત્યારે તે બૂમ પાડી ઊઠ્યો : "અહીં જો કોઈ સ્વરાજનો સાચો ભક્ત હાજર હોય તો આવીને મને છોડાવે !" પરંતુ એવો કોઈ સ્વાતંત્ર્યપ્રેમી તેની હાકલ સાંભળે તે પહેલાં જ એનો મૃતદેહ ફાંસીએ લટકી રહ્યો.

મુસલમાન આગેવાન અલીકરીમને પકડવાનો પણ હુકમ છૂટ્યો, અને તેને પકડી આણવા માટે એક નાની યુરોપિયન ટુકડી પણ રવાના કરવામાં આવી. એ ટુકડીનો નાયક મી. લુઈસ જ્યારે અલીકરીમને ઘેર પહોંચ્યો કે તુરત અલીકરીમ હાથી પર બેસી નાસવા માંડ્યો. લુઈસ તેની પાછળ પડ્યો, અને બંને વચ્ચે પકડવાની શરત ચાલી. પરંતુ અહીં પ્રેક્ષકોએ તટસ્થતાથી માત્ર ખેલ જોઈ ન રહેતાં સાચા ખેલાડીના નિયમોનો ભંગ કર્યો. પડખેના ગામડાના લોકોએ પોતાના દેશબાંધવને પકડવા ફિરંગી પાછળ પડ્યો છે એમ જાણતાં જ એ ફિરંગીને હેરાન કરવા માંડ્યો. કોઈએ તેને ઊંધે રસ્તે ચડાવ્યો તો કોઈએ તેના રસ્તામાં પોતાના ટટ્ટુને આડું આણી તેને રોકવાનો, અને વિલંબ કરવાનો પ્રયત્ન કર્યો. આ હેરાનગતિ અને નિરાશાથી કંટાળી જઈ એ અંગ્રેજ અધિકારીએ દોડયા જતા કરીમનો પીછો પકડવાનું કામ પોતાના હિંદી નોકરને સોંપી દીધું, અને પોતે હાથ ઘસતો પાછો ફર્યો. પેલો નોકર પણ અંગ્રેજોનો પાકો વિરોધી હોવાથી અલીકરીમને તેણે એમ ને એમ નાસી જવા દીધો, અને પોતે મોં બગાડીને પોતાના માલેક પાસે પાછો ફર્યો.

આ રીતે એક બાજુ પ્રાંતમાંથી ધરપકડો કરવાનું કામ થઈ

થયું તે વેળા ખુદ પાટણ શહેરના કેટલાક મુખ્ય આગેવાનોનાં નામ ટેલરને કાને પહોંચ્યાં. એ સઘળાને અચાનક પકડી લેવાની યુક્તિભરી યોજના ટેલરે ગોઠવી. ખાનગી મંડળોની સભાઓ રાત્રિના આ આગેવાનોને ત્યાં જ ભરાતી. આ છૂપાં મંડળોમાં બીજા કોણ કોણ જોડાયેલ છે, તથા તેમનો વિગતવાર શો કાર્યક્રમ ઘડાયો છે એનો પૂરો ખ્યાલ જો કે ટેલરને નહોતો આવ્યો, તોપણ પાટણના ત્રણ મુલ્લાંઓનો તો એ કારસ્તાનમાં સારો એવો ભાગ છે એ વિષે તેની ખાતરી થઈ ચૂકી હતી. આથી એ ત્રણે જણને અટકમાં લેવાનું તેને બહુ જરૂરનું જણાયું. જો એ લોકોને જાહેર રીતે અટકમાં લેવામાં આવે તો જે અસંતોષને પોતે દબાવી દેવા માગતો હતો તે જ વધારે જોસમાં ફાટી નીકળે એવો ટેલરને ભય લાગ્યો. આથી એ પ્રામાણિક (!) અધિકારીએ એક નવી જ યોજના ઘડી કાઢી. એક દહાડો કોઈ અગત્યના રાજકીય કામનું બહાનું બતાવીને એ અંગે વિચારવિનિમય અર્થે ટેલરે શહેર આખામાંથી મુખ્ય મુખ્ય માણસોને આમંત્ર્યા. જ્યારે સઘળા આમંત્રિત ગૃહસ્થો એ સ્થળે એકઠા થઈ ગયાનું એણે જાણ્યું કે પોતે શીખોને લઈ ત્યાં હાજર થયો. થોડી ઘણી વાતચીત પૂરી થયા પછી જ્યારે સઘળા વિખેરાવા માંડ્યા ત્યારે ટેલરે એ સઘળાઓમાંથી પેલા ત્રણ મૌલવીઓને રોકી લીધા, અને "આવી મુશ્કેલીભરી પરિસ્થિતિમાં તમને છૂટા રાખવામાં જોખમ છે." એમ હસતાં હસતાં તેમને કહીને અટકમાં લીધા ! બેશક ટેલરનું આ કાર્ય અંગ્રેજોના કલ્યાણ અર્થે જ હતું, અને તેથી તેના આ યુક્તિભર્યા ઉપાય સારુ સહુ અંગ્રેજોએ ચારે પાસથી એને અભિનંદન પાઠવ્યાં !

આ રીતે લોહીનો એક છાંટો પણ પડવા દીધા સિવાય મુખ્ય ક્રાંતિકારીઓને પકડી લીધા પછી ટેલરે પાટણામાં ધરપકડનું કાર્ય

વધારે જોસભેર ચાલુ કરી દેવાનો નિશ્ચય કર્યો. આ ધરપકડો એટલી અણધારી રીતે કરવાનું યોજાયું હતું કે આગેવાનોને પકડાની હોહા થાય અને પાટણા જાગૃત થાય તે પહેલાં જ આ કામ ઊકલી ગયું હોય. તેણે બે વટહુકમો કાઢયા. એકમાં એવું જાહેર કરવામાં આવ્યું હતું કે પાટણાશાં કોઈએ હથિયારો રાખવા નહિ, અને બીજો હુકમ એવો હતો કે રાત્રિના નવ પછી કોઈએ ઘર બહાર નીકળવું નહિ. આ બીજા હુકમને પરિણામે ગુપ્ત મંડળોની રાતની બેઠકોમાં ભંગાણ પડવા માંડ્યા; તે સાથે શસ્ત્રાસ્ત્રો એકઠા કરી રાખવાનું કામ પણ મુશ્કેલ બન્યુ. આજ સુધી પાટણાના ક્રાંતિકારી લોકો બળવો કરવા અર્થે દાણાપુરથી સૂચના મળવાની રાહ જોતા હતા. પરંતુ જ્યારે ક્રાંતિનો સમૂળગો ઉચ્છેદ કરનારાં આવાં પગલાંઓ લેવાવા માંડયાં ત્યારે તો એ રીતે છેક કચડાઈ મરવા કરતાં તો તુરત જોસભેર બળવો કરવાનો તેમણે નિશ્ચય કર્યો. તા. ૩ જી જુલાઈના રોજ પીરઅલી નામના આગેવાનને ઘેર ઘણા મુસલમાનો એકઠા થયા અને ત્યાં સઘળી યોજનાઓ વિચારી લેવાઈ. થોડી વાર પછી ક્રાંતિના ઝંડા સાથે "દીન બોલો, દીન!" ની વિજયઘોષણાઓ કરતા સહુ બહાર નીકળી પડયા. આશરે ૨૦૦ જેટલા ક્રાંતિકારીઓ શહેરમાં સરઘસ આકારે ફરીને પહેલાં ચર્ચ (દેવળ) ઉપર હલ્લો કરવા જઈ પહોંચ્યા. એ વેળા સાથે થોડાએક સિપાઈઓ લઈને લાયલ નામનો એક ગોરો અફસર તેમને શિક્ષા કરવા આવતો દેખાતાં જ પીરઅલીએ તેને ગોળીથી ઠાર કર્યો; અને તેના અનુયાયીઓએ તો એ ગોરા અફસરના ટુકડેટુકડા ઉડાવી દઈ એને ઓળખવાનું જ મુશ્કેલ બનાવી દીધું! એટલામાં થોડાએક વફાદાર શીખોને લઈને રેટ્રે ત્યાં આવી પહોંચ્યો, અને ક્રાંતિકારીઓ પર ભારે જોરદાર હલ્લો કર્યો. ખુદ શીખોએ જ જ્યારે મુસલમાનોના પેટમાં

તલવારો ફુલાવી તેના લોહીથી પોતાનાં શરીરો રંગવા માંડ્યાં, ત્યાં પછી શસ્ત્રો અને શિસ્ત બંનેમાં ચડિયાતા એવા એ લશ્કર સામે મૂઠીભર ક્રાંતિકારીઓ ક્યાંથી ટકી શકે? એક પછી એક એ સઘળા ક્રાંતિકારી આગેવાનોને અંગ્રેજોએ પકડી લીધા; લાયલને ઠાર કરનારો પીરઅલી પણ એ પકડાયેલાઓમાં હતો.

પીરઅલી મૂળે તો લખનૌનો રહેવાસી હતો. પરંતુ છેલ્લાં ઘણાં વર્ષોથી પુસ્તકો વેચવાનો ધંધો માંડી એણે પાટણામાં પોતાની સારી જમાવટ કરી દીધી હતી. જે પુસ્તકો તે વેચતો તે પોતે વાંચતો હોવાથી ક્રાંતિકારી મનોવૃત્તિ એને રગેરગે વસી ગઈ હતી. પરાવલંબી ગુલામીની દશા તેને મન અસહ્ય થઈ પડી. દિલ્હીના અને લખનૌના ક્રાંતિકારીઓ સાથે તે પોતે કાયમથી પત્રવ્યહેવાર ચલાવ્યા કરતો હતો. પોતાની જાજ્વલ્યમાન દેશભક્તિની દીક્ષા તે બીજાને પણ આપ્યા કરતો. પોતે એક સામાન્ય ચોપડી વેચનારો વેપારી હતો છતાં પાટણાના ક્રાંતિકારી આગેવાનોમાં એની ઘણી સારી પ્રતિષ્ઠા હતી. છૂપાં મંડળોના પૈસાદાર સભાસદોની દ્રવ્યસહાયને બળે એણે ઘણા શસ્ત્રધારી લોકોનો જમાવ કર્યો હતો, અને સહુને બ્રિટિશ હકુમતની સામે નક્કી કરેલ વખતે બળવો કરી ઊઠવાના શપથ આપી તેણે બાંધી લીધા હતા. પાટણાના અંગ્રેજ અધિકારી ટેલરે જ્યારે પાટણામાં જુલમ અને ત્રાસ ફેલાવવા માંડ્યો ત્યારે પીરઅલીના ઊછળતા લોહીએ તેને શાંતિથી બેસવા ન દીધો. તે સ્વભાવે કરડો, જુસ્સાદાર અને શૂરો હતો. પોતાના દેશભાઈઓની યાતનાઓ તે જોઈ ન શક્યો. આથી આગળ જતાં તેણે જાતે જ કરેલા એકરાર મુજબ તે 'સમય પહેલાં જ નીકળી પડ્યો.' તે પછી તો પીરઅલીને ફાંસીની સજા કરવામાં આવી. તેને હાથે જડેલી વજનદાર હાથકડીઓ એટલી તો સખ્ત રીતે ભીડવામાં આવી હતી

કે એના ટાંડામાંથી લોહીની ટસરો ફૂટી નીકળી! જ્યારે તે ફાંસીના માંચડા પર ચડ્યો ત્યારે એક વીરને છાજે તેવું હાસ્ય તેના મોં પર વિલસી રહ્યું હતું; આથી તેને એંચી જવા રાહ જોઈ રહેલ મૃત્યુનો પણ તેને જાણે કશો ડર નથી એવું જ દેખાતું હતું. જ્યારે તેણે પોતાના વહાલા પુત્રનું નામ લઈ તેને સંભાર્યો ત્યારે તેનું હૃદય ભરાઈ આવ્યું, અને તેના મોંમાંથી એક આછી આહ નીકળી ગઈ. એની એ લાગણીવશ અવસ્થાનો લાભ લેવાને ઈરાદે તુરત ત્યાંના અંગ્રેજ અધિકારીએ કહ્યું: "પીરઅલી! હજુ પણ બીજા ક્રાંતિકારી આગેવાનોનાં નામો આપીને તું તારો જીવ બચાવી શકશે!" તુરત એ ફિરંગી સામે જોઈ નીડરતાથી અને ઉન્નત ભાવે તેણે તેને સંભળાવ્યું: "બેશક, જિંદગીમાં કેટલાએક મોકાઓ એવા હોય છે કે જે વેળા જીવ બચાવવાનું જરૂરનું હોય; તે સાથે જીવતરમાં કેટલાએક એવા પણ મોકાઓ આવી લાગે છે કે જે વેળા પ્રાણની કુરબાની કરવી એ જ વધારે કિંમતી ગણાય! મારે માટે અત્યારની વેળા આ બીજી તરેહની છે, અને એથી અત્યારે મૃત્યુને ભેટવું એમાં જ અમરતા પ્રાપ્ત કરવાનો અવસર છે!" તે પછી અંગ્રેજોએ ગુજારેલા અનેક અત્યાચારોનાં વર્ણન સ્પષ્ટ શબ્દોમાં તેને સંભળાવી પીરઅલીએ ઉમેર્યું: "તમે મારો જાન લેશો અગર તો મારા સરખા અનેક શૂરા મરદોને તમે ફાંસીએ લટકાવશો, પરંતુ તમે અમારા ધ્યેયનો નાશ કરી શકવાના નથી. હું મરીશ તો મારા લોહીના પ્રત્યેક બિંદુમાંથી બીજા હજારો કુરબાની કરનારાઓ પાકશે અને તમારા રાજ્યનો જરૂર અંત આણશે!"[૨]

---

૨. The Commissioner Tayler himself says: "Peer Ali himself was a model of a desperate and determined fanatic. Repulsive in appearance, with a brutal and sullen countena-

આ રીતે ભારે સૂચક શબ્દો સંભળાવીને, માતૃભૂમિને લાંછન પમાડે એવું કોઈ પણ વર્તન દાખવ્યા વિના પીરઅલી મૃત્યુને ભેટ્યો અને ચિરકાળ સુધી સ્મરણીય ગણાય એવા મહાન દેશભક્તોની હારમાળામાં દાખલ થયો !

એ શહીદના અંતકાળના શબ્દો – મારા લોહીના પ્રત્યેક બિંદુમાંથી બીજા હજારો કુરબાની કરનારાઓ પાકશે – જૂઠા પડે તેમ નહોતા, જૂઠા ન જ પડ્યા ! તેના મૃત્યુના ખબર મળતાં જ દાણાપુરની સૌથી વફાદાર લેખાતી પલટન તા. ૫ મી જુલાઈએ બળવો કરી ઊઠી. અંગ્રેજોના તોપખાનાને ન ગણકારતાં ત્રણે હિંદી પલટનોએ પોતાની મેળે જ પોતાના ગણવેશ (યુનિફોર્મ) કાઢીને ફેંકી દીધા અને સહુ શોણનદ ઉપર પહોંચ્યા. મુખ્ય અધિકારી મેજર જનરલ લોઈડની વૃદ્ધાવસ્થાને કારણે તેમ જ તેને જે ભય લાગ્યા કરતો હતો તે કારણે સિપાઈઓનો પીછો પકડવાનું અંગ્રેજ લશ્કરથી બની શક્યું નહિ. વૃદ્ધ ઉંમરને લીધે અંગ્રેજ મેજર જનરલ કશું ભલે ન કરી શક્યો, પરંતુ ક્રાંતિમાં જોડાયેલ પલટનો જે દિશામાં જઈ રહી હતી તે જ દિશામાં જગદીશપુરના રાજમહેલમાં ઘડપણ આવ્યા છતાં જેના બાહુમાં અને તલવારમાં જુવાનીનું જોમ ઊછળી રહ્યું હતું, અને જે રૂઆબભેર મૂછે વળ ચડાવ્યા કરતો હતો, એવો એક વૃદ્ધ શૂરવીર યોદ્ધો તેમને સત્કારવા તૈયાર હતો. એ પરાક્રમી પુરુષના વાવટા તળે બધા સિપાઈઓ એકઠા થતા હતા.

---

nce, he was calm, self-possessed, almost dignified in language and demeanour. He is the type of the class of men whose unconquerable fanaticism renders them dangerous enemies and whose stern resolution entitles them in some respects, to admiration and respect!"

સ્વાતંત્ર્યપ્રેમી આમવર્ગના અને સિપાઈઓના સઘળા પ્રયત્નો લગભગ હરેક સ્થળે નિષ્ફળ બનાવનાર જે એક મોટો દોષ અગર ખામી એ જાગૃતિવેળા જણાઈ આવી, તે દરેક સ્થળે સારા ને યોગ્ય આગેવાનની ખોટની હતી. પણ શાહબાદ જિલ્લા પૂરતી એ ખામી જગદીશપુરે જણાવા ન દીધી. સિપાઈઓ શોણ પાર કરીને પહેલાં ત્યાં જ પહોંચ્યા, કેમકે ત્યાંથી જ તેમને સ્વાતંત્ર્યસંગ્રામમાં દોરે એવો સુયોગ્ય આગેવાન મળે તેમ હતું. વીરવૃત્તિથી રસબસનો અસાધારણ પરાક્રમી અને અસલ કાળથી વિખ્યાત બનેલા રાજપૂત વંશમાં જન્મ ધારણ કરનારો સ્વરાજ્યરૂપી મહાયજ્ઞનો આ અધ્વર્યુ કુમારસિંહ નામ ધારણ કરીને એ કુળને ગૌરવ આપી રહ્યો હતો. શાહબાદની વિશાળ ભૂમિ પર આ વંશની રાજગાદી કૈંક યુગોથી અખંડ તપતી હોવાથી લોકોના દિલમાં પણ એ પુરાતન રાજવંશ માટે સ્વાભાવિક મમતા ભરી હતી. મોટાં મોટાં સામ્રાજ્યરૂપી મહાન ઝંઝાવાતો આ હિંદુસ્તાનની ધરની પર આવી ગયા, પરંતુ એ સઘળા ફેરફારો દરમિયાન આ પ્રાંત તો પરોપકારપ્રેમી રજપૂત રાજાઓની છત્રછાયા તળે સ્વતંત્રતા અને સ્વરાજનું સુખ માણતો હતો. અરાજકતાની અનેક જુલમગાર ક્રાંતિઓ દરમિયાન રાજા કુમારસિંહનું રાજકુળ એક મહાન વટવૃક્ષની પેઠે ટાઢ, તડકો, તાપ, વરસાદ વગેરે સઘળી આપત્તિઓ પોતાને શિરે ઝીલી લઈને પોતાનાં ડાળાંપાંદડાંઓની ઓથે માળા બાંધી પડેલાં ગરીબ પક્ષીગણોની પેઠે દીન પ્રજાવર્ગનું રક્ષણ અને પોષણ કરી રહ્યું હતું. પ્રજાને તેઓ પોતાના પુત્રવત ગણતા; સામેથી પ્રજા પણ એ રાજવંશના પ્રતિનિધિઓને દુનિયા પરના દેવ તરીકે પૂજતી હતી. પરંતુ પરદેશી જુલમી સત્તાધિકારીઓની આંખમાં રાજાપ્રજાનો આવો પરસ્પરનો પ્રેમભાવ એક કણાની પેઠે ખૂંચી રહ્યો હતો. આથી તેમણે આ રાજવંશનું નામનિશાન ઊખેડી નાખવાનો નિરધાર કર્યો! પરિણામે એકાએક સ્વરાજનું છત્ર ઊખડી

અને પાટણાના હજારો સિપાઈઓ અંદરખાનેથી એને મળી ગયેલા છે, એવા આશયની અનેક બાતમીઓ ઘણા દિવસોથી કમિશનર ટેલરને કાને આવ્યા કરતી હતી. પરંતુ એંશી વરસનો એ ઘરડો ડોસો, પથારીમાં પડ્યાં પડ્યાં મૃત્યુની રાહ જોવાને બદલે રણમેદાનમાં કૂદી પડવા થનગની રહ્યાની વાત સાચી માનવા ટેલર તૈયાર જ નહોતો. સિવાય કુમારસિંહ તેના પર 'વફાદારી'ના પત્રો તો પાઠવ્યા જ કરતો હતો. તોપણ અંગ્રેજ બચ્ચાની સ્વાભાવિક ઉમદાવૃત્તિ (!) માં જેમ અપવાદ ન હોઈ શકે, તે જ વૃત્તિથી ટેલરે કુમારસિંહને લખ્યું : "આપ હવે ખૂબ વૃદ્ધ થયા છો, અને આપની તબિયત પણ સારી રહેતી નથી. આપના આખરી દિવસોમાં આપના સમાગમનો લાભ મળે એવી પ્રબળ ઇચ્છા મારા દિલમાં પેદા થઈ છે. આપ અહીં આવી મારી સાથે રહી મારા આતિથ્યનો સ્વીકાર કરવાનું મને માન આપશો, તો આપના મારા પર ભારે ઉપકાર થયા માનીશ. મારા આ આમંત્રણનો અસ્વીકાર નહિ થાય એવી આશા રાખનો, આપનો ટેલર." પૂર્વે અફઝુલખાને શ્રી શિવાજી મહારાજને આવી જ જાતનું આમંત્રણ મોકલ્યું હતું. જગદીશપુરનો ચતુર રાજપૂત બંધુ બરાબર સમજી ગયો કે આટલા બધા પ્રેમની પાછળ પોતાને કેદમાં પકડી રાખવાની જ યુક્તિ છે ! તેણે જવાબમાં જણાવ્યું કે "આપનો હું ભયંકર આભારી (!)છું. આપ લખો છો તેમ મારી તબિયત સાચેસાચ હમણાં સારી ન હોવાથી મને લાગે છે કે હાલમાં મારાથી પાટણા આવી શકાશે નહિ. મારી તબિયત સારી થશે કે તુરત જ હું રવાના થઈશ." કુમારસિંહ ! તારું માનસિક તેમ જ શારીરિક સ્વાસ્થ્ય બરાબર નથી એ સાવ સાચું છે ! ફિરંગીઓનું લોહી રેડી જરા શાંતિ મળ્યા પછી જ તું પાટણા જઈશ એ વાત પણ સાચી જ છે ! એટલું જ કે તું શા માટે ત્યાં જઈશ, એ સવાલ સહેજ જુદો છે !

પડ્યું ને લોકો નિરાધાર બની ગયા! ખુદ વૃક્ષ ઉપર જ વીજળી પડવાથી આશરો લેવાની જગ્યા જ ન રહી એટલે બિચારાં પક્ષીઓ ચીંચીં કરતાં નાસાનાસ કરવા મંડી પડ્યાં! પોતાના રાજવંશ ઉપર તેમ જ દેશ ઉપર ઊતરી પડેલ આ આપત્તિ અને અન્યાયનો બદલો લેવા જગદીશપુરના રાજમહેલની અટારીએ આ વૃદ્ધયુવાન કુમારસિંહ મૂછે વળ ચડાવતો ખડો થઈ ગયો!

વૃદ્ધયુવાન? હા; જરૂર! ઉંમરમાં વૃદ્ધ હોવા છતાં દેખાવમાં એ જુવાનને પણ શરમાવે તેવો હતો. એંશી વરસના ઉનાળાના તાપ એના માથા પર ચડી ઊતર્યાં હતા; એંશી જેટલાં ચોમાસાં એણે જોઈ નાખ્યાં હતાં; પરંતુ એના હૈયાનો અગ્નિ જેમનો તેમ સળગી રહ્યો હતો. એના વૃદ્ધ ગણાતા એ બાહુઓના કઠોર સ્નાયુઓમાં શત્રુઓનાં શિરકમળોની માળાઓ ગૂંથવાની અસાધારણ તાકાત ભરી હતી! એંશી વર્ષનો કુમાર અને તે પણ સિંહ! અંગ્રેજોએ પોતાના દેશમાં ચાલુ કરેલી લૂંટ એનાથી શે જોઈ જાય! અયોધ્યાનું રાજ્ય ડેલહૌસીએ હોઈયાં કર્યાં પછી અંગ્રેજો, દેશભરમાં જે નાના મોટા ટેકરા દેખાય તે ખોદીને ઉખેડી નાખી આખા હિંદ દેશની ભૂમિને સપાટ–પાધર કરી દેવાના કામમાં પરોવાઈ ગયા હતા. અંગ્રેજોના એ સપાટામાં કુમારસિંહની ગા–ભોમકા પણ આવી ગઈ. આથી જે તલવારને જોરે અંગ્રેજોએ આવી અક્ષમ્ય, ક્રૂર અને અન્યાયી રીતે આખા દેશને રસાતાળ પહોંચાડ્યો હતો તે તલવારના જ તોડીને ટુકડેટુકડા કરી નાખવાની પ્રતિજ્ઞા કુમારસિંહે લીધી! તુરત તેણે નાનાસાહેબ સાથે પરિચય સાધ્યો.

અને એકાએક ભયાનક રણગીતોના ધ્વનિ સંભળાવા લાગ્યા! કુમારસિંહ ક્રાંતિની યોજના વિચારી રહેલ છે, આખા હિંદુસ્તાનમાં પથરાયેલ ક્રાંતિકારી મંડળો સાથે એણે ઓળખાણો કરવા માંડી છે,

અને પાટણાના હજારો સિપાઈઓ અંદરખાનેથી એને મળી ગયેલા છે, એવા આશયની અનેક બાતમીઓ ઘણા દિવસોથી કમિશનર ટેલરને કાને આવ્યા કરતી હતી. પરંતુ એંશી વરસનો એ ઘરડો ડોસો, પથારીમાં પડયાં પડયાં મૃત્યુની રાહ જોવાને બદલે રણમેદાનમાં કૂદી પડવા થનગનતી રહ્યાની વાત સાચી માનવા ટેલર તૈયાર જ નહોતો. સિવાય કુમારસિંહ તેના પર 'વફાદારી'ના પત્રો તો પાઠવ્યા જ કરતો હતો. તોપણ અંગ્રેજ બચ્ચાની સ્વાભાવિક ઉમદાવૃત્તિ (!) માં જેમ અપવાદ ન હોઈ શકે, તે જ વૃત્તિથી ટેલરે કુમારસિંહને લખ્યું : "આપ હવે ખૂબ વૃદ્ધ થયા છો, અને આપની તબિયત પણ સારી રહેતી નથી. આપના આખરી દિવસોમાં આપના સમાગમનો લાભ મળે એવી પ્રબળ ઇચ્છા મારા દિલમાં પેદા થઈ છે. આપ અહીં આવી મારી સાથે રહી મારા આતિથ્યનો સ્વીકાર કરવાનું મને માન આપશો, તો આપના મારા પર ભારે ઉપકાર થયા માનીશ. મારા આ આમંત્રણનો અસ્વીકાર નહિ થાય એવી આશા રાખનો, આપનો ટેલર." પૂર્વે અફઝુલખાને શ્રી શિવાજી મહારાજને આવી જ જાતનું આમંત્રણ મોકલ્યું હતું. જગદીશપુરનો ચતુર રાજપૂત બંધુ બરાબર સમજી ગયો કે આટલા બધા પ્રેમની પાછળ પોતાને કેદમાં પકડી રાખવાની જ યુક્તિ છે ! તેણે જવાબમાં જણાવ્યું કે "આપનો હું ભયંકર આભારી (!)છું. આપ લખો છો તેમ મારી તબિયત સાચેસાચ હમણાં સારી ન હોવાથી મને લાગે છે કે હાલમાં મારાથી પાટણા આવી શકાશે નહિ. મારી તબિયત સારી થશે કે તુરત જ હું રવાના થઈશ." કુમારસિંહ ! તારું માનસિક તેમ જ શારીરિક સ્વાસ્થ્ય બરાબર નથી એ સાવ સાચું છે ! ફિરંગીઓનું લોહી રેડી જરા શાંતિ મળ્યા પછી જ તું પાટણા જઈશ એ વાત પણ સાચી જ છે ! એટલું જ કે તું શા માટે ત્યાં જઈશ, એ સવાલ સહેજ જુદો છે !

એ જ વેળા દાણાપુરમાંથી નીકળી પડેલા સિપાઈઓ કુમારને સાજ્જે કરવા માટે દવા લઈને હાજર થયા. કુમારસિંહ! હવે શાનો વિલંબ છે? "અમે માભોમકાના કસમ ખાઈએ છીએ; આપણા ધર્મના અને આપના અમે શપથ લઈએ છીએ! હવે મ્યાન ફગાવી દઈ સ્વરાજ અર્થે આપની તલવાર ખખડાવો! આપ જ અમારા રાજા, આપ જ અમારા આગેવાન અને આપ જ અમારા સેનાપતિ! આપ રાજપૂતકુલના ભૂષણ છો; આપ હવે અવશ્ય સંગ્રામમાં કૂદી પડો." આવી જાતની જુસ્સાભરી માગણી સિપાઈઓએ એકઅવાજે કરવા માંડી. તેના પવિત્ર બ્રાહ્મણ કુલ-ગુરુએ પણ આવીજ જાતની સલાહ આપી; અને શત્રુઓનાં લોહી પીવા તલસી રહેલી તેની તલવારે પણ તેના કાનમાં એ જ જાતની ગુફતેગો કરી! [૩] આથી જેનામાં હાથી પર બેસીને પણ પાટણા જવા જેટલી શક્તિ નહોતી તે એંશી વર્ષના વૃદ્ધ ભડવીરે પોતાની માંદગીના બિછાનાને ફેંકી દઈને ગીધી રણમેદાનમાં દોટ દીધી!

તે પછી સિપાઈઓ જગદીશપુરથી શાહબાદ જિલ્લાના મુખ્ય શહેર આરાહમાં આવ્યા. ત્યાં તેમણે સરકારી તિજોરી લૂંટી લીધી, તથા અંગ્રેજ સરકારની જેલ, કચેરીઓ અને વાસ્તો, સઘળાનો નાશ કર્યો. ત્યાંથી તેઓ એક નાનકડા કિલ્લા તરફ આગળ વધ્યા. ત્યાંના હોશિયાર અંગ્રેજોએ 'બળવો થાય તો પોતાનો બચાવ કરી શકાય તે સારુ એ કિલ્લામાં દારૂગોળો અને અનાજપાણીનો સારો સંગ્રહ કરી રાખ્યો હતો. તે સાથે એ મૂઠીભર અંગ્રેજોનું થોડુંઘણું પણ સંરક્ષણ થઈ શકે એ વિચારે પાટણાથી ૫૦ શીખોની એક ટુકડી પણ મોકલવામાં આવી હતી. આખરે બધા મળી એ આશરે ૭૫

૩. The Brahmins have incited him to Mutiny and rebellion." – Major Eyre's Official Despatch.

માણસો સંપૂર્ણ તૈયારી સાથે જે ઘડીની રાહ જોઈ સજ્જ થઈ બેઠા હતા તે સમય આવી પહોંચ્યો, અને ક્રાંતિકારીઓએ કિલ્લાને ઘેરો ઘાલ્યો.

જે વેળા એ ૨૫ અંગ્રેજો અને ૫૦ શીખ લોકો મળીને ભારે ધીરજથી અને હિંમતભેર સામનો કરી રહ્યા હતા, તે વેળા ક્રાંતિકારીઓએ તો કોઈ પણ જાતની ચડાઈ કે હલ્લો ન કરતા માત્ર તેમને ચારે બાજુથી ઘેરી લીધા. કદાચ એ સ્થાન સહેજે જીતી શકાય એવું હોઈ તેના પર હલ્લો કરીને વખત અને માણસો ગુમાવવાની આવશ્યકતા જ ક્રાંતિકારીઓએ માની નહિ હોય. તેમને મન ખાસ તો આસપાસના પ્રદેશ ઉપર તથા બીજી અંગ્રેજ છાવણીઓ પર ધ્યાન રાખવાનું જ વધારે જરૂરી જણાયું હોય. આમ કંઈક અંશે આ કારણે અને કંઈક અંશે કિલ્લાની અંદરનું તોપખાનું વધારે બળવાન હોવાથી, સીધો હલ્લો કરવા કરતા સિપાઈઓએ તોપો આણીને ગોળા વર્ષાવવાની શરૂઆત જ કરી દીધી. એકાદ બે સ્થળે સુરંગો ચાપી જામગરીથી સળગાવીને ફોડવામા પણ આવી. થોડા દિવસોમા જ કિલ્લા માહેનો પાણીનો ભંડારો ખૂટી પડ્યો, પરંતુ શૂરા શીખો અંગ્રેજોની કપરી દશા દેખી ન શક્યા. તેમણે ૨૪ કલાકમા જ કિલ્લામા એક નવો કૂવો ખોદીને તૈયાર કર્યો. એટલું જ નહિ, પરંતુ સાથે સાથે તેઓ સેતાનની માફક લડ્યા તો કરતા જ હતા. કાનપુરમા પોતાના જાતભાઈઓની શી દશા થઈ હતી તે તેઓ બરાબર જાણતા હતા, આથી અહીંના યુરોપિયન લોકો શરતો સાથે પણ ક્રાંતિકારીઓને શરણે જવા માગતા નહોતા. પણ જ્યારે એ અંગ્રેજો સાથે તેમની મદદે રહી શીખો પણ લડી રહ્યા છે એમ ક્રાંતિકારીઓએ જાણ્યું ત્યારે તેઓ ક્રોધથી ગાંડાતૂર બની ગયા. શીખોની બહાદુરી ખરેખર અસામાન્ય હતી, પરંતુ તેઓ માતૃભૂમિનો

દ્રોહ કરનારા પાપીઓ બન્યા હતા. હંમેશાં સાંજે તેમનું સાચું કર્તવ્ય શું છે તે તેઓને સમજાવવાના પ્રયત્નો ચાલુ જ હતા. થાંભલાઓ આડે ઊભા રહી ક્રાંતિકારી દૂતો પોતાનાં ગળાં સૂકવીને પણ તેમને ઉપદેશના ઘૂંટડા પાવાની મહેનત કરતા. "ફિરંગીઓને મદદ કરીને તમે કયા રૌરવ નરકમાં પડશો તે જાણો છો? જેમણે આપણા સ્વરાજનો નાશ કર્યો છે, જેમણે આપણી માતૃભૂમિની દુર્દશા કરવામાં બાકી નથી રાખી, અને જેમણે આપણા ધર્મને અસહાય દશામાં આણી મૂક્યો છે, તેમની મદદે રહીને લડવામાં, ભાઈ ઓ! તમે કયા નરકની સાધના કરી રહ્યા છો?" ક્રાંતિકારીઓ તેમને સ્વધર્મની, સ્વદેશની અને સ્વતંત્રતાની આણ દેતા. હૃદય પિગળાવે એવા કાલાવાલા કરી તેઓ તેમને ફિરંગીઓનો પક્ષ છોડી દેવાનો આગ્રહ કરતા! અને એ પછી આખરે એમને એવી સખ્ત ધમકીઓ પણ આપવામાં આવતી કે જો તેઓ જુલમી ફિરંગીઓને હજુ પણ મદદ કર્યા જ કરશે તો તેમને સહુને કતલ કરવામાં આવશે. પણ આમાંની એકેય બાબતની શીખો પર જરા પણ અસર થતી નહોતી; એટલું જ નહિ પરંતુ એ સઘળાના જવાબ રૂપે તેઓ ક્રાંતિકારીઓ પર ગોળીઓની સીધી ત્રમઝૂટ બોલાવતા. અને તે વેળા અંગ્રેજો તો એ દૃશ્ય જોતા જોતા 'શાબાશ, શાબાશ!' કહી તાળીઓ પાડી તેમને વધાવી લેતા!

આ રીતે ત્રણ દિવસ સુધી ઘેરો ચાલ્યો. ત્રીજે દિવસે તા. ર૯મીએ અંગ્રેજોએ દૂર દૂરથી તોપોનો ધણધણાટ સાંભળ્યો ને તેઓ જાગી ઊઠ્યા. તેમના ચહેરા પર હાસ્યરેખાઓ ખીલી રહી. ક્રાંતિકારીઓનો ખુરદો કરીને ઘેરો ઉપડાવવા માટે જ એ અંગ્રેજ લશ્કર આવ્યું હતું શું? હા, એ અંગ્રેજ લશ્કર જ હતું! દાણાપુરની અંગ્રેજ પલટનમાંથી આશરે ર૭૦ ગોરા સૈનિકો અને ડનબારની સરદારી

તળે બીજા ૧૦૦ શીખો સાથે એ લશ્કર ઘેરો ઉપડાવી લેવાને ઇરાદે શોણનદને કિનારે આવી પહોંચ્યુ હતું. વિજયની પૂરેપૂરી આશાથી આટલું ઉલ્લાસભર્યું અંગ્રેજ લશ્કર આ પહેલાં ક્યારે ય દેખાયું નહોતું! શોણ ઉતરીને આરાહને સીમાડે એ લશ્કર સાંજ સુધીમાં આવી પહોંચ્યું. તેમના વિજયમાં ભાગ લેવા અર્થે જ શુક્લપક્ષનું ચંદ્રબિંબ પણ દોડી રહ્યું હતું. કેપ્ટન ડનબાર! ચાંદની છે ત્યાં સુધીમાં તારા લશ્કરની ગોઠવણ બરાબર કરી લે, કેમકે થોડી જ વારમાં અંધારું છવાઈ જશે. લશ્કરની આ ગોઠવણમાં રાજનિષ્ઠ શીખ લોકો સહુને મોખરે રહે એ જ વધારે યોગ્ય કહેવાય! અને શીખો પણ જાણે પોતાની શૂરવીરતાની ખરી કદર થઈ રહી હોય એમ પગલાં માંડતા આગળ વધ્યા. આરાહનાં ઘાટાં જંગલોમાંથી રસ્તો બતાવનારો કોઈ નીચ વિશ્વાસઘાતી ભોમિયો ત્યાં હાજર હોય તો તેને આગળ રાખી, હે વીરનરો! ચાંદનીમાં ચમકતી તમારી તેજદાર તલવારો ખેંચી આગળ વધો! વૃક્ષો પાછળ રહી ગયાં; માઈલ પછી માઈલ આગળ વધતાં રસ્તો પણ પૂરો થયો, અને હવે તો આરાહનો પૂલ પણ પાસે આવ્યો. પણ અરે! આ શું? દુશ્મન ક્યાં? હજુ કેમ કોઈ ક્રાંતિકારી નજરે નથી ચડતો? ડરપોક લોકો જરૂર નાસી ગયા હોવા જોઈએ! માત્ર ડનબાર આવે છે એટલા ખબર મળતાં જ ભાગી ગયા! ઓ શીતલરશ્મિ ચંદ્રદેવ! સિકંદરે પણ પોતાના શત્રુઓને આટલી હદે ધ્રુજવ્યા નહિ હોય! આટલી વાર સુધી ઘનઘોર યુદ્ધ જોવાની હોંશમાં ઠંડી તેમ જ પવનમાં તેં લાંબા વખત સુધી રાહ જોયા કરી, પણ તારે તો ક્રાંતિકારીઓએ કેવી ચતુરાઈથી પીછેહઠ કરી તે જ જોવાનો વારો આવ્યો! હવે તું સુખે સિધાવી જા. વધારે નિરાશા વહોરી લેવા તું શા માટે હવે વિલંબ કરી રહ્યો છે? જગત ઉપર હવે રાત્રિરૂપી અંધારપછેડો પાથરી દઈ તું તારા આરામગૃહમાં શાંતિથી નિદ્રા લેવા સિધાવ!

અને ડનબાર ! કદાચ ને ચંદ્ર પાછો આવ્યો જાય તોપણ તું તો પાછો ન જ ફરતો. પણ અરે ! આ અવાજ શાનો ? પવનથી આંબાનાં પાંદડાં ખખડ્યાનો તો આ અવાજ નહિ હોય ? સૂં…સૂં… અંગ્રેજો ! ખબરદાર. દશે દિશામાંથી ગોળાઓની પ્રલયવેળાની વર્ષા મંડાઈ ગઈ ! આંબાવાડીમાં ઝાડે ઝાડે ને ડાળીએ ડાળીએ તૈયાર બંદૂકો ગોઠવાઈ ગઈ હતી ' એ સઘળીમાંથી એકીસાથે ફિરંગીઓ પર મારો શરૂ થયો. શું કુમારસિંહ તો આવી પહોંચ્યો નથી ? અંગ્રેજો લડવા માટે જ આવ્યા હતા, પણ લડે કોની સાથે ? શત્રુપક્ષનો એક પણ આદમી નજરે ચડતો નથી. આંબાવાડીમાં રાત્રિના ઘોર અંધકારમાં ખાડાઓમાં તેમ જ ટેકરીઓને મથાળે ચારે બાજુ કુમારસિંહના સિપાઈઓ છુપાઈને લાગ સાધી રહ્યા હતા; તેમાંથી એક પણ નજરે પડે તેમ તો હતું જ નહિ. આકાશના તારાઓ અને જમીન પરનાં ઝાડો સિવાય બીજું કશું દેખાતું નહોતું, તેમ એ બંને ઉપર તોપો માંડીને વિજય મેળવવાની તો આશા જ નહોતી ! ત્યાં તો વાયુદેવનો પ્રકોપ થયો હોય તેમ અંગ્રેજો પર લાલચોળ વરસાદ વરસવા માંડ્યો ! ડાબી બાજુથી, જમણી બાજુથી, આગળથી, સઘળી દિશાએથી આગ વરસી રહી ! અંગ્રેજ સોલ્જરોનો ગણવેશ (યુનિફૉર્મ) ધોળો હોવાથી તે તુરત દેખાઈ આવતા હતા; કુમારસિંહના સિપાઈઓ તો જાતે કાળા, તેમનાં કપડાં કાળાં, અને બહાર રાત્રિનો પથરાયલો અંધકાર પણ કાળો જ હતો ! આમ સઘળું કાળે કાળું હતું ત્યાં કોની પાછળ અંગ્રેજો દોડે ? ગોરા અંગ્રેજો અને કાળા શીખો બંનેએ આખરે પાછાં પગલાં કરી નાસવા માંડ્યું. ડનબાર તો પહેલી જ ઝપટમાં ખતમ થઈ ચૂક્યો હતો. જીવ બચાવવા નાસી છૂટેલું અંગ્રેજ લશ્કર એક ખાઈ પાસે આવી પહોંચ્યું. ત્યાં તેમણે થોડી વાર સામનો કરવાનો પ્રયત્ન કર્યો; પણ સવાર થતાં સુધીમાં તો કેવળ પોતાના મરેલા સિપાઈ-

ઓને જ નહિ પરંતુ ઘાયનોને પણ ત્યાં જ પડયા રહેવા દઈને, ભૂખ અને તરસથી વ્યાકુળ બની જખમોથી લોહીલુહાણ બની, તથા શરમથી કાળું કરી શોણની દિશામાં તેઓ નાસવા લાગ્યા

પરંતુ કુમારસિંહના પંજામાંથી નાસી જવું એમ સહેલું નહોતું પગને પગને લોહીનો છંટકાવ થઈ રહ્યો જેમ ભાલાઓની અણીથી લોહીલુહાણ બનેલો કોઈ ફાટેલો સૂવર હેબ્ગન બની જઈ બન્ને બાજુ રસ્તામાં લોહીની ધારાઓ વરસાવતા શિકારભૂમિમાંથી નાસી છૂટે બરાબર તેવી દશા શોણ સુધી પહોંચતામાં અંગ્રેજ લશ્કરની થઈ રહી! પણ ત્યાં પહોંચ્યા પછી તો તમનો પૂરો ખુરદો થઈ ગયો પહેલાં તો તેમને તેમની હોડીઓ જ જડી નહિ થોડી વારે તે હાથ લાગી ત્યારે તનીના રેતમાં ખૂંચી ગયેલી દેખાઈ અને જે હોડીઓ આ રીતે રેતીમાં ખૂંચી નહોતી ગઈ ત સઘળી પાડે 'એ આ પહેલેથી જ આગ લગાડી સળગાવી દીધી હતી! આખરે એકાદ બે હોડીઓ તેમને હાથ લાગી મહાન વિજય મેળવી સાથે આરાહમાંથી મુક્ત કરી આણેના અંગ્રેજોને લઈ લશ્કરી ગીતો ગાતું પોતાનું લશ્કર પાછું ફરે તે જેવાની આશાએ દાણાપુરના જે લોકો ત્યાં એકઠા મળી રાહ જોઈ રહ્યા હતા, તેમને કાને હોડીઓમાંથી એક પણ હર્ષનો જયનાદ સંભળાયો નહિ ન હતું સાથે નિશાન, નહોતું બેંડ કે નહોતી કોઈના મો પર આનંદની પ્રફુલ્લતા! બધાનાં હૈયાં અધીરાઈથી થડકી રહ્યાં "મારો દીકરો, મારો ભાઈ, મારો પતિ મારો પિતા તારે માથેથી ઓળઘોળ જાય રે! હજુ ગઈ કાલે જ આશાભર્યો હૈયે એ યુદ્ધે સિધાવ્યો હતો પણ આજ તો શિવ, શિવ, શિવ!" પરંતુ એ પ્રાર્થના આકાશના પિતા સુધી પહોંચે તે પહેલાં તો દાણાપુરના અભાગી ગોરા સૈનિકો કાંઠે ઊતર્યા અને તુરત જ વીજળી વેગે ખબર ફરી વળ્યા કે "યુદ્ધે ચડેલા એકંદર ૪૫૦ સિપાઈઓમાંથી ફક્ત ૫૦ જણા જ કુમારસિંહની ઝપટમાંથી

જી લઈને હીમખીમ પાછા આવી શક્યા છે!" એક અંગ્રેજ લખે છે. "તે દિવસનો હૈયા ચીરી નાખે એવો અંગ્રેજ સ્ત્રીઓનો વિલાપ જેમણે જોયો – સાભળ્યો હશે તેઓ તે કદી પણ ભૂલી નહિ જાય. કેટલીએક સ્ત્રીઓ ભારે આર્તતાપૂર્વક બૂમો પાડી છાતી કૂટતી હતી; તો કેટલીયે ગળા સૂકવી નાખે તેટલુ રડી રડીને પોતાના વાળ ખેંચતી શોક કરી રહી હતી. આ સઘળા વિનાશના કારણસમો જનરલ લોર્ડ જો એ વેળા તે સ્ત્રીઓની નજરે પડી જાત, તો સઘળી સત્તા પોતાના હાથમા જ લઈને તેમણે એનુ માથું ધડથી વેગળું કરી દીધુ હોત એમા જરા ય શંકા નથી."

પરંતુ એક બાજુ જ્યારે દાણાપુરની સ્ત્રીઓની ભારે રોકકળ મચી રહી હતી ત્યારે બીજી બાજુ મેજર આયર જાણે અગ્રેજોની હાર અને દુખનું વેર વાળવા અર્થે જ આરાહ ઉપર ચડી ગયો હતો. જો કે તેને ડનબારના પરાજયના ખબર મળ્યા નહોતા, તોપણ અંગ્રેજો આરાહમા ઘેરાઈ પડ્યા છે એટલા ખબર મળતાં જ તે તેમને છોડાવવા માટે નીકળી પડ્યો હતો તા. ૨૦ અને તા. ૩૦ મી જુલાઈના રોજ ડનબારને હરાવીને જે વેળા કુમારસિંહના સિપાઈઓ પાછા ફરતા હતા, ત્યાં જ તેમને આયર આરાહ ઉપર ચડી આવતો હોવાના ખબર મળ્યા. પળનો પણ વિલંબ કર્યા વિના એ વયોવૃદ્ધ સેનાપતિએ તુરત પોતાના લશ્કરને બરાબર ગોઠવવા માંડ્યુ. રસ્તામા હલ્લો કરવા લાયક તેમ જ છાપો મારવા લાયક સઘળાં સ્થળોનો બરાબર ઉપયોગ કરી લઈ તા. ૨ જી ઑગસ્ટના રોજ તેણે બીબીગંજ નામના ગામડા પાસે બરાબર કટોકટીનું યુદ્ધ ખેલ્યું. બંને લશ્કરોએ નજીકમાં જ આવેલા ગાઢ જંગલનો આશરો લેવા મહેનત કરી. વૃદ્ધાવસ્થા અને જુવાનીની આ હરીફાઈમાં વૃદ્ધ કુમારસિંહ ફાવી ગયો, અને આયરની યોજના ધૂળ મળી. આથી

આયરે તોપખાનાનો મારો ચાલુ કરી દીધો. આયર પાસે ઊંચી જાતની ત્રણ તોપો હતી; એની મદદથી તે સતત આગળ વધી રહ્યો હતો. કુમારસિંહના માણસોએ ત્રણ વાર એ તોપો જીતી લેવા ઝપટ કરી; ત્રણ વખત તેઓ આગ વર્ષાવતી તોપોની છેક નજીક સુધી પહોંચી ગયા હતા; પરંતુ અંગ્રેજોનું તોપખાનું અટક્યા વિના સતત ચાલુ જ રહ્યું. તે જ વેળા કૅપ્ટન હેસ્ટિંગ્ઝ દોડતો હાંફતો સેનાપતિ આયર પાસે આવી કહેવા લાગ્યો. "મેજર આયરસાહેબ! હવે તો આપણું ગોરું પાયદળ પણ પાછું ધકેલાય છે! વિજય તો હાથ માંથી આ ઘડીએ સરી ગયો જાણો!" આ જાતનું ખૂનખાર યુદ્ધ આમ ને આમ અરધો કલાક વધારે ચાલ્યું હોત તો આજનો વિજય કુમારસિંહને મળત. પરંતુ વિજય મેળવવાની શક્યતા ઓછી થતી દેખી, પીછેહઠ કરતા પડેલાં અંગ્રેજોએ એક છેવટનો જીવ સટોસટનો હલ્લો કરી લેવાનો વિચાર કર્યો. આયરે તે વેળા સંગીનો ચડાવી હલ્લો કરવાના હુકમો આપ્યા. તુરત જ ક્રાંતિકારીઓની હરોળમાં અંગ્રેજ સોલ્જરો તીરની પેઠે ઘૂસ્યા. તોપોના ગોળાઓની સામે ચડાઈ લઈ જનારા ક્રાંતિકારીઓ આ ચોતરફથી આવતા સંગીનોના હલ્લા સામે કેમ ટકી ન શક્યા એ જાણી શકવાનું સાધન નથી. પરંતુ હકીકત તો એ જ હતી કે તેઓ ટકી ન જ શક્યા! આયરે ક્રાંતિકારીઓને જંગલમાંથી હાંકી કાઢી સીધો આરાહના કિલ્લાનો રસ્તો પકડ્યો, અને ત્યાં જઈ ઘેરાઈ પડેલા અંગ્રેજોને છૂટા કર્યા. આ રીતે આરાહનું થાણું ફરી પાછું અંગ્રેજોને હાથ જઈ પડ્યું.

આરાહનો ઘેરો બધા મળીને આઠ દિવસ ચાલ્યો. એ આઠ દિવસો દરમિયાન એ શૂરા રાજપૂતને ઘેરો ટકાવી રાખવા ઉપરાંત બે લડાઈઓ પણ લડવી પડી. એની ઝપટ, એની હિંમત અને

એની શૂરવીરતા એના કોઈ અનુયાયીઓમાં ન હોવાથી આયરે આપેલી હાર પછી કુમારસિંહને જગદીશપુર સુધી પીછેહઠ કરવી પડી. પરંતુ ઘેરામાંથી નીકળેલા સિપાઈઓનો ઉમેરો થતાં અંગ્રેજ લશ્કર સંખ્યાની દૃષ્ટિએ પણ વધુ બળવાન બન્યાનું કુમારસિંહે જાણ્યું, ત્યારે તેણે પણ જગદીશપુરના લડવા લાયક સઘળા માણસોને એકઠા કરવા માંડયા. અત્યાર સુધી અંગ્રેજો કુમારસિંહની કોઈ પણ હિલચાલ જાણવા પામ્યા નહોતા. પરંતુ એ આરાહ પર ચડી આવશે એમ ધારીને તે આવે તે પહેલાં આયરે પોતે જ જગદીશપુર ઉપર ચડાઈ આરંભી. આવે વખતે આવા શિસ્તબદ્ધ અને જીતેલા અંગ્રેજ લશ્કરને પોતાની ખુદ રાજધાનીની જ નજીક પોતાના અત્યાર સુધીમાં નાહિંમત થયેલા અનુયાયીઓ મારફત લડત આપવી કુમારસિંહને અશક્ય જણાતાં તે જરા મૂંઝવણમાં પડયો. આ વેળા વૃકયુદ્ધ ગેરીલા લડાઈ નો દાવ ખેલીને તેણે શત્રુઓ સાથે બે વખત સખત ઝપાઝપી કરી, અને જગદીશપુરમાંથી તે બહાર નીકળી ગયો. તા. ૧૪મી ઑગસ્ટના રોજ આખરે, આયરે પોતાના અંગ્રેજ લશ્કર સાથે કુમારસિંહના રાજમહેલમાં જ છાવણી નાખી. અંગ્રેજોએ આખો રાજમહેલ, હિંદુમંદિરો અને બીજાં રહેવાનાં મકાનોનો ભાંગીને નાશ કર્યો, તોપણ એ સઘળી ચીજોના પ્રાણ અગર દૈવતસમો કુમારસિંહ આટલી લડાઈઓ પછી પણ હજુ અણજીત્યો જ રહ્યો હતો! પોતાની રાજધાનીને ધૂળમાં મળી જતી દેખી કોઈ બીજો રાજા મોંમાં ઘાસનાં તરણાં લઈને ક્યારનો શત્રુઓને શરણે પહોંચી ગયો હોત; પણ જગદીશપુરનો રાજા એવા પૈકીઓનો નહોતો. જ્યાં પોતે ત્યાં જ જગદીશપુર એ એનું જીવન-સૂત્ર હતું. આમ.હોઈ તેના વિનાનું જગદીશપુર જીતી લેવામાં કોઈ ખાસ લાભ નહોતો. પણ હવે તો કુમારસિંહ માટે જગદીશપુર નહિ પણ લડાઈનું રણમેદાન જ નિવાસસ્થાન બની ચૂકયું હતું.

# પ્રકરણ ચોથું

## દિલ્હીનું પતન

અંગ્રેજોનો ત્રીજો સરસેનાપતિ પણ જ્યારે દિલ્હી હાથ કરવાની આશા છોડી દઈને રાજીનામું આપી ચાલ્યો ગયો, ત્યારે એનું સ્થાન બ્રિગેડિયર જનરલ વિલ્સનને આપવામાં આવ્યું. એ અરસામાં ક્રાંતિકારીઓના હલ્લાઓથી ગાંડા થઈ જવાની હદે પહોંચેલા અંગ્રેજી લશ્કરમાં નિરાશ બની 'હવે ઘેરો ઉઠાવી લેવો કે કેમ?' એ મુદ્દો ભારે ગંભીરતાથી ચર્ચાઈ રહ્યો હતો. જો એ વેળા અંગ્રેજોએ ઘેરો ઉઠાવી લેવાનો નિર્ણય કર્યો હોત તો ૧૮૫૭ની એ ક્રાંતિએ કેવો પલટો લીધો હોત તે કહેવું મુશ્કેલ છે. એ એક એવું પગલું બની જાત કે ક્રાંતિકારીઓને હાથે પામેલા અનેક પરાજયો કરતા પણ વધારે નુકસાન અંગ્રેજોને એથી સહન કરવું પડત. ક્રાંતિકારીઓનું લશ્કર એક જ સ્થળે ભરાઈ પડવાને કારણે દિલ્હીને ઘેરો ઘાલવાથી અંગ્રેજોને આક્રમણ તેમ જ બચાવ બંને માટે યોગ્ય સ્થાન અનાયાસે સાંપડી ગયું. ક્રાંતિકારીઓનું સઘળું લશ્કર એક જ જગ્યાએ બંધાઈ રહેવાને બદલે આખા પ્રાંતમાં છૂટક છૂટક વેરાઈ જઈને તેણે ગેરીલા યુદ્ધનીતિ અખત્યાર કરી હોત, તો બહુ ટૂંક સમયમાં અંગ્રેજોના એ નાનકડા લશ્કરને થાકી જઈ ક્રાંતિકારીઓને નમી જવું પડત. પરંતુ દિલ્હી ઘેરાઈ જવાને કારણે રણક્ષેત્રે નાનું સ્વરૂપ ધારણ કર્યું; હજુ સુધી અંગ્રેજોને ખાસ કશી મુશ્કેલી જણાઈ નહોતી; ઊલટું ક્રાંતિકારીઓ એક જ શહેરમાં ભરાઈ પડી સજ્જા કરતા હોઈ તેમના પર હલ્લો કરવાનું શત્રુઓ માટે સરળ બન્યું. આ પરિસ્થિતિમાં દિલ્હીનો

ઘેરો ઉઠાવી લેવાનો અર્થ બંધ તોડી નાખી ક્રાંતિકારી સૈન્યનાં પૂરને આખો પ્રદેશ રેલાવી દેવાની સરળતા કરી આપવા સરખો થતો હતો. દિલ્હી જિતાયું હોત તો જરૂર સિપાઈઓ બહાર વેરાઈ ગયા હોત. પરંતુ હારેલા માનસ સાથે નિરાશ બની તેઓ દિલ્હીમાંથી છૂટા પડી વેરાઈ જાય, અને દિલ્હીનો ઘેરો ઉઠાવી લીધાથી ઊલટા જરા અભિમાનમાં આવી તેઓ શત્રુઓ પર તૂટી પડે, એમાં ભારે તફાવત હતો. અંગ્રેજ સેનાપતિના ખ્યાલમાં આ મહત્ત્વની વાત આવી તો હતી જ. તોપણ નિરાશા, ઉત્સાહનાં ઓસરતાં પૂર અને ક્રાંતિકારીઓના વળતા હલ્લાની પ્રતિક્ષણે રહેતી ભીતિ, એ બધાને કારણે ઘેરો ઉઠાવી લઈ ચાલ્યા જવાનું તેને મન થતું હતું. એ વેળા ખરેખર અંગ્રેજોના બાર વાગી જવાનો મોકો હતો. પણ અંગ્રેજોનો સિતારો હજુ ચડતો હતો તેથી તેમને એ વેળા બેર્ડસ્મિથસમો હિંમતબાજ અને પ્રાણની પણ પરવા કર્યા વિના ધીરજથી પરિસ્થિતિ સામે થનારો અધિકારી મળ્યો હતો. જ્યારે બીજા સઘળા અમલદારોનાં મોંમાંથી પીછેહઠના બોલ નીકળતા હતા ત્યારે તેણે હિંમતથી જુસ્સાપૂર્વક જણાવ્યુંઃ "આપણે દિલ્હી પરની ભીંસ એક તલભાર પણ ઢીલી કરવી ન જોઈએ! આપણો ઘેરો શત્રુને ગળે મૃત્યુપાશની પેઠે અત્યારે વીંટાયેલ છે; એ પાશ સતત વધારે ને વધારે સખત કરવાની જ જરૂર છે! જો આપણે દિલ્હીનો ઘેરો ઉઠાવી લેશું તો પંજાબ પણ હાથમાંથી સરકી જશે, હિંદુસ્તાન પણ સરી પડશે અને સામ્રાજ્યનો તો કાયમને માટે જ વિનાશ થઈ બેસશે!"

બેર્ડસ્મિથના આ જુસ્સાદાર શબ્દોને પરિણામે હિંમતમાં આવી જઈ બ્રિગેડિયર વિલ્સને આખરે નિશ્ચય કર્યો કે દિલ્હી જીત્યા સિવાય ઘેરો ઉઠાવી લેવો નહિ. બીજી બાજુ ક્રાંતિકારીઓ પણ અસાધારણ ખીલટાઈથી ઘેરાનો સામનો કરી રહ્યા હતા. તેઓ નાની નાની ટોળી-

ઓમા નીકળી આવી અકસ્માત અગ્રેજોની ડાબી અગર જમણી પાખ પર છાપાઓ મારતા, અને અગ્રેજો પોતા પર પાછા ચડી આવે તે પહેલા તો શત્રુપક્ષના બને તેટના આદમીઓને ઠાર કરી પાછા ફરી જતા પીઠ પકડી આવતા અગ્રેજોને ભૂલવીને તેઓ તેમને શહેરની નજીક ખેચી આણતા અને ત્યા તા તેમના પર તોપોના ગોળાઓની ઝમઝૂટ વરસવા માડતી ' ક્રાતિકારીઓની આવી છેતર પિંડીભરી ચડાઈઓમા એટના બધા અગ્રેજો ખપી ગયા કના કે એ સખ્યા જોઈને જિયેડિયર વિલ્સને છાવણીમા ખાસ હુકમ કરમાવી દીધો કે ગમે તે થાય તોપણ ક્રાતિકારીઓનો પીઠો પકડવા જવુ જ નહિ ક્રાતિકારીઓના આવા છૂપા દાવપેચથી અગ્રેજ સોજરોની સખ્યા ઘટવા માડી, એટલે તો સેનાપતિ વિલ્સન પજાબમાથી ઘેરાની મદદે આવી રહેલા તોપખાનાની ઇંતેજારીથી રાહ જોઈ રહ્યો ઉત્તર હિંદુસ્તાનની સઘળી તારની ગોઠવણો, રેલ્વે અને ટપાલની યોજનાના સાધનોનો ક્રાતિકારીઓએ સપૂર્ણ વિનાશ કરી નાખ્યો હતો પરિણામે દિલ્હીમા ઘેરાયેલા ક્રાતિકારીઓની પેઠે જ ઘેરો ઘાલી પડેલુ અગ્રેજ લશ્કર પણ ઘેરાઈ (મુશ્કેલીથી) પડયુ હતુ ' આ કારણે દિલ્હીથી દક્ષિણના પ્રદેશમા શુ ચાલી રહ્યુ છે, નકત્તાથી રવાના થયેલુ લશ્કર હવે ક્યા સુધી આવી પહોચ્યુ છે અગર તો લખનૌ, કાનપુર બનારસ વગેરે સ્થળોના શા સમાચાર છે, વગેરે કશો ખ્યાલ અગ્રેજોને આવી શકતો નહોતો સર હ્યુ વ્હીલર મરાયા પછી એક મહિને તે ઝડપથી પોતાની મદદે આવી રહ્યાની 'ભરોસા દાર બાતમી' દિલ્હીના અગ્રેજોને કાને આવી ' કલકત્તા તરફથી કોઈ પણ જાતની નવી મદદ મળવાની શકયતા ન હોવાથી સઘળો મદાર પજાબ પર હતો પરતુ એ પરિસ્થિતિની સામે થઈને પણ સર જોન લૉરેન્સ અગ્રેજ સોલ્જરો તેમ જ શીખ સિપાઈઓની સહાયક પલટનો ઉપરાઉપરી મોકલ્યા જ કરતો હતો આ વેગ .

પણ ઘેરા ઘાલવામાં મદદગાર થાય તેવી લશ્કરી ટુકડીઓ મોકલી આપવા સારુ તેને કરવામાં આવેલી વિનંતિનો અસ્વીકાર ન કરતાં તેણે નિકલ્સનના હાથ તળે બે હજાર ચુનંદા સિપાઈઓ રવાના કર્યા. એ લશ્કર જ્યારે દિલ્હીમાં અંગ્રેજ છાવણીમાં આવી દાખલ થયું ત્યારે હરેકનાં મોં હર્ષ, આશા અને ઉત્સાહથી પ્રફુલ્લિત બની ગયાં. બે હજાર સિપાઈઓની મદદ મળી તે કરતાં પણ નિકલ્સનસમો સેનાપતિ એ ટુકડી સાથે હતો એ હકીકત વધારે ઉત્સાહપ્રેરક હતી. નિકલ્સનસમો એક જ સેનાપતિ બીજા હજારો સિપાઈઓ કરતાં વધારે કિંમતી હતો! નિરાશાથી હિંમત હારી બેઠેલા અંગ્રેજ લશ્કરમાં હવે દરેકને મોંએ એવા શબ્દો સંભળાવા લાગ્યા: 'નિકલ્સન આવી પહોંચ્યો છે; હવે વિજય ચોક્કસ છે!'

એક બાજુ અંગ્રેજ લશ્કરને યોગ્ય સેનાપતિનો લાભ મળી જવાથી વિજય માટે હવે તેમને શંકાને સ્થાન રહ્યું નહિ; બીજી બાજુ ક્રાંતિકારીઓમાં કોઈ સારા આગેવાનનો અભાવ હોવાથી તેમને માટે પરાજયની શક્યતાઓ વધતી ચાલી. જે બાદશાહને તેમણે ફરી સ્થાપેલા સિંહાસને બેસાડ્યો હતો, તેનામાં શાંતિકાળને માટેના દયાક્ષમાદિ વખાણવા યોગ્ય સદ્ગુણો જો કે હતા, પરંતુ લડાઈના કામ અર્થે તે તદ્દન બિનવાકેફ અને સેનાપતિપદ માટે તો સાવ નકામા જેવો જ હતો. દિલ્હીમાં શૂરવીર સિપાઈઓનો તોટો નહોતો. અંગ્રેજોના સાથમાં રહીને લડતી વેળા જેમણે અંગ્રેજ સોલ્જરો ઉપર સરસાઈ બતાવી હતી, જેઓ લશ્કરી શિસ્ત અને કવાયતની સઘળી તાલીમ અંગ્રેજ અફસરોના હાથ તળે જ પામ્યા હતા, અને જેમની તલવારને જોરે જ અંગ્રેજી રાજની સરહદ અફગાનિસ્તાનને સીમાડે જઈ બિડાઈ હતી, એવા પચાસ હજાર શૂરા સિપાઈઓ તે વેળા દિલ્હીના કિલ્લામાં એકઠા થયા હતા. પરંતુ એ પચાસે હજારનું

સેનાપતિપદ સ્વીકારીને તેમને વિજયવંત બનાવે એવા ઓછામા ઓછા એકાદ આગેવાનની તો ખાસ જરૂર હતી જેઓ લડયા અને લડતા, લડતા આખરે હાર્યા, એવા એ પચાસે હજાર શૂરા લડવૈયાઓના તો જેટના વખાણ કરીએ તેટના ઓછા જ ગણાય ! નવાઈની વાત તો એ છે કોઈ પ્રતાપી આગેવાનની ગેરહાજરીમા પણ તેઓ આટલા લાંબા વખત સુધી ટકી શકયા ! જે બાદશાહને એમણે સિંહાસને બેસાર્યો હતો તેને પણ આ સ્વયંનેતાસમા લડવૈયાઓને એક સારો આગેવાન શોધી આપવાની દરરોજ ચિંતા થયા જ કરતી હતી એ માટે એણે ઘણી મહેનત કરી જોઈ પણ એને સફળતા ન જ મળી એણે સઘળી સત્તા બખ્તખાનને તો સોંપી જ દીધી હતી એ ઉપરાત આખા લશ્કરની યોગ્ય વ્યવસ્થા જળવાય તે સારુ એણે બીજા ત્રણ સેનાપતિઓ પણ નિયુક્ત કર્યા એ ઉપરાત તેણે ત્રણ સિપાઈઓ અને ત્રણ દિલ્હીના નાગરિકોની બનેલી એક સમિતિ સ્થાપી લશ્કરની સઘળી જરૂરિયાતોનુ ધ્યાન રાખવાનુ કામ તેને સોંપવાનુ ઠરાવ્યુ પરંતુ આવી પ્રતિનિધિઓની સમિતિ પણ કોઈ જાતનો સુધારો કરી શકવા અસમર્થ છે એવુ જણાઈ આવતા એ સ્વદેશપ્રેમી ઉદાર બાદશાહે કદાચ પોતાની ભૂલોને લીધે અને સઘળી સત્તા પોતા પાસે જ રાખી લેવાને કારણ સારા સારા માણસો પોતાને ત્યજી જાય, અને પરિણામે ક્રાંતિનો જ વિનાશ નોતરાય એવી બીતિથી, પોતે સઘળી સત્તા છોડી દઈ ખુદ બાદશાહીનો પણ ત્યાગ કરવા તૈયાર છે એવી પ્રગટ જાહેરાત પણ કરી દીધી ! હિંદુસ્તાન ફરી પાછુ અંગ્રેજોના તાબામા જાય અગર લાબા કાળ સુધી વિપદાવસ્થામા ઘેરાઈ પડેલા હિંદદેશમા આવરડા પરદેશી સત્તારૂપી ગીધો મળેના ગીધડા ચૂંથી ખાય, અગર તો સદાને માટે ગુનામીના કાદવમા ખૂંચી રહે, તેના કરતા તો એ વૃદ્ધ બાદશાહે એવુ જાહેર કર્યુ કે "રાજવહીવટની સત્તા મારા હાથમા જ રહેવાને બદલે જો કોઈ આદમી

હિંદુસ્તાનને સ્વરાજ અને સ્વતંત્રતા હાસલ કરાવી શકે, એ વ્યક્તિના હાથમાં સત્તાનાં સૂત્રો સોંપાતાં હોય તો મને તો વિલ્હટાનો અપાર આનંદ થશે!" જયપુર, જોધપુર, બિકાનેર, અલવર વગેરે રાજ્યોના મહારાજાઓને તેણે પોતાને હાથે જ આ પ્રમાણેના પત્રો લખ્યા હતા "મારી તો એવી અંતરની ઇચ્છા છે કે ગમે તેમ કરીને, ગમે તે ભોગે, એક વાર પરદેશી સત્તાને હિંદુસ્તાનમાંથી ઉખેડી રવાના કરી દેવામાં આવે અને હિંદ સંપૂર્ણ રીતે સ્વતંત્ર બને!" આ ક્રાંતિયુદ્ધ એ જ હેતુથી મંડાયું હોવા છતાં, જ્યાં સુધી આ સઘળી જાગૃતિની જવાબદારી પોતાને માથે ઉપાડી લેનારો, અને દેશમાં ઠેરઠેર છિન્નભિન્ન બની વિખરાઈ પડેલા શક્તિના અનેક પ્રવાહોને એકત્ર કરીને પોતાના મજબૂત હાથમાં એકસૂત્રે સાંકળનારો કોઈ યોગ્ય માર્ગદર્શક અને સમર્થ આગેવાન ક્રાંતિને સાંપડશે નહિ ત્યાં સુધી આ ક્રાંતિ સફળ બને એમ મને દેખાતું નથી. અંગ્રેજોને અહીંથી હાંકી કાઢ્યા પછી માત્ર મારી અહંતા સંતોષવા ખાતર હિંદુસ્તાન પર સાર્વભૌમ સત્તા ચલાવવાની મારી મુદ્દલ ઇચ્છા નથી શત્રુને હાંકી કાઢવા અર્થે જો તમે હિંદુસ્તાનના સઘળા રાજામહારાજાઓ તમારાં હથિયારો ખખડાવી નીકળી પડવા તૈયાર હો તો હું પણ મારી બાદશાહ તરીકેની સર્વ સત્તા અને સર્વ અધિકારો, એ જવાબદારી ઉપાડી લઈ અમલ ચલાવવા તત્પર બનનાર હિંદી રાજારજવાડાના પ્રતિનિધિસમા રાજમંડળને ખુશીની સાથે સોંપી દેવા તૈયાર છું"[૧]

આ કાગળ હિંદી મુસલમાનોના એક પ્રમુખ આગેવાને એટલે કે દિલ્હીના બાદશાહે, હિંદુસ્તાનના સઘળા હિંદુ રાજામહારાજાઓને લખ્યો હતો! આ અજોડ નમૂનેદાર કાગળ પરથી તે વેળા હિંદુ

૧ The autograph letter — *Native Narrative* by Metcalfe, page 226

સ્તાનમાં સ્વતંત્રતા, સ્વરાજ્ય, સ્વદેશ ને સ્વધર્મ વગેરે શબ્દો લોકોના લોહીમાં કેવા ઊંડા ઊતરી ગયા હતા તેનો અચ્છો ખ્યાલ આવે છે. હિંદુમુસલમાનોની ધર્મભાવના આ રીતે દેશભક્તિમાં સમરસ – એકરૂપ બનેલી જોઈ ચાર્લ્સ બોલ લખે છે : " આ જાતનો અણધાર્યો, અસાધારણ અને નવાઈ પમાડે તેવો ફેરફાર દુનિયાના ઇતિહાસમાં બીજે ભાગ્યે જ જોવા સાંપડશે ! "

પરંતુ આ અસાધારણ ફેરફાર હિંદુસ્તાનસમા વિશાળ ખંડમાં કેવળ એક જ પ્રાંતમાં સંપૂર્ણ રીતે સફળતાપૂર્વક બન્યો હોવાથી બાદશાહની આ જાહેરાતને જેટલો જશ મળવો જોઈ તો હતો તેટલો જશ મળ્યો નહિ. ખેદની બિના છે કે દિલ્હીના કિલ્લા સામે સ્વતંત્રતા અને પરદેશી ગુલામી વચ્ચે જે જાતની લડાઈ ખેલાઈ રહી હતી, તેવી ઝળહળતી લડાઈ હિંદુસ્તાનના બીજા કોઈ ભાગમાં લડાઈ નહોતી. ' દિલ્હીનો ઘેરો 'ના જાણીતા પુસ્તકનો લેખક લખે છે : " તોપખાનામાં યુરોપિયનોના કરતાં ચારગણા હિંદીઓ હતા. અકેક અંગ્રેજ ઘોડેસ્વાર દીઠ બબ્બે હિંદી ઘોડેસ્વારો હતા. આ રીતે હિંદીઓની મદદ વિના અંગ્રેજો એક ડગલું પણ ભરી શકતા નહોતા. હિંદુસ્તાનના એક ભાગમાં ઊછળી ઊઠેલાં પૂર, બીજા ભાગમાં જામેલાં આળસ– ઊંઘને પરિણામે આપોઆપ નાકામિયાબ બની ગયાં. આવી પરિસ્થિતિને પણ ગણકાર્યા વિના, અંગ્રેજોને હલ્લો કરવાની કોઈ પણ તરેહની તક આપ્યા વિના, ક્રાંતિકારીઓએ ઑગસ્ટની આખર સુધી સામનો ચાલુ રાખવા સાથે અંગ્રેજો પર હલ્લાઓ કરવાનું પણ ચાલુ રાખ્યું. કોઈ પણ એમ નહિ કહી શકે કે સ્વરાજનિષ્ઠાનો આ પુરાવો અતિ સામાન્ય અગર અવગણવા સરખો છે.

જે કાળે યોગ્ય આગેવાનને અભાવે ક્રાંતિકારીઓની સઘળી શૂરવીરતા અને ભાવના આમ નિરર્થક અને પાંગળાં બનતાં જતાં

હતાં, તે જ વેળા અંગ્રેજોને પક્ષે નિકલ્સનસમા કાબેલ સેનાપતિની મદદ મળી આવી હતી. દિલ્હીમા નિરાશાનું વાતાવરણ સૌથી પ્રથમ આજે જ દૃષ્ટિગોચર થયું. આ સઘળી પરિસ્થિતિને માટે નીમચ અને બરેલીની પલટનો એકબીજાને માથે દોષ ઢોળવા માંડી હતી. સહુને વખતસર પગારો અપાયે જતા હતા છતા બળવાખોર સિપાઈઓ વધારે પગારની માગણી કરવા લાગ્યા; એટલુ જ નહિ પણ તે માગણી ન સ્વીકારાય તો દિલ્હીના પૈસાદાર લોકોને લૂંટવાની તેમણે ધમકીઓ આપવા માંડી. એથી બાદશાહના હુકમથી બખ્તખાને સિપાઈઓના મુખ્ય આગેવાનોને, સિપાઈઓને અને દિલ્હીના મુખ્ય મુખ્ય આગેવાન શહેરીઓને વિચારોની આપલે અર્થે એકઠા કર્યા. બખ્તખાને તેમને પૂછ્યું: 'લડાઈ જોઈએ કે શરણે જવું છે?' જવાબમાં તુરત સઘળાઓના મોંમાંથી 'લડાઈ! લડાઈ!'ના ગગનભેદી અવાજો ઊછળી રહ્યા. આવા અજબ ઉત્સાહનાં દર્શન થતાં જ સનત્રે આશાનું વાતાવરણ ફેલાઈ રહ્યું. તુરત ક્રાંતિકારી લશ્કરે નીમચ અને બરેલીની પલટનો સહિત નજફગઢ ઉપર હલ્લો કરવાનું તથા અંગ્રેજોના ઘેરો ઘાલનારા (Siege-trains) તોપખાનાને સારી રીતે ઠમકોરવાનું નક્કી કર્યું. નજફગઢ પાસે આવી પહોંચ્યા પછી જ્યાં બરેલીના લશ્કરની છાવણી પડી હતી ત્યાં નીમચની પલટનો છાવણી નાખવાને તૈયાર થઈ નહિ; આમ સાથે મળી હલ્લો કરવાનો બખ્તખાનનો હુકમ બંનેએ અવગણી કાઢયો, અને નીમચનું લશ્કર પડખેના એક બીજા ગામડા પાસે ઊતર્યું. આ બાતમી અંગ્રેજોની છાવણીમાં પહોંચી કે તુરત અંગ્રેજ સેનાપતિ નિકલ્સન પોતાની સાથે થોડુંએક ચુનંદું લશ્કર લઈને નજફગઢ ઉપર ઝડપભેર કૂચ કરી ગયો. બખ્તખાનના હુકમને અવગણીને દૂર જઈ છાવણી નાખી પડેલા નીમચના લશ્કર ઉપર તેણે અચાનક હલ્લો કર્યો. ક્રાંતિકારી લશ્કર અહીંતહીં વિખરાઈ પડેલું, અસાવધ તેમ જ અવ્યવસ્થિત

હતું, જ્યારે નિકલ્સનના હાથ તળેનું લશ્કર શિસ્તબદ્ધ, વ્યવસ્થિત અને સજ્જ બનેલું હતું ! આથી નીમચના લશ્કરનો સંહાર થઈ ગયો. તેઓ લડ્યા; અસાધારણ શૌર્યથી લડ્યા. શત્રુઓએ પણ તેમનાં પરાક્રમો વખાણ્યાં ! પરંતુ તેમની એ શૂરવીરતા, એ પરાક્રમ વ્યર્થ ગયાં ! બુંદેલકી સરાઈ પછી આજ સુધી ક્રાંતિકારીઓએ આવી એકે હાર ખાધી ન હતી. નીમચનું આખું લશ્કર તે દહાડો ખપી ગયું ! તેમણે પોતે ચૂંટેલા-સ્વીકારેલા પોતાના સેનાપતિના હુકમને અવગણીને અહંકારથી ભરેલા પગલાનું જ એ સઘળું પરિણામ હતું ! શિસ્તવિહોણું શૌર્ય બીકણપણા પેઠે નિરુપયોગી અને છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે.

૨૫ મી ઑગસ્ટની આ જીતને પરિણામે અંગ્રેજો પરનાં નિરાશાનાં સઘળાં વાદળ વિખેરાઈ ગયાં. જૂન મહિનાથી આજ સુધીમાં તેમને મળેલી આવી જીત આ પહેલવહેલી જ હતી. હવે તેમાંનો હરેક જણ દિલ્હી પર તૂટી પડવા ખૂબ આતુર થઈ ગયો. સરસેનાપતિ (કમાંડર) વિલ્સને દિલ્હી પરના આખરી હલ્લાની યોજના તૈયાર કરવા બેર્ડસ્મિથને હુકમ કર્યો. અને જેના દૃઢ આગ્રહને પરિણામે ઘેરો ઉઠાવીને ચાલ્યા જવાના વિચાર ઉપર આવેલા અંગ્રેજ લશ્કરને રોકી લેવામાં આવ્યું હતું, એ જ બેર્ડસ્મિથે હુકમ અનુસાર આખરી હલ્લાની યોજના ઘડી કાઢી. પંજાબથી રવાના થયેલું ખાસ ઘેરા માટેનું લશ્કરી દળ અને તોપખાનું પણ આ દરમિયાન સહીસલામત અંગ્રેજોની છાવણીમાં આવી પહોંચ્યું. અંગ્રેજ સેનાપતિએ પોતાના સિપાઈઓને જુસ્સાદાર શબ્દોમાં નીચેનો સંદેશો સંભળાવ્યો: "આજ ત્રણ ત્રણ મહિનાથી આપણા લશ્કરના ત્રણ સેનાપતિઓની કુશળતાને ગણકાર્યા વિના દિલ્હી ટકી રહ્યું છે. પણ હવે આજે ચોક્કસ એવો વખત આવ્યો દેખાય છે જ્યારે દિલ્હી રોળાશે ને તમારા આજ સુધીના પરિશ્રમોને બરાબરની અવશ્ય શોભાવશે."

પંજાબની સહાયક ટુકડીઓનો ઉમેરો થતાં જ અંગ્રેજ છાવણીમાં ૩૫૦૦ અંગ્રેજ, ૫૦૦૦ શીખો અને બીજા ૨૫૦૦ કાશ્મિરી સિપાઈઓ મળી હવે કુલ સંખ્યા ૧૧૦૦૦ સુધી પહોંચી ગઈ. એ ઉપરાંત પોતાના સેંકડો સિપાઈઓ લઈને દિલ્હી જીતવામાં મદદ કરવા સારુ ઝિંદના મહારાજા જાતે હાજર હતા. સપ્ટેમ્બરના પહેલા પખવાડિયામાં અંગ્રેજ સેનાપતિએ આક્રમક લડાઈનો–હલ્લો કરવાનો માર્ગ અંગીકાર કર્યો, અને સાથે નવા મોરચા બાંધવા માંડ્યા. આથી દિલ્હીના સિપાઈઓ ખૂબ ગભરાઈ ઊઠ્યા. દિલ્હીના કિલ્લા બહાર અંગ્રેજી લશ્કર ભારે શિસ્તપૂર્વક અને ધીરજથી હલ્લાઓ કરી રહ્યું હતું, તો આ બાજુ હિંદી ક્રાંતિકારી લશ્કરમાં અવ્યવસ્થા, અરાજકતા અને આજ્ઞાભંગે જાણે આડો આંક વાળી દીધો હતો! અંગ્રેજી લશ્કરમાંના હિંદી લોકો મોરચાઓ બાંધવાનું કામ એટલું ઉત્સાહપૂર્વક અને ખંત તથા ચોકસાઈથી કર્યે જતા હતા કે દિલ્હીના તોપખાનાને તેઓ જાણે જરા ય ગણકારતા જ નહોતા! આ કામગરી સંબંધમાં ફોરેસ્ટ લખે છેઃ "અમારા લશ્કર માંહેના હિંદીઓ અતુલ્ય શૌર્ય અને ધીરજમાં સહુને ટપી ગયા હતા. એક પછી એક માણસો મર્યે જતા હતા છતાં તેમણે પોતાનું કામ અટકવા દીધું નહોતું. કોઈ માણસ બૉંબથી મરી જતો તો ઘડીભર ત્યાં તેઓ કામ અટકાવી દેતા, અને મરેલા પાછળ બેચાર આંસુઓ ઢાળી એ મૃતદેહને અન્ય મડદાંઓના ઢગલામાં ભેળવી દઈ વળી પાછા એ જ ભયજનક જગ્યાએ કામે લાગી જતા!" અંગ્રેજોના લશ્કરમાં હિંદીઓ આટલી શિસ્તપૂર્વક કામ બજાવી રહ્યા હતા, જ્યારે એમના જ હિંદી બાંધવો દિલ્હીમાં કામમાં બેદરકારી બતાવતા હતા! આ ફરક શો બોધપાઠ આપે છે? ઉપરી અધિકારીને સંપૂર્ણ માન આપી એના હુકમનું અક્ષરેઅક્ષર પાલન કરવું એ જ શિસ્તનું મુખ્ય સૂત્ર છે. પરંતુ

દિલ્હીમાં એ જ સિદ્ધાંતની તુચ્છતાપૂર્વક અવહેલના થતી હતી. એ દોષનો મોટો ભાગ અયોગ્ય અધિકારીઓને શિર, અને બાકીનો શિસ્તહીન સિપાઈઓને શિર જાય છે. પણ આ સઘળાને ટપી જાય એવી બિના તો છાતી બેસારી દે તેવી નિરાશા હતી! ૧૪ મી સપ્ટેમ્બરનો દિવસ ઊગ્યો. અંગ્રેજ લશ્કર ચાર વિભાગમાં વહેંચાઈ ગયું; તેમાંથી ત્રણ વિભાગ નિકલ્સનની સરદારી તળે ડાબી પાંખ પર અને ચોથો વિભાગ મેજર રીડની સરદારી તળે જમણી પાંખ પર ગોઠવાયા; અને એ રીતે કાબુલનો દરવાજો તોડીને દિલ્હીમાં દાખલ થવાની યોજના તૈયાર થઈ ગઈ.

સૂર્યોદય સાથે જ કિલ્લા પર સતત મારો કરી રહેલું અંગ્રેજ તોપખાનું એકાએક શાંત બની ગયું. ઘડીભર તો અંગ્રેજ લશ્કરમાં પણ નિરવ શાંતિ પથરાઈ ગયેલી દેખાઈ. પણ તુરત જ નિકલ્સનના હાથ તળેના લશ્કરે કિલ્લાની દીવાલો તરફ ધૂસવાનો આરંભ કરી દીધો. કાશ્મીરી બુરજમાં પાડેલા ગાબડા સુધી પહેલો વિભાગ જઈ પહોંચ્યો. અંદરથી ક્રાંતિકારીઓએ પણ તોપોના ગોળાનો વરસાદ વરસાવવા માંડ્યો. તે વેળા ખાઈમાં અંગ્રેજોનાં શબોનો તો મોટો ઢગલો થયો! છતાં એમાંના કેટલાએક સિપાઈઓ તો કિલ્લાની દીવાલ નજીક પહોંચી જ ગયા! દીવાલે સીડીઓ મંડાઈ ગઈ અને તે પર ચડી જઈને અંગ્રેજ લશ્કરે અંદર દાખલ થવા માંડ્યું. ક્રાંતિકારીઓએ પણ પ્રાણની પરવા રાખ્યા વિના લડતાં લડતાં અંગ્રેજ લશ્કરના સેંકડો સિપાઈઓને ગોળીઓથી ઠાર કર્યા. પરંતુ એ સખ્ત ખુવારીને પણ ગણકાર્યા વિના અંગ્રેજ લશ્કર આગળ ધૂસે જ જતું હતું! આખરે અંગ્રેજોએ ગાબડું મોટું કર્યું અને એ દ્વારા સફળતાપૂર્વક તેઓ દિલ્હીની અંદર દાખલ થયા. કિલ્લાની દીવાલ આગળના સામનાનો અંત આવી જતાં જ અંગ્રેજોનાં વિજયનાં બ્યૂગલો ફુંકાયાં.

અવાજ સંભળાયો નહિ ! તો હવે તેણે હલ્લો કરી આગળ વધવું કે શું કરવું ? છતાં વાત એમ છે કે ભલે એણે વિજયનાં બ્યૂગલો ફુંકાયલાં ન સાંભળ્યાં હોય; પરંતુ જે શૂરવીરો આગળ ઘૂસી ગયા હતા તેમની હિંમત અને પરાક્રમ વિષે તેમ જ તેમની સફળતા વિષે એને પૂરેપૂરી ખાતરી હતી. પોતાના સિપાઈઓની વીરતા વિષે પૂરો વિશ્વાસ ધરાવતા કેમ્પબેલે ધસારો કરવાનો જ હુકમ કર્યો. અને ખાઈમાં પડેલા તેમ જ મૃત્યુની ઘડીઓ ગણતા પરંતુ અમર નામના મેળવી ચૂકેલી વિજયી સૈનિકો પ્રત્યે માનભરી નજર ફેંકતા અંગ્રેજો કાશ્મીર દરવાજામાં પડેલા વિશાળ ગાબડામાં થઈને અંદર ઘૂસી દિલ્હીના કિલ્લામાં પ્રવેશ્યા.

મેજર રીડના હાથ તળેનું ચોથા વિભાગવાળું અંગ્રેજી લશ્કર જમણી પાંખ પર થઈને કાબુલી દરવાજે સર કરવા નીકળી પડયું. સબ્જીમંડી પાસે આવી પહોંચતાં જ તેને અટકાવવા માટે દિલ્હીમાંથી બહાર નીકળેલા ક્રાંતિકારી સૈન્ય સાથે તેનો ભેટો થયો. પહેલી જ ઝપાઝપીમાં મેજર રીડ ખપી ગયો; આથી અંગ્રેજોનો ધસારો અટકી પડ્યો અને તેમનામાં ભંગાણ પડવાની તૈયારી થઈ. ક્રાંતિકારીઓ એથી જોસ પર આવી ગયા અને અંગ્રેજ લશ્કર હમણાં જ જાણે નાસભાગ કરવા માંડશે એમ લાગ્યુ. પણ એટલામાં તો હોપગ્રૅટે પોતાનું ઘોડેસ્વાર લશ્કર ત્યાં ફેંક્યું એટલે વળી બંને પક્ષો તુલ્ય બળ બની ગયા. અંગ્રેજ તોપખાનાએ પણ કિસનગંજના બગીચામાંથી અને દરેક ઘરમાંથી દાવાનળ ફેંકવા માંડ્યો હતો, તો ક્રાંતિકારીઓ પણ સામે એટલે જ જોરથી ગોળાઓની ઝમઝૂટ ચલાવી લોહીની નદીઓ વહેવડાવવા લાગ્યા હતા. એ મારા સામે અંગ્રેજ ઘોડેસ્વાર લશ્કરને પણ આગળ વધવું મુશ્કેલ બની ગયું; પણ તે સાથે પોતાની તોપો ક્રાંતિકારીઓ જીતી લેશે એ બીકથી પાછા હઠવું પણ તેમને માટે

એ જ મુજબ પાણીપુરજાના ગાબડા પાસે પણ હાથોહાથની સખત ઝપાઝપી થઈ; અને અંગ્રેજ લશ્કરના એ બીજા વિભાગે પણ પગલે પગલે અસંખ્ય બલિદાનો આપીને અને એટલાં જ મુડદાંઓ, સામે ઢાળીને આખરે ગાબડુ સર કર્યું, અને કિલ્લાની અંદરના બાગમાં પ્રવેશ કર્યો.

અંગ્રેજી લશ્કરનો ત્રીજો વિભાગ કાશ્મીરી દરવાજે જઈ પહોંચ્યો. દરવાજા પાસે પહોંચી જઈ લેફ્ટનંટ હોમ અને સૉલ્કેલ્ડ એને સુરંગથી ઉડાવી દેવાની મહેનત કરતા હતા ત્યારે કિલ્લાની દીવાલો પરથી, બારીઓમાંથી તેમ જ દરેક જગ્યાએથી તેમના પર બોંબગોળાઓની ઝડી વરસી રહી. કાશ્મીર દરવાજા સામેની ખાઈ ઉપરનો ઉતારવા-ચડાવવાનો પૂલ તો સાફ બાંગી નાખવામાં આવ્યો હતો. એ સ્થળે માત્ર એક જ પાટિયું બાકી રહી ગયું હતું. ભલે, કશી હરકત નહિ! એના પરથી જ એકની પાછળ બીજો ચાલીને સામે પાર પહોંચી જઈએ. અરે, પેલો સાર્જંટ ખલાસ થયો; પેલો બીજો સિપાઈ મહાદૃ પણ ઊડી પડ્યો. ફિકર નહિ! જુઓ, હોમ આગળ ચાલ્યો જાય! હોમ ઝડપભેર ધૂસ્યો અને દરવાજા નજીક તેણે સુરંગ ગોઠવી પણ દીધી. તેની પાછળ પાછળ જ એ સુરંગને જામગરી ચાંપવા બીજા સિપાઈઓ પણ દોડ્યા. લેફ્ટનંટ સૉલ્કેલ્ડને ગોળી લાગી ને તે પટકાઈ પડ્યો; છો પડે. કૅપ્ટન બર્ગેસ! તમે આગળ થાઓ. અરે, તમે પણ ગોળીથી વીંધાયા? આવવા દો ગોળીને; ચિંતા નહિ! પરંતુ આખરે એ જ શૂરવીરે મરતાં મરતાં પણ સુરંગને જામગરી ચાંપી દીધી! કેવો ભીષણ ધડાકો થયો હતો? સુરંગની ભયાનક સ્ફોટક શક્તિને કારણે કાશ્મીર દરવાજો આખો જ ઊડી ગયો! પરંતુ ઘનઘોર લડાઈમાં પરોવાઈ જવાથી કાશ્મીર દરવાજો ઊઘડવાની રાહ જોઈ રહેલા અંગ્રેજ સેનાપતિને કાને પણ આ ભીષણ ધડાકાનો

અવાજ સંભળાયો નહિ ! તો હવે તેણે હલ્લો કરી આગળ વધવું કે શું કરવું ?' છતાં વાત એમ છે કે ભલે એણે વિજયનાં બ્યૂગલો ફુંકાયલાં ન સાંભળ્યાં હોય; પરંતુ જે શૂરવીરો આગળ ધૂમી ગયા હતા તેમની હિંમત અને પરાક્રમ વિષે તેમ જ તેમની સફળતા વિષે એને પૂરેપૂરી ખાતરી હતી. પોતાના સિપાઈઓની વીરતા વિષે પૂરો વિશ્વાસ ધરાવતા કેમ્પબેલે ધસારો કરવાનો જ હુકમ કર્યો. અને ખાઈમાં પડેલા તેમ જ મૃત્યુની ઘડીઓ ગણતા પરંતુ અમર નામના મેળવી ચૂકેલી વિજયી સૈનિકો પ્રત્યે માનભરી નજર ફેંકતા અંગ્રેજો કાશ્મીર દરવાજામાં પડેલા વિશાળ ગાબડામાં થઈને અંદર ઘૂસી દિલ્હીના કિલ્લામાં પ્રવેશ્યા.

મેજર રીડના હાથ તળેનું ચોથા વિભાગવાળું અંગ્રેજી લશ્કર જમણી પાંખ પર થઈને કાબુલ દરવાજો સર કરવા નીકળી પડયું. સબ્જીમંડી પાસે આવી પહોંચતા જ તેને અટકાવવા માટે દિલ્હીમાંથી બહાર નીકળેલા ક્રાંતિકારી સૈન્ય સાથે તેનો ભેટો થયો. પહેલી જ ઝપાઝપીમાં મેજર રીડ ખપી ગયો; આથી અંગ્રેજોનો ધસારો અટકી પડ્યો અને તેમનામાં ભંગાણ પડવાની તૈયારી થઈ. ક્રાંતિકારીઓ એથી જોસ પર આવી ગયા અને અંગ્રેજ લશ્કર હમણા જ જાણે નાસભાગ કરવા માંડશે એમ લાગ્યુ. પણ એટલામાં તો હોપગ્રેંટે પોતાનું ઘોડેસ્વાર લશ્કર ત્યાં ફેંક્યુ એટલે વળી બંને પક્ષો તુલ્ય બળ બની ગયા. અંગ્રેજ તોપખાનાએ પણ કિસનગંજના બગીચામાથી અને દરેક ઘરમાંથી દાવાનળ ફેંકવા માંડ્યો હતો, તો ક્રાંતિકારીઓ પણ સામે એટલા જ જોરથી ગોળીઓની ઝમઝૂટ ચલાવી લોહીની નદીઓ વહેવડાવવા લાગ્યા હતા. એ મારા સામે અંગ્રેજ ઘોડેસ્વાર લશ્કરને પણ આગળ વધવું મુશ્કેલ બની ગયું; પણ તે સાથે પોતાની તોપો ક્રાંતિકારીઓ છતી લેશે એ બીકથી પાછા હઠવું પણ તેમને માટે

એટલું જ આફતસમુ બની બેઠું આથી આમરણ સામનો કરવાના દૃઢ નિશ્ચયથી અંગ્રેજ ઘોડેસ્વાર નસ્કર એ જ સ્થળે સડેજ ઊભી જઈને ટક્કર લેતું રોકાઈ રહ્યું હાર થઈ નીચે પડતા સુધી એક પણ સ્વાર પોતાને સ્થાનેથી ખસ્યો નહિ અંગ્રેજ ઘોડેસ્વાર લશ્કરમાના હિંદી સ્વારોએ બતાવેલ એ શૌર્ય અને શિસ્ત વિષે તેમનો સેનાપતિ હોપ ગ્રૅંટ લખે છે "હિંદી ઘોડેસ્વારો અડગપણે ઘોડાઈને ઊભા રહ્યા હતા તેમણે દાખવેલ પરાક્રમ ખરેખર અજોડ છે હું તેમને ઉત્સાહ આપવા જતો હતો ત્યા તો તેમણે જ કહ્યું 'સાહેબ! ચિંતા ન કરશો તમે હુકમ કરશો ત્યા સુધી અમે આગ વરસાવતા આ તોપમારા સામે પણ અડગ ઊભા રહેશુ!'"

સામી બાજુએ સ્વાતંત્ર્ય અને સ્વદેશપ્રેમથી લડી રહેલા હિંદી વીરો પણ પરાક્રમ દર્શાવવામા ઊતરે તેવા નહોતા ક્રોધે ભરાયેલા ક્રાંતિકારીઓએ તસુએ તસુ જમીન માટે ઘોર સંગ્રામ મચાવ્યો, અને ઈદગાહ પાસે તો પુષ્કળ પરાક્રમ કરી બતાવ્યું હલ્લા પાછળ હલ્લો આવે જ જતો હતો ઈદગાહ સર કરવામા અંગ્રેજ લશ્કર જે વેળા અટકેલસાજ દીનુ પડતુ હતુ તે વેળા ક્રાંતિકારીગણે તેમના પર એક જોરદાર ભયંકર હલ્લો કર્યો એ વેળા અંગ્રેજોને પીછેહઠ કરવાની ફરજ પડી ક્રાંતિકારીઓએ તેમના તોપખાના ઉપર તેમ જ ઘોડેસ્વારો પર હલ્લો કરી તેમની પાછળ પડી સીધે રસ્તે તેમને તગડી મૂક્યા અત્યાર સુધી સારી રીતે લડત આપી રહેલ અંગ્રેજ લશ્કરને રણક્ષેત્રમાથી નાસી જવુ પડ્યુ વીર ક્રાંતિકારીઓ! તમને ધન્ય છે! આજે ખરે તમે ન ભૂતો ન ભવિષ્યતિ એવો રણસંગ્રામ મચાવ્યો છે! જો તમારી જ પેઠે સઘળા ક્રાંતિકારીઓ લડ્યા હોત તો !

આમ ચોથો વિભાગ નકામો બની ગયો હતો તે વેળા આ બાજુ દિલ્હીમા દાખલ થઈ ચૂકેલા અંગ્રેજ લશ્કરના બાકીના ત્રણ

વિભાગો કાસ્મીર દરવાજા પામે સહેજ આરામ લઈ તુરત દિલ્હીના ખબર લઈ નાખવાને ઇરાદે આગળ વધ્યા. કૅમ્પમેન, જોન્સ અને નિકલ્સન એ ત્રણે સેનાપતિઓએ પોતાના અનુયાયીઓ સાથે કાબુલ દરવાજેથી અદર પેસવા માટે લડવા માડ્યુ રસ્તામા મળી આવેલી સઘળી તોપો તેમણે કબજે લઈ લીધી હરેક ઘુમટ અને થાભના પર અગ્રેજ વાવટાઓ ચડાવવામા આવ્યા એ આખુ લશ્કર લડતુ લડતું આખરે બર્નબુરજ સુધી જઈ પહોચ્યુ પરતુ એથી આગળ હવે તેમને રખડતી તોપો, માણસવિહોણી ટેકરીઓ અને ખાલી મેદાનો સાપડે તેવુ રહ્યુ નહોતુ અહીંથી તેમના કાનમા ક્રાતિનારીઓની ભીષણ રણગર્જનાઓ ઘૂમી રહી એ સ્થળે ક્રાતિકારીઓએ ગોળીઓનો ભયકર વરસાદ વરસાવ્યો સ્થળે સ્થળે અને પગલે પગલે લોહી અને મૃત દેહોના અવશેષોથી આખો ભાગ છવાઈ ગયો હતો વિજયના ઉત્સાહમા જે અગ્રેજ લશ્કર અદર ઘૂમી આવ્યુ હતુ તે માર ખાઈ પાછુ હઠ્યુ અગ્રેજ લશ્કરને આવી થપ્પડ મળેલી દેખતા જ વિફરેના વાઘની પેઠે નિકલ્સન આગળ ધસી આવ્યો 'હિંમતબાજ શૂરાને માટે જગતમા કશુ જ અશક્ય નથી'' એ એનો મુદ્રાલેખ હતો અસાધારણ ક્રોધે ભરાઈ નિકલ્સન પોતાના લશ્કરને મોખરે ચાલી એક ગલીમા દાખલ થતા જ વળી પાછુ યુદ્ધ ચાલુ થયુ કોઈ અગ્રેજ આગળ વધેલો દેખાય કે તુરત જ સ્વાતત્ર્યપ્રેમી રણવીર ક્રાતિકારીઓએ તેને ગોળીએ વીંધ્યો જ હોય' છાપરા પરથી, બારીઓમાથી, ઓશરી પરથી, ફળિયામાથી આ દૃઢાગ્રહી સ્વાતત્ર્ય પ્રેમી ગલીએ પોતાના હજાર હજાર મુખો વાટે આગની ઝડી વરસાવીને નિકલ્સન જેવાને પણ પાછો કાઢ્યો શૂરો મેજર જેકબ પણ અહીં જ ઠાર થયો. નિકલ્સન ! હવે તુ હલ્લો કરી જો. તારા વિના બાકીના સઘળા અધિકારીઓનો ભોગ એ ગલ્લીએ લીધો છે' સ્વાતંત્ર્યદેવીનું મદિર બનેલી એ ગલ્લી ! શૌર્યનુ ધામ બનેલી

એ ગલ્લી! એ ગલ્લી પર હવે નિકલસન પોતે જ ચડી આવે છે. હવે જ ખરો ખેલ જામશે! ને જીવ સટોસટનું તુમુલ યુદ્ધ મંડાયું. આકાશમાંથી પ્રચંડ વેગે વીજળી પડે અને એનો ભયાનક આંચકો લાગે તેમ એકાએક અંગ્રેજ લશ્કરમાં મોટો કોલાહલ મચી રહ્યો. 'નિકલસન' નિકલસન' ક્યાં છે નિકલ્સન?' કોઈ પરાક્રમી ક્રાંતિકારી સિપાઈએ કાંકરાની પેઠે તેને વીણી કાઢી તેના પર સખ્ત ફટકો માર્યો; બીજી જ પળે નિકલસન ધરણી પર ઢળી પડ્યો! અંગ્રેજી લશ્કરમાં 'નાસો; નાસો!'ના પોકારો થવા લાગ્યા; સામેથી ક્રાંતિકારી સૈન્યમાંથી 'કાપો, કાપો!' ની રણગર્જનાઓ ઊછળી રહી. કાળમુખી એ ગલી' એને આખે રસ્તે તસુએ તસુ જમીનનો ટુકડો અંગ્રેજોની કબર બની રહ્યો હતો!

આ વિજયી ગલ્લીમાંથી પાછા હઠી અંગ્રેજી લશ્કરનો આ વિભાગ માડ કાશ્મીર દરવાજે પહોંચ્યો હશે ત્યાં તો જુમ્મામસીદ તરફ ગયેલ બીજા વિભાગે પણ પીછેહઠનું બ્યૂગલ ફૂંક્યું. મસીદ સુધી જઈ પહોચતા લગીમાં જો કે કોઈ અંતરાય જણાયો નહોતો, પણ લશ્કર ત્યાં આવી પહોચતા જ ક્રાંતિકારીઓએ પ્રચંડ રણગર્જના કરી જબરો કોલાહલ મચાવી દીધો; અને તે પછીની હાથોહાથની ઝપાઝપીમાં કૅમ્પબેલ પોતે પણ ઘાયલ થયો.

દિલ્હી પરના હલ્લાનો પહેલો દિવસ આ રીતે પૂરો થયો. આવો ભીષણ દિવસ જોવાનું દુર્ભાગ્ય આ પહેલાં અંગ્રેજ લશ્કરને નસીબે કદી આવ્યું નહોતું. ચાર વિભાગોમાંથી ત્રણના સેનાપતિઓ ઘાયલ થયા; ૬૬ અફસરો અને ૧૧૦૪ સિપાઈઓ મૃત્યુને ભેટ્યા' આટલી ભારે કિંમત ચૂકવ્યા પછી પોતાને શો લાભ થયો તેની ગણતરી કરવા જતાં મુખ્ય સેનાપતિ વિલ્સને જોયું કે દિલ્હીનો ચોથો ભાગ માંડ' હજુ હાથ આવ્યો છે! ભય, ચિંતા અને નિરાશાથી

જનરલ વિલ્સન ગાંડો બની જશે કે શું એવી ધાસ્તી જણાઈ. તેણે એમ જ કહેવા માંડયું કે હવે તુરત પીછેહઠ કરી જવી જોઈએ ! એનો અભિપ્રાય તો એવો હતો કે "હજુ દિલ્હી તો જિતાતું નથી. એક ગલ્લીએ મારા આટલા શૂરા સૈનિકોનું બલિદાન લીધું છે; અને હજુ તો હજારો ક્રાંતિકારીઓ બાકી રહેલાઓને લડવા માટે આહ્વાન આપી જ રહ્યા છે ! સઘળાને અહીં હોમી દેવા કે પરાજયની અપકીર્તિરૂપી કાળી ટીલી કપાળે ચોડાવી લેવી ? હવે તો પીછેહઠ કરી જઈએ એ જ વધારે સારું છે !"

છાવણીમાં ઘાયલોના રુગ્ણાલયમાં મરણોન્મુખ પડેલા નિકલ્સનને કાને જ્યારે આ સમાચાર પહોંચ્યા ત્યારે એ વીરનરનું લોહી ઊકળી ઊઠયું. "શું, પીછેહઠ કરવી છે ? ખુદાની મહેરબાની છે કે પીછેહઠ કરવા તત્પર બનેલા એ વિલ્સન પર ગોળી છોડવાની તાકાત હજુ મારામાં રહી છે !" મરણોન્મુખ બનેલા એ શૂરવીરના શબ્દોને જીવતા રહેલા અંગ્રેજોએ સાંભળ્યા; તેમને ગળે એ વાત બરાબર ઊતરી ગઈ. અને ૧૪મી સપ્ટેમ્બરના રોજ જીતેલી જમીન પર જ ખોડાઈ રહી અંગ્રેજોએ ફરી વાર લડવાનો પ્રારંભ કર્યો.

અંગ્રેજોની યુદ્ધસમિતિએ જનરલ વિલ્સનનો પીછેહઠનો મુદ્દો વિચારણામાંથી જ ઉડાવી દીધો. ક્રાંતિકારીઓની છાવણીમાં તે રાત્રે થઈ રહેલી તેમની હિલચાલ પરથી એમ જણાતું હતું કે હવે તેમની સઘળી શક્તિ ખરચાઈ ચૂકી છે. તેઓમાં પણ બે પક્ષો પડી ગયા હતા. એકનું કહેવું એવું હતું કે "દિલ્હી ખાલી કરી બહાર નીકળી જવું, અને બીજા પ્રાંતોમાં યુદ્ધ કરવું." બીજો પક્ષ કહેતો હતોઃ "ગમે તે થાય : અરે, આપણામાંનો એકેએક આદમી ખપી જાય તોપણ દિલ્હી તો છોડવું જ નહિ." અંગ્રેજોમાં અંદરોઅંદર ગમે તેટલા મતભેદો હોય તોપણ બહુમતીનો સહુ સંપૂર્ણ સ્વીકાર

કરતા હોવાથી સાથે મળી કામ કરવાનો વખત આવી લાગતાં બધા મતભેદો વિસરાઈ જવાતા, જ્યારે મૂંઝાઈ પડેલા ક્રાંતિકારી સિપાઈ-ઓમાં એ સદ્‌ગુણનો અભાવ જ મુખ્યત્વે તરી આવતો હતો! વિરોધ મતવાળા બંને પક્ષો પરસ્પર સહકારથી કોઈ યોજના વિચારી તેનો અમલ કરવાને બદલે દરેક પક્ષ પોતાની માન્યતાનો જ અમલ કરવા લાગી જતો. આમ કેટલાક સિપાઈઓ દિલ્હી છોડી રવાના થઈ ગયા, તો કેટલાક જીવને જોખમે પણ લડી લેવાનો નિરધાર કરી સજ્જ બની રણમેદાનમાં ગોઠવાયા. આ સિપાઈઓ તા. ૧૫ મીથી તા. ૨૪ મી સપ્ટેમ્બર સુધી દિલ્હીમાં રહ્યા ને દિલ્હી માટે ઝૂઝયા. એ યુદ્ધ અડગ શૂરવીરોનાં બલિદાનનું હતું! કોઈ અંગ્રેજ ટુકડી મસ્જિદમાં અગર રાજમહેલમાં દાખલ થવા આવતી કે તુરત દરવાજે રક્ષણાર્થે ઊભેલો સિપાઈ અંગ્રેજોને આવતા દેખી બંદૂકના ઘોડા પર આંગળી દાબી રાખી નિશાન લઈ તેઓ પાસે આવતાં જ દેશ ખાતર છેવટમાં છેવટની ગોળી ખલાસ કરી નાખતો, અને એ રીતે માતૃભૂમિની આખરી સેવા કરીને જ મૃત્યુને ભેટતો.

જ્યારે પોણા ભાગનું દિલ્હી અંગ્રેજોના તાબામાં જતું રહ્યું, ત્યારે મુખ્ય સેનાપતિ બખ્તખાન બાદશાહ પાસે હાજર થઈ તેને કહેવા લાગ્યો: "નામદાર! દિલ્હી તો હવે અમારા હાથમાંથી જતું રહેવા માંડ્યું છે; પણ એથી વિજયની સઘળી આશા ધૂળ મળી છે એમ ન કહેવાય. હજુ પણ એક મર્યાદિત સ્થળને સાચવીને બેસી રહેવા કરતાં જો બહાર નીકળી ખુલ્લા પ્રદેશમાં પથરાઈ જઈ શત્રુને સતાવવાની મહેનત કરીશું તો એ રીતે આખરે પણ આપણે જીતી શકીશું. હવે જેટલા શૂરા આદમીઓ આ સ્વાતંત્ર્યસંગ્રામમાં આખર સુધી લડી લેવા તૈયાર હોય તેવાઓને મારી સાથે લઈ દિલ્હી બહાર નીકળી જવાનો પ્રયત્ન હું કરવાનો છું. મને એમ લાગે છે કે અંતે

શત્રુને શરણે જવા કરતાં આમ લડતા લડતા બહાર નીકળી પડવું એ જ સારામાં સારો રસ્તો છે. આપ પણ આ વખતે અમારી સાથે જ ચાલો. આપના વાવટા તળે સ્વરાજ ખાતર જીવ જતાં સુધી ઝૂઝવા અમે તૈયાર છીએ!," જો એ વૃદ્ધ મોગલ શહેનશાહમાં બાબર, હુમાયુ અગર અકબરના પરાક્રમનો એક ટકો પણ હોત, તો વીરને છાજે એવા એ આમંત્રણનો તત્કાળ સ્વીકાર કરી લઈ શૂરા બખ્તખાનની સાથે જ તે દિલ્હી બહાર નીકળી પડચો હોત! જો મરવું જ હતું તો એક શહેનશાહને છાજે એ રીતે જ મૃત્યુને ભેટવું હતું! પરંતુ વૃદ્ધાવસ્થાની માનસિક નિરાશાને લીધે, લાંબો સમય ભોગવેલા સુખ-વિલાસોથી પેદા થયેલી સુસ્તીને કારણે અને પરાજયોથી નાહિંમત બનવાને પરિણામે બહાદુરશાહે છેવટની ઘડી સુધી કોઈ પણ જાતના ચોક્કસ ધોરણનો અવલંબ કર્યો નહિ. છેલ્લે દહાડે તે હુમાયુના મકરબામાં સંતાઈ ભરાઈ બેઠો; અને બખ્તખાનના આમંત્રણનો અસ્વીકાર કરી ઇલાહિબક્ષ મિરઝાની સલાહ મુજબ અંગ્રેજોને શરણે જવાનો વિચાર કરતો થયો. ઇલાહિબક્ષ દુષ્ટમાં દુષ્ટ અને નરાધમ હતો. તેણે એ સમાચાર અંગ્રેજોને પહોંચાડી દીધા, કે તુરત તેમણે હોડસનને ત્યાં જવા રવાના કર્યો. જીવતદાનનું અભય વચન મળતાં જ બાદશાહ શરણે આવ્યો; અંગ્રેજોએ તેને રાજમહેલમાં આણી અટકમાં લીધો. એટલામાં તો ઇલાહિબક્ષ અને રજબઅલી કૂતરા પેઠે ત્યાં દોડતા આવ્યા અને "હુમાયુના મકરબામાં હજુ શાહજાદાઓ લપાઈ રહ્યા છે." એવી ચાડી કરી. હોડસન પાછો દોડતો ત્યાં પહોંચ્યો. શાહજાદાઓએ શરણાગતિ કબૂલ કરી કે તુરત તેમને ગાડીમાં બેસાડી શહેર તરફ ઉપાડચા. આખું સરઘસ દિલ્હી શહેરમાં આવી પહોંચતાં જ હોડસન ગાડી પાસે હાજર થઈ ગયો, અને 'જેમણે અંગ્રેજ સ્ત્રીબાળકોની કતલ કરી છે તેઓ તો મૃત્યુની સજાને જ લાયક છે.' એમ જોરથી બરાડી ઊઠચો. તે પછી એ શાહજાદાઓના સઘળા અલંકારો અને ઝવેરાત

ઉતારી લેવામા આવ્યા, તથા તેમને ગાડીમાથી બહાર ખેંચી કાઢી ત્રણે જણાને હારબંધ ઊભા કરવામા આવ્યા; તુરત જ હોડસને ત્રણે ગોળીબાર કર્યા ને ત્રણે શાહજાદાઓ ઠાર થયા. તૈમૂરના વંશના છેલ્લા બીજોને પણ આમ હાડસને ઉખેડી નાખ્યા. પરંતુ એમ ત્રણે બાળક શાહજાદાઓને જાહેરમા ગોળીથી ઠાર કર્યા છતા અંગ્રેજોનું વેર શમ્યુ નહિ. અજડ અને જંગલી લોકોનુ વેર પણ મૃત્યુ પછી તો પૂરું થાય છે. પણ જો હોડસન આટલુ કરીને જ અટકી ગયો હોત તો સરકારી કહેવાતા અગ્રેજોના વેરનું ઘાતકીપણુ લોકો શી રીતે જોવા પામત? શાહજાદાઓનાં એ ત્રણે શબોને પોલીસથાણા સામે ખુલ્લા ફેકી દેવામા આવ્યા; થોડા સમય ગીધ અને સમળીઓએ એ શબો પર ઉજાણી ઉડાવી, આખરે એ શબો ગધાવા માડ્યાં ત્યારે રસ્તે આખે ઢસડી જઈને નદીમા ફેકી દેવામા આવ્યા ! કાળભગવાનની શી લીલા છે? સમ્રાટ અકબરના રાજ-વંશના એ છેલ્લા નબીરાઓને દફન કરનારો પણ કોઈ સાપડ્યો નહિ હોય? શીખોની હવે ખાતરી થઈ ચૂકી કે ગ્રથસાહેબમા કરેલી ભવિષ્યવાણી આજે સાચી પડી છે ! એ ભવિષ્યવાણી કયા અર્થમા સાચી પડી? કેવી રીતે સાચી પડી? એનો આખરી અજામ શો આવ્યો? એમા લાભ કોને મળ્યો?

એ પછી તો દિલ્હીમા ભયકર લૂટફાટ અને બીપણુ હત્યાકાડનુ જાણે સત્ર મંડાયુ ! એ સઘળા સમાચારની વિગતો હાથમા આવતા લૉર્ડ એલ્ફીન્સ્ટને સર જૉન લૉરેન્સને લખ્યુ : "ઘેરો ઊઠી ગયા પછી આપણા લશ્કરે જે ક્રૂરતાભર્યા અત્યાચારો કર્યા તે અક્ષરશ હૈયા કપાવનારા છે. શત્રુ કે મિત્રનો કશો ખ્યાલ રાખ્યા વિના જ બધાની કાપાકાપીનુ જાણે કતલખાનુ ખોલાયુ હતું ! અને લૂંટફાટનું પૂછતા હો તો તો આપણે અગ્રેજોએ એ બાબતમાં તો નાદીરશાહને

પણ હંકાવી દીધો છે!" ૨ જનરલ ઔટ્રામનો અભિપ્રાય તો આખું દિલ્હી શહેર જ સળગાવી દેવાનો હતો!

દિલ્હીના ઘેરા અર્થે એકઠા થયેલા અંગ્રેજ લશ્કરની (અંગ્રેજો તેમ જ હિંદી સિપાઈઓ મળીને) કુલ સંખ્યા દસ હજારની હતી. આમાંના આશરે ૪૦૦૦ લડાઈના મેદાનમાં ખતમ થયા હતા અગર ઘાયલ થયા હતા. મૃત્યુનું આવુ ભીષણ પ્રમાણ ક્રીમિયન યુદ્ધમાં પણ દેખાયું નહોતું. અંગ્રેજોએ આપેલી હકીકતો પરથી ક્રાંતિકારીઓની કેટલી હાનિ થઈ એ ચોક્કસ તો ન કહી શકાય; પરંતુ એ સંખ્યા ૫ થી ૬ હજાર લગભગ તો હોવી જ જોઈએ.૩

આમ સ્વધર્મ અને સ્વરાજની ઉચ્ચ ભાવનાઓથી પ્રેરાઈને ઇતિહાસમશહૂર ઇંદ્રપ્રસ્થ શહેર અંગ્રેજો સરખા પ્રબળ શત્રુ સામે ૧૩૪ દિવસ સુધી રાતદહાડો સતત ઝૂઝયા કર્યું. એક રીતે જોઈએ તો દિલ્હીની આ લડાઈ આવા મહાન અને શ્રેષ્ઠ સિદ્ધાંતોને ગૌરવ આપે એવી જ બની હતી! જે દહાડો કિલ્લા પરનો ફિરંગી વાવટો ફેંકી દઈ દિલ્હીએ સ્વરાજની ઘોષણા કરી, જે દહાડો પરદેશી ગુલામીની માયાની જંજીરો તોડી નાખી દિલ્હીએ સ્વરાજની સ્થાપના આરંભી, જે દહાડો દિલ્હીએ હિંદુસ્તાનના આ વિશાળ ખંડ માટે ઐક્યના મહામંત્રનો ઉચ્ચાર રાષ્ટ્રીય ઝંડા તળે મળી પહેલવહેલો કર્યો, તે દહાડાથી માંડીને જે દહાડો અંગ્રેજ તલવારોએ બહાદુરશાહના મહેલમાં ઘૂસી સ્વદેશી લોહીનું પાન કર્યું તે દિવસ સુધીમાં આ શહેરે એ પવિત્ર સ્વાતંત્ર્યયુદ્ધને દિપાવે એવાં ત્યાગનાં, નિઃસ્વાર્થપણાનાં અને ઉદાત્ત વીરતાનાં કાંઈ

૨. *Life of Lawrence*, vol. II, page 262.

૩. Rotton says: "The casualties of the mutineers were often manifested beyond all due bounds."–Page 175.

ગણ્યાગાંઠ્યાં ઉદાહરણો નથી દાખવ્યાં ! નેતા નહિ; સંગઠન નહિ; અંગ્રેજો સરખા યુદ્ધકળામાં નિપુણ બનેલા શત્રુઓ સામે લડવાનું; અને ફિરંગીઓના જેટલા—અરે તેથી પણ વધારે બળશાળી દેશબાંધવોની પોતાના જ દેશભાઈઓ પર વીંઝાતી તલવારો સામે ઝૂઝવાનું : આવી સર્વ રીતે પ્રતિકૂળતા ભરેલી પરિસ્થિતિમાં પણ ક્રાંતિકારીઓએ ખેડેલું એ યુદ્ધ ખરેખર પ્રશંસનીય છે ! કોઈ સમર્થ પ્રતાપી આગેવાનને અભાવે સૈનિકોમાં દેખાતા કાયમી ભેદભાવ અને સંગઠનની ખામીને કારણે તેમના પક્ષમાં ભારે ગડબડગોટાળો પેદા થયો. તેમ છતાં એ સઘળી અપાર અડચણો સામે થઈને પણ દિલ્હીના સિપાઈઓ સાચા દેશભક્તો અને ધાર્મિક શહીદોની મિસાલે લડયા. અને તેથી જ તો દિલ્હીના ઘેરાનો ઇતિહાસ નિરર્થક નહિ જાય ! એ વીરનરોના ગુણો તેમ જ દોષો પ્રત્યે પણ ભાવિ પેઢીઓ અત્યંત આદરપૂર્વક નિહાળશે. दन्तभंगोऽपि नागानां श्लाघ्यो गिरिविदारणे । પર્વતો સામે ઝૂઝતાં ભાંગેલા દાંતના અવશેષ પણ મહામાતંગને તો શોભા આપનાર જ બને છે ! એ સઘળા ગુણદોષસમુચ્ચયમાં જ સ્વધર્મ અને સ્વરાજ પ્રત્યેના અખૂટ પ્રેમનો તેમ જ ઉદાત્ત સિદ્ધાંતોની ખાતર દાખવેલા ત્યાગનો અગ્નિ છૂપી રીતે વાસ કરી રહેલો દેખાય છે. અને એથી જ ક્રાંતિકારીઓના ગુણો તેમ જ દોષો પણ નૈતિક [illegible] જીવંત યશગાથાઓસમા બની રહે છે !

## પ્રકરણ પાંચમું

### લખનૌ

છિનતની લડાઈમાં ક્રાંતિકારીઓ વિજયી થયા તે જ દિવસે અયોધ્યામાં અંગ્રેજ સત્તાનો અંત આવ્યો, અને બળવાને જાહેર રીતે રાષ્ટ્રીય ક્રાંતિનું સ્વરૂપ મળી ગયું. સિપાઈઓ, રજવાડાંઓ, જાગીરદારો અને પ્રજા સહુએ મળી લખનૌની ખાલી પડેલી ગાદીએ પોતાની પસંદગીના રાજાને બેસાડયો, અને રાજ્યની સત્તા ફરી ચાલુ કરી દીધી. છિનતની જીત પછી એક અઠવાડિયા સુધી જે અંધાધૂંધી તથા અરાજકતા પ્રવર્તી રહી હતી, તેને ભાવિ લડાઈની કોઈ પણ તરેહની વિચારણા અગર તો ગોઠવણ કરતા પહેલાં અટકાવી દેવાની ખાસ જરૂર હતી. આમાં અંગ્રેજોને પોતાનું બળ જમાવવા અર્થે સહેજે એક અઠવાડિયાની અનુકૂળતા મળી જતી હતી તોપણ ક્રાંતિકારીઓએ સૌ પહેલાં લખનૌની રાજ્યવ્યવસ્થા ચીલે ચડાવી દેવામાં જ ધ્યાન પરોવ્યું. લખનૌનો માજી નવાબ વાજીદઅલીશાહ તો કલકત્તામાં અંગ્રેજોના કેદખાનામાં પડયો હતો; તેથી નવાબના પુત્ર બિરજીસકાદિરને સર્વાનુમતે પસંદ કરીને લખનૌની ગાદીએ બેસાડયો; અને બિરાજીસકાદિર સગીર વયનો હોવાથી રાજ ચલાવવાની સઘળી સત્તા તેની માતા હઝરતમહાલને સોંપવામાં આવી. દિલ્હીના રાજમહેલમાં જેમ શહેનશાહ બહાદુરશાહની વૃદ્ધ ઉંમરને કારણે રાજ્યની સઘળી સત્તાની જવાબદારી બેગમ ઝિન્નતમહાલના હાથમાં હતી, તે જ પ્રમાણે લખનૌમાં પણ નવાબ સગીર હોવાથી રાજકાજની સઘળી જવાબદારી બેગમ હઝરતમહાલને માથે આવી

પડી. અયોધ્યાની આ બેગમ ભલે લક્ષ્મીબાઈની તોલે આવી શકે તેવી નહોતી, તોપણ તે હિંમતબાજ, સ્વતંત્રતાને ચાહનારી અને માનવી બળની જમાવટ કરે તેવી કાબેલ તો હતી જ. દરબાર માંહેના ઉમરાવ મહેબૂબખાન ઉપર તેને સંપૂર્ણ વિશ્વાસ હતો. ન્યાયખાતું, મહેસૂલખાતું, શહેરસંરક્ષણ તેમ જ લશ્કર વગેરે બધાં ખાતાંઓમાં તેણે જુદા જુદા અધિકારીઓ નીમ્યા હતા. આ સઘળા અધિકારીઓ પ્રત્યે સિપાઈઓના પ્રતિનિધિઓ, મહેબૂબખાન તેમ જ અન્ય સરદારો તથા અયોધ્યાના સઘળા ભાગોમાંથી આ સ્વાતંત્ર્ય-સંગ્રામમાં જોડાવા સારુ લખનૌમાં ઊલટેલા વિશાળ લોકસમુદાયને પૂરતું માન અને ચાહના હતાં. રોજ રોજ રાજસભા મળતી, જેમાં સઘળા રાજકીય પ્રશ્નોની વિચારણા થતી. એમાં નવાબસાહેબના વતી બેગમસાહેબા જ સઘળા કામકાજનું નેતૃત્વ લેતી. અયોધ્યા પ્રાંત સ્વતંત્ર થયો છે, હવે એમાં અંગ્રેજ સત્તાનું કશું નામો-નિશાન રહ્યું નથી, વગેરે મતલબનો એક ખરીતો બેગમસાહેબાની રાજમુદ્રાના સીલ સાથે બાદશાહ તરફ મોકલવામાં આવ્યો; તે સાથે નજરાણા તરીકે કિંમતી ભેટો પણ મોકલાઈ. આસપાસના જમીનદારો તેમ જ તાબાના તાલુકદાર–જાગીરદારોને પોતાના હાથ તળેના હથિયાર-બંધ સૈનિકો સાથે લખનૌમાં હાજર થવા કાગળો લખવામાં આવ્યા. મુલકીખાતાના નવા અધિકારીઓની નિમણૂકો, રોજ રોજ ભરાતા દરબારો (રાજસભાઓ), તેમ જ બીજી અનેક બાબતો પરથી ક્રાંતિનું કાર્ય પાર પડી હવે રચનાત્મક રાજકારોબારની શરૂઆત થયાનું સ્પષ્ટ દેખાઈ આવતું હતું. પરંતુ કમનસીબે જે અધિકારીઓની નિમણૂકો કરવામાં ક્રાંતિકારીઓએ ભારે ઉત્સાહથી ભાગ લીધો હતો તેમના જ હુકમો બાથે ચડાવવાની તેમણે યોગ્ય તૈયારી ન દાખવી એ ખેદની બિના છે. સઘળી ક્રાંતિઓમાં આ જ તરહેની કાયમી ભૂલ આચરવાના આવે છે, અને એથી ક્રાંતિમાં વિનાશનાં બીજને

પણ શરૂઆતથી જ રોપાય છે. એ ખરું છે કે હરેક ક્રાંતિની શરૂઆત ચાલુ શાસનતંત્રને તેમ જ તેના કાયદાકાનૂનોને તલવારને જોરે ઉખેડી નાખવાથી જ થાય છે. પરંતુ બેકાયદે સ્થપાયેલી શાસનસંસ્થાના અન્યાયી કાયદાઓ તલવારને જોરે તોડી નાખવાની એક વખત ટેવ પડી જાય ત્યારે એના કેફમાં સઘળા નીતિનિયમોને ફાવે તેમ ઉવેખવાની વિઘાતક પ્રવૃત્તિને જોર મળે છે. દુષ્ટ અને ક્રૂર નિયમો પર ફટકો મારવા જે તલવાર ખેંચાઈ હોય છે તે તલવારમાં સઘળા જ કાયદાકાનૂનોને તોડી નાખવાની વલણ પેદા થાય છે. પરદેશી સત્તા ફગાવી દેવા પ્રવૃત્ત થયેલા વીરનરોને પછી કોઈ પણ જાતની સત્તા ઉથલાવી પાડવાનું મન થઈ આવે છે. પરદેશી સત્તાના નિર્બંધો તોડી નાખવાના જુસ્સામાં તેમને ન્યાયી અને હમેશાં આવશ્યક એવા શાસનતંત્રના નિર્બંધો પણ અણગમતા બની જાય છે. અને એમ ક્રાંતિનું પર્યવસાન અરાજકતામાં થાય છે! સદ્ગુણો હોય તે જ દુર્ગુણો બની બેસે છે, અને પરિણામે જેથી લોકોને સુખ મળવું જોઈએ તે જ તેમના વિનાશનું નિમિત્ત બને છે. વ્યક્તિનો, સમાજનો અગર કોઈ રાજ્યસંસ્થાનો સંહાર જેટલા પ્રમાણમાં પરદેશી સત્તાને કારણે થાય છે, તેટલો જ તે અરાજકતાને લીધે પણ થાય છે; જેટલા પ્રમાણમાં એ સંહાર ક્રૂર કાયદાકાનૂનોથી સર્જાય છે તેટલા જ પ્રમાણમાં તે કોઈ પણ જાતના કાયદાકાનૂનોને અભાવે પણ સર્જાય છે. સર્વત્ર નજર આવતા આ સામાજિક પરિણામની ઉપેક્ષા જો જે ક્રાંતિમાં થઈ બેસે છે, તે ક્રાંતિ પોતે જ મોટે ભાગે ઉપેક્ષિત બની બેસે છે, ને નકામી નીવડે છે. જેમ કોઈ રોગમાં દારૂનું દવા તરીકે સેવન કરનાર આદમી માંદગીમાંથી છૂટ્યા છતાં પણ દારૂને છોડી શકતો નથી, તે જ રીતે કોઈ દુષ્ટ રાજ્યસત્તામાંથી મુક્તિ પામવા અર્થે એના કાયદાકાનૂનો તોડી નાખવાની જે ટેવ પડી જાય છે, તે પેલી સત્તા અદૃશ્ય થવા છતાં ખસતી નથી, અને લોકોને અનિયંત્રિત અને રાજ-

સત્તાના દ્વેષી બનાવે છે! અન્યાય તથા જુલમનો સમૂળો ઉચ્છેદ કરનારી ક્રાંતિ ખરેખર પવિત્ર તો છે જ. પણ એક જાતના જુલમ અને અન્યાયોને મૂળથી ઉખેડી નાખતી વેળા જો કોઈ ક્રાંતિમાં એવી જ તરેહના કોઈ બીજા જુલમ અને અન્યાયોનું બીજારોપણ થાય તો અવશ્ય એ ક્રાંતિ અપવિત્ર જ કહેવાય; અને એ પાપમાં જ સંગ્રહાયેલાં વિનાશનાં બીજોમાંથી આખરે એ ક્રાંતિનો પોતાનો જ અંત આવે છે!

માટે તો પારકી ગુલામીરૂપી રોગમાંથી છૂટવા અર્થે ક્રાંતિરૂપી આસવનું કોઈને સેવન કરાવવું હોય તો એ ખાસ સંભાળવાની જરૂર છે કે એમાં પેલું પ્રાણઘાતક આસવસેવન એક વળગાડ-એક વ્યસન સમું બની ન બેસે! પારકી સત્તાનો દ્વેષ કરવા જેટલી જ આપણી સત્તાને શિરોવંદ્ય કરવાની કેળવણી પહેલાંથી જ મળવી જોઈએ. પરદેશી જુલમી રાજસત્તાને ઉખેડી નાખતી વેળા ગમે તે ભોગે આપસઆપસમાં કલહ ન જાગે એની પૂરતી સંભાળ લેવાવી જોઈએ. પરદેશી સત્તા શિથલી પડે તે જ પળે, અરાજકતામાંથી પેદા થતી આત્તિઓમાંથી દેશને ઉગારી લેવા સારુ, રાષ્ટ્રમાં બહુજનસમાજે સ્વીકારેલી રાજપદ્ધતિનો અમલ શરૂ થઈ જવો જોઈએ. એક વાર આવો અમલ ચાલુ થઈ ગયો કે પછી તો દરેક વ્યક્તિએ પૂરા આદરથી એ જ અમલ પાસે શિર ઝુકાવવું આવશ્યક બને છે. આ તાજેતરમાં નિયમેલ સઘળાં ખાતાંઓના અધિકારીઓના હુકમોનો અમલ સંપૂર્ણપણે થઈ શકે અને શિરતપાલન પણ કડકાઈથી થાય તે ખાતર બહુજનસમાજના કલ્યાણનું એક માત્ર ધ્યેય નજર સામે રાખીને દરેકે પોતાની વૈયક્તિક મોજ-તરંગોને તિલાંજલિ આપવી જોઈએ. શાસનપદ્ધતિમાં કશા સુધારાઓ કરવાની જરૂરિયાત જણાય તો એવા સુધારા હમેશાં બહુમતીનો નિર્ણય પ્રથમ મેળવી લઈને કરાવવા જોઈએ.

ટૂંકમાં બહારથી ક્રાંતિ અને અંદરખાનેથી કાયદેસરનો રાજઅમલ, બહાર ગોટાળો તો અંદર સુવ્યવસ્થા, ને બહાર તલવાર તો અંદર ન્યાય, એ સિદ્ધાંતનું મુખ્યત્વે અવલંબન થવું જોઈએ.

દુનિયાની સઘળી રાજસત્તાઓના આ મૂળ સિદ્ધાંતો (જેનો અમલ ક્રાંતિને સફળ બનાવવી હોય તો અવશ્ય થવો જોઈએ.) પૂરેપૂરા અને સર્વાંશે ક્રાંતિના-બળવાના પૂર્વાર્ધમાં સુંદર રીતે અમલમાં મુકાયા હતા. ક્રાંતિની શરૂઆત થતાં જ દિલ્હી, લખનૌ, કાનપુર અને બીજાં સ્થાનોએ બને તેટલી ઉતાવળે રાજઅમલ વધારે સચોટ કરવા પ્રત્યે ખાસ ધ્યાન આપવામાં આવ્યું હતું. આવાં મોટાં મોટાં શહેરોમાં પણ કેવળ પોતાનો વ્યક્તિગત દોર અને મોટાઈ વધારનારો એક પણ અધમ આદમી નીકળ્યો નહોતો! જે વ્યક્તિઓને ગાદીએ બેસાડવામાં આવી હતી તેમના તે હક્ક વિષે કોઈ જાતની શંકા નહોતી; તેઓ લોકપ્રિય હોઈ રાજબીજ જ હતી. ગાદીધારી એ વ્યક્તિઓએ પોતાની સ્વાર્થી મહત્ત્વાકાંક્ષાઓને સફળ બનાવીને પોતાની સત્તા જમાવવા અર્થે આ ક્રાંતિનો ફાયદો ઉઠાવી લેવાનો ભૂલથી સ્વપ્ને પણ કદી ખ્યાલ કે આશા સેવી નહોતી. એટલું જ નહિ પણ જો પોતે દેશના સ્વાતંત્ર્ય પ્રાપ્તિના માર્ગમાં અડચણરૂપ હોય તો સઘળી સત્તાઓ છોડી દેવા પોતે ખુશી છે એવા શબ્દો ખુદ બાદશાહ બહાદુરશાહે જ કાઢ્યાનો ચોખ્ખો પુરાવો, તે વખતના હાથ લાગેલા અસલ કાગળો પરથી સાંપડી શકે તેમ છે.[1] આમ ૧૮૫૭ માં વિધાયક શાસનનો પૂર્વાર્ધ ભારે વખાણવા લાયક એવી ઉચ્ચ ભૂમિકાએથી હલ કરવામાં આવ્યો હોવાથી એ સંપૂર્ણ રીતે સફળ નીવડ્યો. પરંતુ સઘળાં ક્રાંતિમંડળોમાં અગત્યનો બહુમતી ધરાવતો વર્ગ સર્વસાધારણ રીતે સિપાઈઓનો જ હોવાથી પરદેશી ગુલામીનાં બંધનો એક વાર તોડી

૧. જુઓ આ ખંડનું પાનું ૭૦ મું.

નાખ્યા પછી, કોઈ પણ જાતનાં બંધનો પ્રત્યે તેમને અણગમો પેદા થયો અને પરિણામે ખરી અણીની વેળાએ શિસ્તની દૃષ્ટિએ ચારે તરફ શિથિલતા આવી ગઈ। આથી સ્વરાજના આદર્શની સિદ્ધિના પહેલા ઉત્સાહના પૂરમાં જેમને તેમણે પોતાના ઉપરી અધિકારીઓ તરીકે ચૂંટયા હતા, તેમના જ તેમણે પાછળથી અપમાન કરવા માંડ્યા, તેમની મશ્કરી આદરી તેમ જ તેમના હુકમોની અવગણના કરવા માંડી કે નિયતિમાં તો ક્રાંતિનું પરિણામ આખરે અરાજકતામાં આવશે કે શું એવો પણ ભય પેદા થયો। એવે સમયે તો કેવળ કાલ્પનિક આદર્શને કારણે જે અનુયાયીઓને એકત્રિત અગર સંગઠિત રાખવાનું અશક્ય હતું, તેમના અંતઃકરણોને પોતાના સામર્થ્ય–પરાક્રમ, તેજ અને અજેય વીરતાથી આંજી દેનારો કોઈ પરાક્રમી વીરનર નીકળી આવ્યો હોત તો, વિભૂતિપૂજનની સર્વમાન્ય ભૂમિકા પર એ સઘળા જરૂર એકત્ર અને સંગઠિત થઈ શક્યા હોત, ને તો ક્રાંતિ પણ સફળ નીવડત। પરંતુ એક રીતે એવી યોગ્યતા વાળો અને સમર્થ આગેવાન તે વેળા કોઈ નીકળ્યો નહિ તેથી, અને બીજી રીતે ક્રાંતિઓ સાધારણ રીતે અરાજકતામાં જ પરિણમે એવી જાણે સામાન્ય પ્રણાલિકા હોય તેમ, અયોધ્યાના લશ્કરમાં શહીદો કરતાં ઢોંગી–ઠગસાધુ–જમાતિયાઓની જ ભરતી વધારે થઈ ગઈ। શહીદોએ તો હિંમત હાર્યા વિના અગર નિરાશ બન્યા વિના, અડગ રહીને 'કરેંગે યા મરેંગે'ના અદમ્ય નિશ્ચયથી ત્રણ વર્ષ સુધી લડાઈ ચાલુ રાખી પણ લખનૌમાં તો આ બીજી તરેહના લોકો કરતાં પહેલી તરેહના લોકોની સંખ્યા જ વધારે હોવાથી બેગમ હઝરત મહાલે નીમેલા અધિકારીઓના હુકમો કોઈ ચીવટથી પાળતું જ નહિ ને આમ થતાં ખુદ સિપાઈઓ જ ઉદ્ધત, પ્રજાપીડક, શિસ્તવિહોણા અને સ્વેચ્છાચારી બનતા ચાલ્યા।

છતાં પણ સિપાઈઓમાં પણ એવા થોડાએક વીરનરો પડ્યા હતા જેમનાં પરાક્રમ, ઉચ્ચ ધ્યેયદૃષ્ટિ અને અંતરની સ્વાભાવિક ઉચ્ચ વૃત્તિ પ્રત્યે સિપાઈઓના દિલમા પણ ભાવ પેદા કર્યો. આથી જ્યારે એ શૂર નરોએ ખાસ આગ્રહ માંડ્યો ત્યારે તા. ૨૦ મી જુલાઈના રોજ આજ સુધી ઘેરાઈ પડેલી લખનૌની રેસીડન્સી ઉપર પહેલવહેલો હલ્લો કરવાનો નિર્ણય થયો.

તા. ૨૦ મી જુલાઈના રોજ આટલા લાંબા સમય સુધી ધણધણી રહેલું ક્રાંતિકારીઓનું તોપખાનું એકદમ બંધ પડી ગયું. લગભગ આઠ વાગતામાં ક્રાંતિકારીઓએ રેસીડન્સીના ગઢને તળિયે સુરંગ ભરીને તૈયાર કરી. જામગરી ચંપાઈ, ને સુરંગ ફૂટતાં જ એ ગાબડામાથી સિપાઈઓની ટુકડીઓ અંદર પેસવા માંડી. એ જ વખતે ફરી તોપખાનાએ અંગ્રેજો પર અગ્નિવર્ષા આદરી દીધી. ક્રાંતિકારી લશ્કરો કાનપુરના તોપખાના ઉપર, રેદાન તરફ તેમ જ ઇનીસના મકાન ઉપર એમ જુદી જુદી દિશામાંથી અંગ્રેજો પર તૂટી પડ્યા. કાનપુરના તોપખાના ઉપર તૂટી પડેલા વિભાગે અંગ્રેજોની તોપો ઉપર ઊંધું ઘાલી ધસારો કર્યો. વારંવાર તોપો પર હલ્લાઓ ચડાવવામાં આવતા હતા. તેના શૂરા નાયકે તો હાથમાં સ્વરાજનો વાવટો રાખી ખાઈમા ભૂસકો માર્યો, અને "ચલો બહાદુરો! કૂદી પડો!" કહી જોરથી પોકારી અન્ય સૈનિકોને આહ્‌વાન કર્યું. ખાઈ ચડી તે સામે કાંઠે જઈ ઊભો, ને અંગ્રેજોની તોપો પર સ્વરાજનો વાવટો ખોડવાનો પ્રયત્ન કરવા લાગ્યો.[૨] પણ એ બહાદુર નાયક અંગ્રેજોની ગોળાનો ભોગ થઈ પડ્યો. એ વેળા એના શબ ઉપર થઈને હજારોની સંખ્યામાં આગળ ધૂરી જઈ એ શહીદના મૃત્યુનો વૈરાગ્નિ શત્રુઓના લોહીસિંચનથી બુઝાવવાની જ જરૂર હતી. પરંતુ એમ આગળ ધસી આવવું તો બાજુએ

૨ Gubbins's *Mutinies*, page 218

રહ્યું, ઊલટાના લશ્કરના એ રખડાઉ ભાગેડુઓએ તુરત જ પાછા ફરી નાસવા માંડ્યું ! પરંતુ ધન્ય છે સીડીવાલાઓને ! ભાગેડુઓની પેઠે નાસી ન જ જતા તમે સૈનિકને છાજે એ રીતે જ આગળ ધૂસ્યા ! મારો ખાઈમાં સીડીઓ, અને અંગ્રેજોના તોપમારાની જરા ય દરકાર રાખ્યા વિના ઉપર પહોંચી જાઓ ! શું, પહેલી ટુકડી ખલાસ થઈ ? ખેર ! ચાલો, બીજી ટુકડી આગળ ધસે. અરે ભગવાન ! પણ એમ બીજી વાર કૂદી પડવા માટે બીજા સીડીવાલાઓ ક્યાં ? ક્રાંતિકારીઓ અને અંગ્રેજોમાં અહીં જ મોટો તફાવત જણાઈ આવતો હતો. અંગ્રેજો પોતાના જાતિભાઈનું લોહી કદી નકામું વેડફાવા દેતા નહિ; એક આદમી પડતા જ તેની જગ્યા લેવા બીજા દસ આગળ આવતા ! જેઓ પીઠ દેખાડી એ વારે નાસી ગયા તેમનું શું થયું ને તેઓ ક્યાં ગયા એ જાણવાની આપણે કશી પડી નથી. પણ જેઓ ત્યાં શહીદ થયા એ શૂરાઓને તો જરૂર સ્વર્ગમાં જ સ્થાન મળ્યું છે ! ઘાયલ અને જીવતા છતાં મૂએલા મડદાતુલ્ય પાપીઓના સ્પર્શથી સ્વરાજનો ઝંડો અપવિત્ર ન બને તે ખાતર જેમણે પોતે એ ધારણ કર્યો, શત્રુઓની આગ વરસાવતી તોપો ઉપર તે ખોડવા માટે જેઓ ત્યાં સુધી ધૂસી ગયા, તેમના પવિત્ર અને પ્રતાપી શોણિતના પુણ્યે જ સ્વરાજનો આ ઝંડો સદાને માટે પવિત્ર રહી દૈવી તેજથી અમર તપ્યા કરશે ! સ્વરાજનો ઝંડો આવા ઘાયલ અને લોહીનીતરતા હાથમાં જ ખરેખર સૌથી વધારે શોભી ઊઠે છે ! જેમનાં કાંડાં આ રીતે ભાંગીને રક્તવર્ણાં થયાં નથી તેઓ સ્વતંત્રતાના આ પવિત્ર ઝંડાને સ્પર્શ કરી તેને અપવિત્ર ન કરે એ જ વધારે સારું છે !

પહેલો હલ્લો પાછો વળ્યા પછી ક્રાંતિકારીઓ અને અંગ્રેજોની નાનીમોટી ઝપાઝપીઓ તો રોજ થયા જ કરતી. તેમાં ય રેસીડેન્સી આઠેનાં મકાનો ઉડાવી દેવાની બાબતમાં તો ક્રાંતિકારીઓએ ગજબ કર્યો.

ઉપરથી ભયંકર તોપગોળાઓ વરસતા ને તળિયેથી સુરંગો ફાટતી! પગ તળે સુરંગ ફાટી ધરતીના વિકરાળ મોમાં પોતે કયારે સમાઈ જશે એની હરેક અંગ્રેજને સતત ધાસ્તી રહ્યા કરતી! બ્રિગેડિયર ઈનીજનો અંદાજ એવો છે કે ક્રાંતિકારીઓએ એકંદરે ૩૭ વખત રેસીડન્સીને સુરંગો ચાંપેલી! એ જ પ્રમાણે ક્રાંતિકારીઓનું તોપખાનું સતત મારો ચલાવી જ રહ્યું હતું. ખાનગી બાતમી જાણવા સારુ નીકળી પડેલી બંને પક્ષોની જાસૂસી ટોળીઓમા વારેવારે જીવલેણ ઝપાઝપીઓ થતી. અનેક વખત કિલ્લાની અંદરની અગર બહારની ટોળીઓની ગુસપુસ વાતો બીજી ટોળીઓ સાંભળી જતી, અને સઘળી યોજનાઓ ફૂટી જતી–નકામી બની રહેતી. કેટલીયે વાર અંગ્રેજોના વાવટા પર નિશાનબાજીની નોંધ લઈ ક્રાંતિકારીઓ આનંદ ઉડાવતા; પણ રાત્રે અંધારું ઘેરાતાં જ અંગ્રેજો રેસીડન્સીને માથેથી એ ચૂંથા થઈ ગયેલો ઝંડો ઉતારી તુરત નવો ચડાવી દેતા–એમ કરવામાં તેઓ શરમાતા પણ નહોતા! આવી ભીષણ લીલાઓ નિહાળતી લખનૌની રણભૂમિ પોતાનું વિકરાળ મોં ફાડી મૃત્યુનું વિકટ હાસ્ય પ્રસરાવતી હતી! પરંતુ અંગ્રેજોને પક્ષે ગયેલા દેશદ્રોહી હિંદીઓનું વર્તન દેખી એ રણભૂમિ પરનાં ભૂતડાંઓ પણ રડી ઊઠયાં હશે! દરરોજ રાત્રે કિલ્લામાં પેસી જ્યાં શીખો અગર તો હિંદીઓની છાવણી હોય ત્યાં છૂપાતા સંતાતા પહોંચી જઈ ક્રાંતિકારીઓના પ્રચારકો–દૂતો સંતાઈ રહીને જ તેમને પૂછતા પણ ખરા : "ભાઈઓ! તમે દેશ પ્રત્યે 'નિમકહરામ' કેમ બનો છો? ફિરંગીઓની તલવારથી આપણા જ દેશભાઈઓનાં ગળાં કેમ રહેંસો છો?" કોઈ રાત્રે આવા સવાલો વારંવાર સંભળાતા તો ગમ્મત કરવા ખાતર 'વફાદાર' શીખો તેમને વધારે સ્પષ્ટ સંભળાય તે સારુ નજીક બોલાવતા, અને જેવા તેઓ નજીક આવે કે તુરત સંતાઈ રહેલા અંગ્રેજોને બહાર આવવા નિશાનીઓ કરતા! શીખોની આવી અધમતા દેખી ક્રાંતિકારીઓ તેમના પ્રત્યે

લાખો શાપો વરસાવતા. ક્રાંતિકારીઓમાં સર્વશ્રેષ્ઠ અને અચૂક નિશાનબાજોમાં એક માત્ર નવાબનો નોકર આફ્રિકન પાવૈયો હતો. અંગ્રેજ રેસીડન્સીમા એની એવી તો સજ્જડ ધાક પેસી ગઈ હતી કે ન પૂછો વાત ' અંગ્રેજો એને કાયમ ' ઓથેલ્લો ' કહી ઓળખતા !

આ અરસામાં સર હેનરી લૉરેન્સના મૃત્યુ પછી અયોધ્યાના ચીફ કમિશનરને પદે આવેલા મેજર બૅંકસનો પણ એક ક્રાંતિકારીની ગોળીએ જીવ લીધો. ઘેરામા અંગ્રેજોનો આ બીજો ચીફ કમિશનર મરણશરણ થયો હતો ' પરંતુ અંગ્રેજ લશ્કરની કડક શિસ્ત અને સંગઠનને લીધે ઘેરાની અનિશ્ચિત અને જોખમભરી ધમાલમાં પણ પોતાના મુખ્ય સેનાપતિનું મૃત્યુ થવા છતાં, આખા લશ્કરના કામ-કાજમાં જાણે કોઈ સામાન્ય સિપાઈ જ ગુજરી ગયો હોય તેથી વધારે કોઈ જાતની ત્રુટી પડી હોય એમ ભાસતું નહિ. બીજો કમિશનર ખલાસ થતાં જ બ્રિગેડિયર ઇંગ્લિસે એની સત્તા પોતાના હાથમાં લઈ લીધી અને બચાવનું કામ અગાઉની પેઠે જ ચાલુ રહ્યું. એ વેળા જાતજાતની હાનિ, મરણપ્રમાણ, નેતાઓના ફેરફારો, ખાધાખોરાકીની ટંચાઈ અને ક્રાંતિકારીઓના હલ્લાઓ એ બધાને કારણે અંગ્રેજો ભલે છેક નિરાશ ન બન્યા હોય તોપણ તેઓ પુષ્કળ જ હેરાન-પરેશાન બની ચિડાઈ રહ્યા હતા એ તો ચોક્કસ !

જવામાં 'ફાળા'ઓની યોજના (નિમણૂક) કરવી જરૂરની થઈ પડી હતી. અને તે માટે લખનૌથી અનેક 'વફાદાર' ખેપિયાઓ મોકલવામાં આવ્યા હતા. એ બધામાંથી માત્ર અંગદ જ જીવતો પાછો ફર્યો હતો. ક્રાંતિકારીઓની બીકને લીધે તેણે પોતાની સાથે કોઈ જાતની ચિઠ્ઠી અગર નિશાની દાખલની ચીજ આણી નહોતી, તોપણ તેણે લખનૌની સહાય અર્થે કાનપુરથી સૈન્ય રવાના થયાની 'નજરો નજર' જોયેલી હકીકત સેનાપતિ ઈંગ્લિસને જાહેર કરી. આ સમાચારથી ઉત્સાહમાં આવી જઈ અંગ્રેજોએ તેને ફરી વાર લેખિત ઉત્તર લઈ આવવા કહ્યું. અંગદ તા. ૨૨ મીએ લખનૌથી ફરી નીકળ્યો અને તા. ૨૫ મી એ રાત્રે ૧૧ વાગે પાછો પણ આવી પહોંચ્યો. પોતા સાથે તેણે હેવેલોકનો નીચેના આશયનો કાગળ આણ્યો હતો. "ગમે તે મુશ્કેલીને પહોંચી વળી એટલું લશ્કર લઈને હેવેલોક આવે છે; લખનૌનો છૂટકારો હવે પાંચસાત દિવસનો જ સવાલ રહ્યો છે!" પોતાને છોડવવા અર્થે આવી રહેલા હેવેલોકને સઘળી માહિતી પૂરી પાડવા અર્થે લશ્કરી દૃષ્ટિએ જરૂરી જણાય તેવા સઘળા નકશા અને યોજના સાથે અંગ્રેજોએ અંગદને ફરી હેવેલોક તરફ રવાના કર્યો. આ અદ્ભુત દૂત ત્રીજી વાર હેવેલોકની છાવણીમાં જઈ પહોંચ્યો અને સાથેના સઘળા નકશાઓ અને યોજનાઓ તેણે હેવેલોકને સ્વાધીન કર્યાં. હવે જે દિશામાંથી હેવેલોક ક્રાંતિકારીઓના મૃતદેહોની પથારી પાથરી પોતા પાસે આવી પહોંચશે એમ અંગ્રેજો ધારતા હતા, તે દિશા તરફ તેઓ આતુરતાથી મીટ માંડી બેઠા. ફરીથી તેમને કાને તોપોના ધડાકા પણ થતા સંભળાયા. એ ધડાકા શું ખરેખર હેવેલોકની તોપોના હતા?

હવે જરૂર હેવેલોક આપણી મદદે આવશે એવી આશા અને ઉત્કંઠાથી અંગ્રેજો તેની રાહ જોઈ રહ્યા હતા ત્યાં તો થોડી વારમાં

ક્રાંતિકારીઓ તરફથી જ બીજો હલ્લો શરૂ થવાના સમાચાર તેમણે જાણ્યા. ક્રાંતિકારીઓએ શરૂઆતમાં કાનપુરના તોપખાના ઉપર, જોહાનીઝના રહેઠાણ ઉપર, બેગમકોઠી ઉપર અને બીજે તોપોનો મારો શરૂ કરી દીધો. તેમાં ક્રાંતિકારીઓની સુરંગોએ તો તે દહાડો કમાલ કરી. અંગ્રેજોની કિલ્લેબંદીમાં એને પરિણામે ખૂબ મોટું ગાબડું પડયું, અને એ દ્વારા લશ્કરની એક ટુકડી ઘણી સહેલાઈથી અંદર કૂચ કરી જઈ શકે એમ બન્યું. પરંતુ એ ગાબડામાંથી અંદર દાખલ થનારી ક્રાંતિકારીઓની ટુકડી હતી જ ક્યાં? શત્રુઓની કિલ્લેબંદીમાં અંગ્રેજોએ જો આવડું ગાબડું પાડયું હોત તો ફક્ત અરધા જ કલાકમાં તેમણે એ સ્થાન કબજે કરી લીધું હોત.· ક્રાંતિકારીઓમાંથી કેટલાએક શૂરા મરદ સૈનિકો બપોરના બે સુધી ઝૂઝી રહ્યા હતા. ઊલટ પક્ષે અંગ્રેજો તરફથી લડતા હિંદીઓએ શૌર્ય, શિસ્ત અને મૃત્યુ વિશેની બેપરવાઈ બતાવવામાં જરા પણ મણા રાખી નહોતી. એમનું પરાક્રમ ખરેખર અદ્ભુત હતું! દુર્ભાગ્યની વાત છે કે એક બાજુ દેશભક્તોમાં બાયલાપણું ને ડરપોકપણું હતું તો સામે એ જ દેશદ્રોહી હિંદીઓનું ચરાતન અવર્ણ્ય હતું. કેવી ભયાનક વિષમતા! કોઈ પણ જીઓ, દોડો અને આ કલંકને ધોઈ નાખો! હવે તો પાંચ વાગવા આવ્યા છે અને હલ્લો લગભગ પાછો હઠાવ્યા જેવું થઈ રહ્યું છે. હજુ કોઈ દોડી આવશો? તુરત વિજય હાંસલ કરવા નહિ તોપણ અમર કીર્તિ મેળવવા કોઈ આવશો? કૅપ્ટન સૅાન્ડર્સ! સાવધાન! આદર્શમાં તલ્લીન બનેલા અને વિફરેલા વીરનરોનો હલ્લો આવી પહોંચે છે! જુઓ તેઓ આવી પહોંચ્યા; ક્રોધથી સળગી રહેલા અંગારા સમા એ રણવીરો સીધા ઘૂસી આવે છે. હા, અંગ્રેજોની કિલ્લેબંદી તેમને અડચણકર્તા બને છે તો તેને હઠાવીને પણ જોસભેર આગળ વધવાનો તેઓ પ્રયત્ન કરી રહ્યા છે. આ આણીની વેળાએ અંગ્રેજોએ તોપખાનું

પડતું મૂકી હાથમાં સંગીનો ઉઠાવી. ઘણું જીવો ક્રાંતિ ! અમર રહો સ્વતંત્રતા ! ધન્ય છે, વીરનર, ધન્ય છે તને ! પોતાને હાથે એણે શત્રુની સંગીન ખૂંચવી લીધી! આખરે જોકે અંગ્રેજોની ગોળીથી તે ઠાર થયો, પણ તેમ કરતાં રણમેદાનમાં તેણે પોતાના દેશને રાષ્ટ્રીય અપમાનમાંથી ઉગારી લીધો; અને શત્રુઓ પણ વખાણે એવું પરાક્રમ બતાવી શહીદને માટે પરમ પાવન ગણાય એવી શોણિતની સરિતામાં જ તે પોઢ્યો ! એ પડ્યો, તેની પાછળ બીજો ઊભો હતો; એ બીજો પડતાં ત્રીજો હાજર થયો; ત્રણે જણા વીંધાઈને ઢળી પડ્યા ! ધન્ય છે તમને, ઓ વીરનરો ! તમે જ સાચી શૂર-વીરતા દાખવી ! આ યુદ્ધ તો એવું ખેલાયું કે કિલ્લા પરના અંગ્રેજોની સંગીનો ખૂંચવી લેવા અર્થે સિંહ પ્રમાણે ગર્જના કરી, દેહમાં પ્રાણ હોય ત્યાં સુધી ઝૂઝી રહેલા એ ક્રાંતિકારીઓનાં છાયાચિત્રો ખુદ અંગ્રેજોએ જ ઉતારી લીધાં !

૧૮મી ઑગસ્ટે ક્રાંતિકારીઓએ અંગ્રેજો પર વળી એક હલ્લો કર્યો. એ દહાડે પણ હંમેશની પેઠે કિલ્લાની દીવાલમાં સુરંગ વડે ગાબડું પાડવામાં આવ્યું અને ક્રાંતિકારીઓ અંદર ઘૂસ્યા. મેલિસન લખે છે: "એમનામાંનો એક ઉમદા અધિકારી ગાબડાની ટોચે પહોંચી ગયો અને પોતાની તલવાર હવામાં વીંઝી તેણે પોતાના અનુયાયીઓને આગળ આવવા ઈશારો આપ્યો. એ હુકમ અનુસાર કોઈ આવી પહોંચે એ પહેલાં તો એક ગોળીએ એને વીંધી પટકી નાખ્યો. તુરત એને સ્થાને બીજો આદમી આવી ઊભો; એને પણ પળવારમાં ફૂંકી દેવામાં આવ્યો. વગેરે વગેરે."

ઉપર ગણાવ્યાં જે ત્રણ જણાંનાં પરાક્રમો ફિરંગીઓએ પણ વખાણ્યાં હતાં તે તો દિલ્હીમાં નિકલ્સને બતાવેલા પરાક્રમની બરોબરી કરી શકે તેવાં હતાં. પરંતુ ક્રાંતિકારીઓને પક્ષેનું આ પરાક્રમ તેમના બીકણ અને

ઢીલા અનુયાયીઓને કારણે ફોડીની હિંમતનું બની રહ્યું! ત્રણ જણનાં રાઓ ઢળી પડતાં જ દોધે ભરાઈ બમણા જોરથી આગળ ધસી ન જતાં પાછળ આવતા હજારો સૈનિકોને પાછેહઠ કરવામાં જ ડહાપણ દેખાયું! આ એક જ શરમજનક કિસ્સા પરથી કયો પાઠ લેવાવો જોઈએ?

પણ આ રોજની ઝપાઝપી ઉપર જ બધું અવલંબી રહ્યું હતું એમ તો ન જ કહેવાય. કેમકે 'વફાદાર હિંદીઓ'ની પુષ્કળ મદદ હોવા છતાં ક્રાંતિકારીઓના સતત રોજ-બ-રોજ ચાલી રહેલા તોપમારા અને બંદૂકો સામે લાંબો સમય ટકી રહેવું અશક્ય છે એમ અંગ્રેજોને પણ જણાવા માંડ્યું હતું. અંગદ ફરી પાછો લખનૌ સહીસલામત આવી પહોંચ્યો. અંગ્રેજ સેનાપતિ ભારે ઉત્કંઠાપૂર્વક તેને જ્યાં પૂછવા જાય છે કે પોતે આપેલા વચન મુજબ 'હેવલોક ક્યાં સુધી આવી પહોંચ્યો છે?' ત્યાં તો તેણે હેવલોકનો કાગળ જ તેના હાથમાં ધરી દીધો: "કાંઈ નહિ તો-કાંઈ નહિ તો બીજા ૨૫ દિવસ સુધી હું લખનૌ આવી શકું એ અશક્ય લાગે છે!" એટલાં જ વાક્યો એ કાગળમાં લખ્યાં હતાં. કોઈ બાબત વિષે ભારે આશાભરી મીટ માંડી બેઠા હોઈએ, અને એમાંથી સાંપિસીધી નિરાશા જ માત્ર સાંપડી આવે એથી વધારે યાતનાદાયી બાબત બીજી કઈ હોઈ શકે? મરણોન્મુખ બનેલા ઘાયલ માંદાઓ અને હાંડ્યામ સમી બનેલી અંગ્રેજ સ્ત્રીઓ જ નહિ, પરંતુ ખુદ અંગ્રેજ સોલ્જરો અને અધિકારીઓ પણ આ સમાચાર સાંભળતાં ગભરાઈ ગયા, દુઃખી અને કિંકર્તવ્યમૂઢ બની ગયા! આખા અંગ્રેજ લશ્કર ઉપર મૃત્યુની કારમી ઘેરી છાયા ફરી વળતી દેખાઈ. અનાજ મેળવવાની મુશ્કેલી અતિશય વધી પડવાથી દરેકને ફરજિયાત અરધે પેટે રહેવાના હુકમો છૂટ્યા! આટલો બધો વિલંબ થવાનું શું કારણ હશે? લખનૌને છોડવવા સરખા અતિ અગત્યની વેળાએ હેવલોક સરખો શૂરો સેનાપતિ જલદી કાં ન આવી પહોંચે?

અને ખરી વાત હતી કે એક પળનો પણ વિલંબ કર્યા વિના લખનૌના પોતાના દેશભાઈઓની મુક્તિ અર્થે હેવેલોક કાનપુરથી રવાના થઈ તા. ૨૯મી જુલાઈ સુધીમાં તો ગંગા પાર ઊતરી પણ ચૂક્યો હતો. તેની સાથે ૧૫૦૦ સિપાઈઓ અને ૧૩ તોપો હતી; તે ઉપરાંત 'પાંચ છ દિવસમાં જ હું જાતે આવીને તમને છોડાવું છું' એવા આશયના ચોક્કસ આશ્વાસનભરેલા પત્રો તેણે લખનૌના અંગ્રેજોને મોકલ્યાં પણ હતા. પરંતુ ગંગા પાર ઊતરીને અયોધ્યા પ્રાંતમાં ડગલું મૂકતાં જ 'ચપટી વગાડતામાં આ કામ તો પાર પાડી દઈશ.' વગેરે જાતનાં જે ચિત્રો તેણે કલ્પનામાં દોર્યાં હતાં, તે સઘળાં વાદળાંની જેમ વિખરાઈ ગયાં. અયોધ્યાની તસુએ તસુ જમીન વિરોધ માટે જાગી ઊઠી હતી. હરેક જમીનદારે પોતાના જે પાંચસો સાતસો માણસો હતા તેમને એકઠા કરી લડાઈનો આરંભ કરી દીધો હતો. દરેક ગામડામાં તેણે સ્વતંત્રતાનો ઝંડો ફરકતો જોયો. આવી વિકટ મુશ્કેલીભરી પરિસ્થિતિ દેખતાં હેવેલોક પણ મનમાં શેહ ખાઈ ગયો. અને એ પોતે જો કે મનમાં જરા ઉદાસ બન્યો હતો, પણ કદી નિરાશ તો નહોતો જ થયો. હલ્લાઓ કરતો કરતો તે આગળ વધ્યો. ક્રાંતિકારીઓએ ઓનાવ મુકામે તેનો થોડોએક સામનો કર્યો, પરંતુ તુરત તેમણે ત્યાંથી ચાલતી પકડી. ઓનાવની ઝપાઝપી પછી હેવેલોકે પોતાના લશ્કરને ફક્ત જમવા પૂરતો જ વખત આપ્યો, અને તુરત આગળ કૂચ કરવાનો આરંભ કર્યો. બશીરતગંજમાં વળી અગાઉની પેઠે એક બીજી ઝપાઝપી થઈ. ૨૯મી તારીખે હેવેલોકના લશ્કરને આવી બે ઝપાઝપીઓનો સામનો કરવો પડ્યો; ને એ બંનેમાં તેણે ક્રાંતિકારીઓ પર સરસાઈ મેળવી.

પરંતુ એ જીત સાચી હતી ખરી? આ મૂઠીભર લશ્કરમાંથી એક જ દિવસમાં છઠ્ઠા ભાગનું લશ્કર રણમેદાનમાં ખપી ગયું હતું!

ક્રાંતિકારીઓને તો કોઈ પણ તરેહનું નુકસાન થયું નહોતું. એટલું જ નહિ પરંતુ તેઓ ખરેખર હારીને નાસી ગયા હતા કે પોતાને પક્ષે કશી નુકસાની થવા દીધા વિના શત્રુઓને બરાબર હેરાન કરવાનો તેમણે કોઈ નવો દાવ યોજ્યો હતો એ વિષે કશું ચોક્કસપણે અનુમાન બાંધી શકાતું નહોતું. એ જ વેળા દાણાપુરનું લશ્કર ક્રાંતિકારીઓમાં આવીને ભળ્યાના સમાચાર મળ્યા. આમ બધી તરફથી મૂંઝવે એવી પરિસ્થિતિ ઉપસ્થિત થતાં હેવેલોકને પોતાની ચાલુ કૂચ થંભાવી દેવી પડી, અને ૨૦ મી જુલાઈના રોજ એને મંગળવાર તરફ પીછે-હઠ કરવાની ફરજ પડી.

હેવેલોકનું લશ્કર કાનપુર છોડીને ગયાના સમાચાર મળતાં જ નાનાસાહેબ પેશ્વાએ કાનપુરની આસપાસ પાછી પોતાની હિલચાલ નવેસરથી આદરી દીધી. કાનપુર છોડીને હેવેલોક જે વેળા અયોધ્યા પ્રાંતમાં દાખલ થવા ગંગા ઊતરી જવાની ખટપટમાં પડ્યો હતો, તે જ વેળા નાનાસાહેબ અયોધ્યામાંથી નીકળી ગંગા ઊતરીને કાન-પુરમાં દાખલ થયો હતો. નાનાસાહેબના દાવમાં પોતે ન સપડાય એ વિચારે હેવેલોકને ૪ થી ઑગસ્ટ સુધી મંગળવારમાં જ છાવણી નાંખી રોકાઈ રહેવું પડ્યું. હેવેલોક એક અઠવાડિયામાં ક્રાંતિકારીઓને લૌતમી સુધી તગડી મૂકવાનો હતો તે વાત તો બાજુએ જ રહી ગઈ, પણ ઊલટાનું હેવેલોકને પોતાને ગંગાને કાંઠે રોકાઈ રહેવું પડ્યું! એ જ વેળા ક્રાંતિકારીઓએ બશીરતગંજમાં આવી વળી તેને ભીડવ્યો. ક્રાંતિકારીઓના આવા ઉપરાછાપરી હલ્લાઓને લીધે ત્રાસી જઈ હેવેલોકે પોતાના લશ્કર સાથે સીધી લખનૌ તરફ કૂચ આદરી. બશીરતગંજમાં ફરી તે ક્રાંતિકારીઓની સાથે લડ્યો અને ત્યાંથી તેમને હાંકી કાઢ્યા. છતાં અહીં પણ એ જીત હતી કે હાર એ સવાલ તો હતો જ! કેમકે એ ઝપાઝપીમાં પણ હેવેલોકના ત્રણસો

આદમીઓ ખતમ થઈ ગયા; તેનું લશ્કર પણ એટલું થાકી ગયું કે એણે લખનૌ જવાનો વિચાર માંડી વાળી ગંગાની દિશામાં જ પીછેહઠ કરી. પોતે જે ૧૫૦૦ સિપાઈઓ લઈને નીકળેલો તેમાંથી ૮૫૦ સિપાઈઓ જ તે દહાડો છાવણીમાં જીવતા માલૂમ પડયા.

હેવેલોકે ફરી મંગળવાર તરફ તા. ૫મી ઑગસ્ટે પીછેહઠ કરી છે એવા ખબર મળતાં જ ક્રાંતિકારીઓએ ફરી વાર બશીરતગંજ હાથ કર્યું અને ત્યાં જ તેઓ છાવણી નાખી પડ્યા. ક્રાંતિકારીઓના આ લશ્કરમાં તો ઘણા સુખી અને સમૃદ્ધિશાળી જમીનદારો જ હતા. " ગઈ કાલે માર્યા ગયેલા બધા લોકો જમીનદાર જ હતા."[૨] પોતાના દેશ ખાતર, પોતાના સ્વરાજ ખાતર અને પોતાની સ્વતંત્રતા ખાતર આ પૈસાદાર અને સુખી લોકોએ પોતાની મખમલ મશરૂની તળાઈઓ છોડીને ગમે તે મુશ્કેલી અને દુઃખ સહન કરવાની તૈયારી સાથે યુદ્ધમાં ઝંપલાવવાનું નક્કી કર્યું હતું. એ વીરોચિત ઉત્સાહ દેખી ઇતિહાસકાર ઈનિજ લખે છે: " કાંઈ નહિ તો અયોધ્યા પ્રાંતની લડતને તો આપણે સ્વાતંત્ર્યસંગ્રામ એ જ નામ આપવું જોઈશે. " હેવેલોકની છાવણી ફરતાં ક્રાંતિકારી લશ્કરો જમદૂતની જેમ વીંટળાઈ વળતાં હતાં. ૧૧મી ઑગસ્ટે હેવેલોકે ફરી ત્રીજી વાર બશીરતગંજ પર ચઢાઈ કરી; ત્રીજી વાર ત્યાં જંગ જામ્યો, અને ક્રાંતિકારીઓ ત્યાંથી નાસી ગયા. અને છતાં ત્રીજી વાર પણ હેવેલોકે પોતાના મનને એ જ પ્રશ્ન પૂછ્યો : " આ તે જીત ગણવી કે હાર ? "

એ જીત પણ નહોતી, તેમ તે પરાજ્ય પણ નહોતો. આથી આગળ વધવાને બદલે હેવેલોકે ફરી પાછા મંગળવાર પાછા ફરવાનું દુરસ્ત ધાર્યું. દરમિયાન આ બાજુ નાનાસાહેબની યોજનાઓ પણ બરાબર ગોઠવાઈને પરિપક્વ થઈ રહેવા આવી હતી. સાગર અને

૨. Kaye & Malleson's *Indian Mutiny*, Vol. III, page 340.

ગ્વાલિયરના ક્રાંતિકારીઓ તેમ જ સ્વયંસૈનિકોની કેટલીક ટુકડીઓ તેમને અત્યાર સુધીમાં નવી આવી મળી હતી. તેમને સાથે લઈ નાનાસાહેબ બિઠુર તરફ નીકળી ગયો અને કાનપુરને માથે જોખમનાં વાદળ ઊભાં કર્યાં. નાનાસાહેબ ઉપર હલ્લો કરવા જેટલું પૂરતું લશ્કર નીલ પાસે ન હોવાથી તેણે આખી પરિસ્થિતિ હેવેલૉકને જણાવી. હવે લખનૌની મદદે દોડી જવું સર્વથા અશક્ય બની ગયું હતું. આથી તા. ૧૨મી ઑગસ્ટે ફરી ગંગા ઊતરીને હેવેલૉકને કાનપુર તરફ પાછા ફરવાની ફરજ પડી. અંગ્રેજ ફોજે પીછેહઠના સૂર કાઢેલા સંભળાતાં જ, જાણે આ તો સ્વાતંત્ર્યનો જ વિજયડંકો વાગી રહ્યો હોય એમ સમજી ક્રાંતિકારીઓને પક્ષે જ્યાં ત્યાં આનંદ અને વિજયના હર્ષનાદોથી આકાશ ધણધણી ઊઠ્યું. ઓ નિમકહલાલ જમીનદાર ભાઈઓ! તમારાં લોહી રેડીને અને પરદેશી સત્તાની ગુલામીને અયોધ્યામાંથી હાંકી કાઢીને તમે આજે સ્વદેશની એક સેવા બજાવી છે. ઈનિજ લખે છે: "અંગ્રેજોની આવી પીછેહઠને લીધે, બેશક, સાવ જુદી જ જાતનું અણધાર્યું પરિણામ આવ્યું. આ પીછેહઠનો અર્થ સઘળા તાલુકદારોએ એવો કર્યો કે હવે અયોધ્યા પ્રાંતમાંથી અંગ્રેજ સત્તા આથમી ગઈ છે. તેમણે લખનૌની રાજસભાને જ પોતાની મુખ્ય સત્તાધારી સરકાર સ્વીકારી લીધી; અને જે જમીનદારોએ આજ સુધી પોતાનો સક્રિય સાથ આપીને લખનૌની આ રાજસભાને બળવાન બનાવવામાં મદદ કરવાનું મુલતવી રાખ્યું હતું, તે જ જમીનદારોએ હવે–એ જ રાજસભાના હુકમોને ઉઠાવીને પટોપટ પોતાનાં લશ્કરો રણમેદાન પર મોકલવા માંડ્યાં."[૩]

બેશક ક્રાંતિકારીઓની આ વેળાની જીત પ્રત્યક્ષ નહોતી, પણ અપ્રત્યક્ષ રીતે તો તે જીત જ હતી. હેવેલૉક સાથે થયેલી ચાર

૩. *The Sepoy Revolt*, page 174.

ઝપાઝપીઓમાં માત્ર તેની પાછલી હરોળ પર છાપો મારીને તેને હેરાન કરી પાછો કાઢવાને બદલે જો તેમણે તેને સીધી લડાઈમાં હરાવ્યો હોત અને કાનપુર પાછો કાઢ્યો હોત તો ક્રાંતિકારી સિપાઈઓમાં એથી પુષ્કળ આત્મવિશ્વાસ પેદા કરાવી શકાત; સામેથી અંગ્રેજો પણ એટલા જ પ્રમાણમાં વધારે નાહિંમત થાત. અંગ્રેજોને મનથી ખાતરી હતી કે કાનપુરની આ પીછેહઠમાં શૌર્યની ખામી નહોતી પરંતુ પોતે સંખ્યામાં ઓછા હતા એ જ કારણ હતું. આમ હોવાથી ભલે તેમને જીત નહોતી મળી, પણ કેવળ આવા આકસ્મિક પરાજયથી તેમનો આત્મવિશ્વાસ લગીરે ડગ્યો નહોતો અગર તેમનો જુસ્સો અને અભિમાન જરા ય ઓછાં થયાં નહોતાં. આથી પૂરતી સંખ્યામાં લશ્કરી મદદ મળતાં જ ફરી આપણે લખનૌ તરફ કૂચ કરશું એવા દૃઢ આત્મવિશ્વાસ સાથે હેવેલોક કાનપુરમાં છાવણી નાખી પડ્યો.

એ અરસામાં અંગત સ્પર્ધા અને રાગદ્વેષને લીધે હેવેલોક અને નીલની વચ્ચે સારો એવો અણબનાવ ચાલતો હતો. હેવેલોકે નીલને લખેલા આ નીચેના પત્ર પરથી એ હકીકત વધારે સ્પષ્ટ થાય છે. "એકંદર પરિસ્થિતિ અંગે મેં તમને નિખાલસભાવે છતાં ખાનગીમાં સઘળું જણાવ્યું જ હતું. તમે તો મને મેં અખત્યાર કરેલો માર્ગ, તમને આપેલા ઠપકાના બે શબ્દો, અને તમને મોકલેલી ભવિષ્ય માટેની સૂચનાઓ ઉપર સખ્ત ટીકા રૂપે જ ઉત્તર લખ્યો છે. પણ હવે પછી મારા હાથ નીચેનો કોઈ પણ અધિકારી ગમે તેટલો તે અનુભવી હોય તોપણ જો ને આવું ઉપદેશ દેવાનું અને અવહેલનાભર્યું વર્તન દાખવશે તો તે હું ચલાવી લેનાર નથી. એ પણ નક્કી જાણી લ્યો કે આપણા આ જાહેરકાર્યમાં અડચણ ઉત્પન્ન ન કરવાને ઈરાદે જ તમને અટકમાં લેવાનો વિચાર હું હાલ તુરત જતો કરું

છું. આટલા પરથી તમે ઘણું સમજી જશો, અને મને આશા છે કે હવેથી આવું બિનજરૂરી ડહાપણ બતાવવાનું તમે મોકૂફ રાખશો."[४]
એ જ કાગળમાં રાષ્ટ્રીય ફરજની ઊંડી સમજ અંગ્રેજોની રગેરગમાં કેવી ઊતરી ગઈ છે, એનો ઉત્કૃષ્ટ નમૂનો દાખવનારું એક વાક્ય પણ છે. હેવેલૉક જોકે અત્યંત ગુસ્સે થઈ ગયો હતો છતાં પણ તે લખે છે: "સાર્વજનિક ફરજ બજાવતાં અડચણ ઊભી થવાના ભયને કારણે જ આ ક્ષણે હું મારાં અંગત અપમાનોનો બદલો લેવાનો વિચાર માંડી વાળું છું." આવે અણીને વખતે હેવેલૉક અને નીલ બંને જણા, માત્ર પોતાના અંગત મતભેદોને લીધે જો કશો ભેદભાવ ઊભો થશે તો તેનો લાભ શત્રુઓને જ મળશે એમ માનીને તેઓ ચૂપ રહ્યા; એટલું જ નહિ પરંતુ બંને જણાએ આખરી ધ્યેયની સિદ્ધિને લક્ષમાં રાખીને પરસ્પર બને તેટલી મદદ પણ કરી! જે સમાજમાં વ્યક્તિત્વરૂપી મદોન્મત્ત હાથીના કુંભસ્થળ ઉપર સામાજિક કલ્યાણરૂપી અંકુશ સદા લટકતું જ હોય છે, તે સમાજમાં શ્રી તેમ જ સરસ્વતી, કીર્તિ અને સ્વતંત્રતાનો હમેશાં વાસો હોય જ છે!

હેવેલૉકે કાનપુરમાં પાછા આવતાં જ પહેલવહેલા સમાચાર એ જાણ્યા કે બ્રહ્માવર્ત નાનાસાહેબે ફરી જીતી લીધું છે. આ રીતે ક્રાંતિકારી લશ્કર અને નાનાસાહેબ પણ ખુદ કાનપુર નજીક જ આવી પહોંચ્યા હોવાથી હેવેલૉકે તુરત તેમના પર ચડાઈ કરી. તે દહાડો બ્રહ્માવર્તના યુદ્ધમાં જ્યારે અંગ્રેજ લશ્કર ક્રાંતિકારીઓની અંદર ૨૦ યાર્ડ આગળ ધૂસી આવ્યું કે તુરત ક્રાંતિકારીઓની ૪૨મી પલટને સંગીનોની લડાઈ શરૂ કરી દીધી. આજ સુધી અંગ્રેજો એમ માનતા હતા કે, બધા માર્ગો અખત્યાર કરી લીધા પછી છેવટે જ્યારે સંગીનોનો હલ્લો

[४] Quoted by Malleson, *Indian Mutiny*, Vol. III, page 337, note.

કરવામાં આવે છે ત્યારે ક્રાંતિકારીઓનાં હાજાં ગગડી જાય છે. પણ આજે તો સ્વાતંત્ર્ય કાજે લડતા આ વીર મરદોએ અંગ્રેજો પર જ પહેલો સંગીનોથી હલ્લો કર્યો; એ જ વેળા ક્રાંતિકારીઓના ઘોડેસ્વાર લશ્કરે અંગ્રેજોની પાછલી હરોલ પર ધસી જઈ તેમની સઘળી સાધનસામગ્રી લૂંટી લીધી. અને આમ રણકુશળ ક્રાતિકારીઓએ અંગ્રેજોની આગળ અને પાછળ બંને બાજુથી સારી ખબર લઈ નાખી. પરંતુ આ સઘળા શૌર્ય ને રણપટુત્વ છતાં તે અંગ્રેજોની પેઠે શિસ્તબદ્ધ ન હોવાથી આટલા પરાક્રમને અંતે પણ ક્રાંતિકારીઓને પાછા હઠવું પડ્યું. ક્રાતિકારી લશ્કરને હરાવીને તા. ૧૭મી ઑગસ્ટે હૅવેલોક જ્યારે કાનપુર પાછો ફર્યો ત્યારે જ તેને ખ્યાલ આવ્યો કે નાનાસાહેબનું સઘળું લશ્કર માત્ર બ્રહ્માવર્તમાં જ નહોતું, પરંતુ યમુનાને કાંઠે કાલ્પીમાં પણ તેણે સારું એવું સુસજ્જ લશ્કર તૈયાર રાખ્યું હતું. કાલ્પીમાં, બ્રહ્માવર્તમાં, અયોધ્યામાં અને ગંગાને બંને કાંઠે સારી રીતે હેરાન થયેલા 'વિજયી' હૅવેલોકે કલકત્તા જણાવ્યું : "અમે ખરેખર જીવલેણ સંકટમાં આવી પડયા છીએ. જો નવું લશ્કર આવી નહિ પહોંચે તો લખનૌ છોડી દઈ અલાહબાદ તરફ પીછેહઠ કરવાની મહાન અપમાનજનક કમનસીબીમાંથી અંગ્રેજ લશ્કર છટકી જઈ શકે એમ દેખાતું નથી."

કલકત્તાથી આ પત્રનો જવાબ અવશ્ય આવશે જ એવી હૅવેલોકની ધારણા હતી. પોતાની વિનતિ અનુસાર મદદગાર લશ્કર આવી પહોંચશે અને પોતે લખનૌને મુક્ત કરીને આજ સુધી મળેલી નાની મોટી હારજીતો પર વિજયની કલગી ચડાવી શકશે એવી એના મનમાં પ્રબળ આશા હતી, પરંતુ તેને તો લખનૌ પર ચડી જનારા લશ્કરની સરદારી તેની પાસેથી ખેંચી લઈ ઑટ્રામને અપાયાનો હુકમ જ મળ્યો ! અંગ્રેજી શિસ્તમાં સજાનું ધોરણ આવું અતિ કઠોર ને

પ્રખર હોય છે ! જોયા છતાં કાનપુર પહોંચવામાં ઢીલ કરવાને કારણે નીલની સરદારી તેની પાસેથી ખેંચી લઈને હેવેલોકને સોંપવામાં આવી હતી; અને અત્યાર સુધી હેવેલોક વિજયી થતો હતો છતાં, લખનૌ પહોંચવામાં એને ઘણો વિલંબ થયો હતો એ જ કારણે તેના જેવા કુશળ સેનાધિપતિને દૂર કરીને લશ્કરની સંપૂર્ણ સરદારી સર જેમ્સ ઔટ્રામને સોંપવામાં આવી ! આ સમાચારે હેવેલોકને ભારે આઘાત થયો. જે વિજયની આશાએ તે માથું હાથમાં લઈને રાતદિવસ હેરાન થઈ લડતો હતો, તે લખનૌ છોડાવવાનો જશ આમ અનાયાસે આખરની પળે બીજાને મળતો હતો ! આ અપમાનથી તેને ભારે દુઃખ થયું, છતાં મેલિસન લખે છે : "આપણા દેશભાઈઓમાં મોટાઈનો એક ગુણ એ છે કે આવી જાતની ગમે તેવી સખ્ત નિરાશા અગર અપમાન સહન કરવાં પડે, તોપણ તેમની જાહેર ફરજ બજાવવાની રીતમાં જરા પણ ઊણપ આવતી નથી. અંગ્રેજ આદમીની એ જ વિશિષ્ટતા છે કે તેનામાં ફરજનું તીવ્ર ભાન અને દેશ પ્રત્યે અસાધારણ નિષ્ઠા હોય છે. એની ખાતર તે પોતાની સઘળી વ્યક્તિગત લાગણીને દબાવી દે છે. પોતા પ્રત્યે બનાવવામાં આવેલ અન્યાયનું શલ્ય દિલમાં ગમે તેટલું ખટકયા કરતું હોય તોપણ પોતાના દેશનો સવાલ તેના દિલમાં સૌથી મોખરે જ રહે છે. દેશસેવા કઈ શ્રેષ્ઠ રીતે બજાવી શકાય તે અંગે તેના અંગત વિચારો ગમે તે જાતના હોય, તોપણ દેશની પ્રતિનિધિરૂપ જે શાસનસંસ્થા હોય, તેના વિચારો પોતાથી ભિન્ન રસ્તો અખત્યાર કરવાના હોય ત્યારે પણ એ શાસનસંસ્થાના હુકમો જ સર્વાંશે બજાવીને દેશને વિજય પ્રાપ્ત કરાવવામાં પોતાની સઘળી શક્તિ તે દેશહિત કાજે વાપરે છે ! નીલે પણ આવું જ વર્તન દાખવ્યું; અને હેવેલોક પણ એ જ રસ્તે ચાલ્યો. પોતાને અધિકારપદેથી ઉતારી પાડ્યાની માહિતી હોવા છતાં અગાઉ પોતે

એક સેનાવિભાગનો સંપૂર્ણપણે સેનાધિપતિ હતો ત્યારે જે રીતે સત્તા ચલાવતો હતો, એટલી જ ચીવટાઈથી, નિષ્ઠાથી ને હિંમતભેર આ નવી ફરજ બજાવવામાં પણ તે ઉમંગથી જોડાઈ ગયો. "[૫]

જે વિજય મેળવવા માટે હૅવેલોક આમ રાતદિવસ જહેમત ઉઠાવી રહ્યો હતો, તે વિજયનો જશ હવે બીજો જ ખાટી જવાનો હોય તેમ તા. ૧૬મી સપ્ટેમ્બરના રોજ સર જેમ્સ ઑટ્રામ કાનપુરમાં હાજર થયો. સરસેનાપતિના સઘળા અધિકારો હૅવેલોક પાસેથી ઑટ્રામે સ્વીકારી લીધા પછી તેણે સૌથી પહેલો હુકમ આ જાતનો કાઢયો: "લખનૌનો ઘેરો દૂર કરવા અર્થે આજ દિવસ સુધી જે આદમી એક વીરને છાજે તેવી ધીરજથી લડી રહ્યો છે, તેને જ એ કાર્ય સંપૂર્ણપણે પાર પાડ્યાનો સુયશ મળે એ જ યોગ્ય છે. આ કારણે લખનૌનો ઘેરો ઉઠાવી દેવાનું કાર્ય પાર પડે ત્યાં સુધી મુખ્યસેનાપતિ તરીકે જ હું મારા સઘળા અધિકારો મારા શૂરવીર મિત્ર હૅવેલોકને સ્વાધીન કરું છું. હું તો લશ્કરમાંના એક સાદા સિપાઈની માફક સ્વયંસેવક તરીકે ફરજ બજાવતો રહીશ!"

મુખ્યસેનાપતિના આવા ઉદાત્ત અને ભવ્યતાદર્શક હુકમથી અંગ્રેજ લશ્કરને નૈતિક કેળવણીનો કેવો અપૂર્વ ધડો મળ્યો હશે! માણસનું અંગત વ્યક્તિત્વ સમગ્ર રાષ્ટ્રની સાથે કેવું સમરસ અને ઓતપ્રોત બની ગયું હશે! આ પહેલા હુકમની સાથે જ હૅવેલોકને મુખ્યસેનાપતિના અધિકારો સોંપી દઈ ઑટ્રામે પણ પોતામાં રહેલ અસાધારણ દેશાભિમાન, ઉદારતા અને ઉચ્ચ કોટિના સ્વાર્થત્યાગનું સુંદર દર્શન કરાવ્યું!

આ જાતની ઉદાત્ત નૈતિક દોરવણીથી સ્ફુરણા પામીને, તેમ જ આયર, ઑટ્રામ અને ફૂપર સરખાના હાથ તળે આવી મળેલી નવી

૫. Malleson's *Indian Mutiny*, Vol. III, page 3{6}.

આપવા તેણે નીલને વિનતિ કરી. પરંતુ નીલે તેને સાફ કહી દીધું કે કમાન્ડર હેવેલોક સાહેબની મંજૂરી વિના પોતે આ તરેહનો હુકમ આપી શકે તેમ નથી. તો પછી આવી પરિસ્થિતિમાં બીજો માર્ગ હવે શો હતો? પણ ત્યાં તો જુવાન હેવેલોકને એમાંથી એક તોડ સૂચવતો રસ્તો જડી આવ્યો. તેણે એડી મારી ઘોડાને તુરત હેવેલોક વાળી દિશામાં પૂરપાટ ફેંક્યો, અને હેવેલોકને મળ્યાનો દેખાવ કરી તે નીલની પાસે પાછો ફર્યો. નીલને નમ્રતાપૂર્વક સલામ ભરી તેણે કહ્યું : " મુખ્યસેનાપતિએ પૂલ ઉપર હલ્લો કરવાનો હુકમ આપી દીધો છે. " એ સાંભળતાં જ જનરલ નીલે હલ્લો કરવાના હુકમો આપ્યા. સૌથી પહેલા જનારા પહેલી હરોળના પચીશ અંગ્રેજ સોલ્જરો સાથે જુવાન હેવેલોકે પુલ ઉપર હલ્લો કર્યો. ગોળીઓની ઝડી વરસી રહી હતી. બેપાંચ મિનિટમાં જ એ પચીસ પૈકી કેટલા બાકી રહ્યા હતા? પરંતુ જુવાન હેવેલોક તો–અરે સાવચેત, ભાઈ, સાવચેત! એક નીડર શૂરવીર સિપાઈ પૂલ ઉપર કૂદી આવ્યો છે અને તારા પર જ નિશાન લઈ રહ્યો છે! એ શૂરવીર ક્રાંતિકારી જુવાન હેવેલોકથી દશ વારને અંતરે જ આવી પહોંચ્યો, આખા અંગ્રેજ લશ્કરની સામે ત્યાં શાંતિથી ઊભો રહ્યો અને ધીરજથી હેવેલોક પર નિશાન તાક્યું! ગોળી છૂટી–પણ અરધા ઈંચનો જ તફાવત રહી ગયો! ગોળી કપાળમાં વીંધાવાને બદલે માથાના ટોપની અંદર ઘૂસી ગઈ. દરમિયાન અનેક અંગ્રેજ બંદૂકો એ સિપાઈ સામે નોંધાઈ ગઈ; છતાં એ નીડરપણે શાંતિથી પૂલ ઉપર જ ઊભો રહ્યો અને ફરી પોતાની બંદૂક ભરવા લાગ્યો! આખરે ઓ નીરનર! તું હેવેલોકને હાથે જ વીંધાયો, પણ તને ખરેખર ધન્યવાદ, ઘટે છે કે સ્વાતંત્ર્યસંગ્રામમાં એક વીરનરને છાજતા મૃત્યુને તું નીડરતાથી ભેટ્યો! અને તુરત થોડી વારમાં તો આખું અંગ્રેજ લશ્કર પૂલ ઉપરથી આગળ વધી અંદર ઘૂસવા માંડવાને કારણે પૂલ પોતે જ

મૂઝ રહ્યો. ક્રાંતિકારીઓને પાછા હઠવું પડ્યું, ને અંગ્રેજો આગળ વધ્યા. પૂલ નીચે તૂટી પડ્યો. લખનૌનો પહેલો, બીજો, ત્રીજો બધા રસ્તાઓ અંગ્રેજોના હાથમાં આવ્યા. અને અંગ્રેજો પણ વિજય પૂર્વક આગળ વધવા માંડ્યા. આખો દિવસ ઠેરઠેર ઝપાઝપીઓ ચાલ્યા કરતી હતી અને લોહીના તો ખાબોચિયાં ભરાઈ ગયાં હતાં! આથી ઔટ્રામે તા. ૨૦ મીની રાત તો બહાર જ ગાળવાનો વિચાર સૂચવ્યો. પણ નહિ, શૂરા હેવેલોક ને એમ આરામ લેવાનું ગમે એમ? રેસીડન્સીમાં સાક્ષાત્ મૃત્યુના મોંમાં સપડાયેલા તેના દેશભાઈઓ માટે એકેક રાત એકેક યુગસમાન જતી હતી. આથી હેવેલોક આગળ કૂચ કરી ગયો. નીલ પણ પાછળ આવી પહોંચ્યો. પણ એ જ વેળા અંગ્રેજી લશ્કર રસ્તો ભૂલ્યું અને બરાબર ક્રાંતિકારીઓની તોપોની મર્યાદામાં જ આવી ગયું. છતાં નીલના ધસારો તો ચાલુ જ હતો. જ્યારે તે ખાસ બજારની મોટી કમાનમાં આવી પહોંચ્યો ત્યારે તેનું ધ્યાન અંગ્રેજી તોપખાનું ઘણું પાછળ રહી ગયાની હકીકત તરફ ખેંચાયું. તોપખાનું કેટલું પાછળ છે એ જાણવા તેણે ઘોડાની લગામ ખેંચીને પાછળ વાળી જોયું. આ જ બરાબર અનુકૂળ લાગ હતો! દેશના વેરનો બદલો લેવાની આ જ ખરી પળ હતી! કમાન પર બેઠેલા વીરનર! આ વેળા ભલે ને તારે મૃત્યુને ભેટવું પડે તોપણ આ તકનો પૂરેપૂરો લાભ તારે ઉઠાવવો જ જોઈએ. પળ વારમાં કમાન પર છુપાઈને બેઠેલા એક ક્રાંતિકારી સિપાઈએ નિશાન તાકી ગોળી છોડી, જે બરાબર નીલના ગળામાં ઘૂસી ગઈ અને ધડ કરતો તે નીચે ગબડી પડ્યો—યમસદન પહોંચ્યો! એને માનવતાનું સદ્‌ભાગ્ય માનો કે દુર્ભાગ્ય ગણો, પરંતુ આખા અંગ્રેજી લશ્કરમાંથી એના જેવો શૂરો, એના સરખો ક્રૂર, એવો તુમાખીભર્યો, એવો નીડર, એવો ધીરજવાળો ને લાગણીહીન માણસ બીજો જડવો મુશ્કેલ હતો!

પણ અંગ્રેજી લશ્કરની એ જ ખાસ ખૂબી હતી કે એક જ વ્યક્તિ ઉપર - ભલે પછી તે નીલસમી અસામાન્ય કાં ન હોય? - એનું કામ કદી અવલંબી રહેતું નહિ. નીલના મૃત્યુથી લશ્કરમાં જરા પણ ગરબડ પેદા થઈ નહિ. અગાઉની પેઠે જ અંગ્રેજી લશ્કર રેસીડન્સી તરફ આગળ વધ્યે જ ગયું. જે ખાસ બજારમાં ગળામાં ગોળી લાગવાથી નીલ મરણશરણ થયો હતો, તે સ્થળે અંગ્રેજ લોહીની કદાચ નદીઓ વહી હોત તોપણ અંગ્રેજ લશ્કર અગાઉની પેઠે જ આગળ વધ્યે જતું જોઈ શકાત. જે વેળા તે બજારમાંથી પસાર થઈ રહ્યું હતું તે વેળા રેસીડન્સીની અંદરથી મળતા અભિનંદનના હર્ષોદ્ગારોનો શોર તેને કાને સંભળાતો હતો, અને તેઓ પણ સામેથી એવો જ જવાબ આપતા હતા. ખરેખર, હેવલોકે પોતાના દેશબાંધવોને ખુદ મૃત્યુદેવના મોંમાંથી જ બહાર ખેંચી કાઢ્યા હતા! તે વેળાનું વર્ણન ત્યાં હાજર રહેલા કેપ્ટન વિલ્સનની કલમમાંથી લખાયેલું હોય તે જ વધારે યોગ્ય ગણાશે. "પગલે પગલે વધતી જતી મરણસંખ્યાને કારણે અંગ્રેજોનું લશ્કર ઘટયે જતું હતું છતાં આખરે ગોરું લશ્કર રેસીડન્સી સુધી પહોંચી તો ગયું જ. તેને આવી પહોંચેલું દેખતાં જ ઘેરાઈ પડેલા સહુની શંકા અને ભય સર્વાંગે વિલીન થયાં. પોતાને છોડાવવા મારમાર કરતા આવી પહોંચેલા મુક્તિદાતા બાંધવો પર તેમણે ધન્યવાદ અને અભિનંદનોનો વરસાદ વરસાવ્યો. માંદા અને ઘાયલ લોકો પણ રુગ્ણાલયમાંથી ખોડંગતા અગર ટેકો લેતા બહાર નીકળ્યા અને જયનાદની અવિરત ઘોષણાઓથી તેમણે આખું વાતાવરણ ગજવી મૂક્યું ભરી દીધું. ઘેરાયેલા અને મુક્તિદાતાઓ તુરત ભેટી પડ્યા. તે વખતનું વર્ણન કરવું અશક્ય છે. જે સ્ત્રીઓએ પોતાના પતિના મૃત્યુના સમાચારો આ પહેલાં સાંભળેલા, તેઓ અત્યારે એ જ પતિઓના ભુજપાશમાં લપેટાઈને પરસ્પર સુખનો સાગર વહાવી રહી હતી! ઊલટ પક્ષે જેઓ પોતાના

પ્રિયજનના પ્રેમાલિંગનની ભારે ઉત્કંઠાથી રાહ જોઈ રહી હતી તેમને માટે પોતાના પ્રિયજનને દેખવાનો છેવટનો આશાતંતુ પણ મૃત્યુદેવે સદાને માટે તોડી નાખ્યાનું તેમણે પહેલી જ વાર જાણી લીધું !"

લખનૌની રેસીડન્સીનો ઘેરો–લડાઈ સતત ૮૭ દિવસ સુધી ચાલી; એમાં કુલ ૭૦૦ માણસો મૃત્યુ પામ્યા હતા; આશરે ૫૦૦ યુરોપિયન અને ૪૦૦ હિંદીઓ (ઘાયલ તેમ જ જીવતા મળીને) જે બાકી રહ્યા હતા, એમને છોડાવવા માટે કૂચ કદમ દોડી આવેલ હેવેલૉકના લશ્કરમાંથી રેસીડન્સીએ પહોંચતાં સુધીમાં ૭૨૨ આદમીઓ ઠાર થયા હતા. લખનૌના આ વિજયની પાછળ આટલા શૂરવીરોના જાનનું બલિદાન દેવાયું હતું !

પરંતુ ઓ ક્રૂર નિરાશા ! તું સદાય અજીત જ રહી છે ! હેવેલૉકે ગમે તેટલી મારમાર ઉતાવળ કરી હોય, પરંતુ તેં તેનો પીછો છોડ્યો નહિ ! રેસીડન્સીએ પહોંચ્યો ત્યાં સુધી આટઆટલી લડાઈઓ ને રક્તપાત પછી ક્રાંતિકારીઓના પંજામાંથી પોતે અંગ્રેજ સત્તાને મુક્ત કર્યાનો સંતોષ તે અનુભવતો હતો ખરો; પરંતુ રેસીડન્સીની અંદર દાખલ થયા પછી એનો એ ભ્રમ દૂર થયો. ગંગા કાંઠે હતો ત્યારે એણે જે સવાલ પોતાની જાતને પૂછ્યો હતો એ જ સવાલ હવે ફરી તે પોતાની જાતને પૂછી રહ્યો : "લખનૌ માટે ખરેખર હું શું કરી શક્યો ? અહીંના લોકોને મેં ઘેરામાંથી છોડાવ્યા કે માત્ર તેમને મદદ જ પહોંચાડી ?" હેવેલૉકનું લશ્કર રેસીડન્સીમાં આવી પહોંચવાને પરિણામે ઘેરો તો ઊઠી ન જ શક્યો, પરંતુ હવે તો રેસીડન્સી સાથે પોતાનું લશ્કર પણ ક્રાંતિકારીઓની વચ્ચે ઘેરાઈ પડ્યું ! પરિણામે દરેક જણ એ જ સવાલ પૂછતો થયો: "હેવેલૉકે સાચેસાચ આપણને મુક્ત કર્યા છે કે આપણી સાથે જ ઘેરાઈ જવા માટે તે અહીં આવેલ છે ?"

આમ હેવેલોકનું આગમન કેવળ નામનું જ બની ગયું! પાંડેના પંજામાંથી લખનૌના અંગ્રેજોને છોડાવવાને ઇરાદે હેવેલોક અને ઔટ્રામ જેવા બે જનરલોની સરદારી તળે નીકળેલું, રસ્તામાં અનેક સ્થળે ઝપાઝપી અને લડાઈઓ લડતું લખનૌ આવી પહોંચેલું આ લશ્કર લખનૌનો ઘેરો દૂર કરવામાં નિષ્ફળ નીવડયું, ને અંદર દાખલ થવાનો પ્રયત્ન કરવા જતાં ખુદ પોતે જ ઘેરાઈ ગયું! અંગ્રેજો ધારતા હતા કે હેવેલોકનું લશ્કર રેસીડન્સીમાં આવી પહોંચશે એટલે પાંડેનું લશ્કર ઘેરાઈ ને ભાગી જશે. પરંતુ એમની એ સઘળી આશાઓ ધૂળ મળ્યાનું દશ્ય જ હિંદુસ્તાને જોયું! લખનૌ મૂકીને ન તો 'પાંડે' લશ્કર રવાના થઈ ગયું કે ન તો અંગ્રેજો જોડે સમાધાનની તેણે વાતો ચલાવી; ઊલટાનું ક્રાંતિયુદ્ધની ભભૂકતી જતી જ્વાળાઓથી વધારે જુસ્સામાં આવી જઈ, હેવેલોક જેવો રેસીડન્સીમાં દાખલ થયો કે આસપાસની મારાની જગ્યાઓ તેણે સર કરી લીધી અને રેસીડન્સીને પૂરી ઘેરી લીધી. રેસીડન્સીમાં દાખલ થતી વેળા અંગ્રેજ લશ્કરનો એક વિભાગ આલમબાગ નજીક પાછળ રહી ગયો હતો; મુખ્ય લશ્કર (અંદર ગયેલા) સાથે ભળી જવાનો લાભ તેને મળ્યો નહોતો. આ રીતે તે દિવસની ખૂનખાર લડાઈમાં રસ્તે પથરાયેલા લોહીના પાટ પૂરા સુકાયા પહેલાં જ, અંગ્રેજોની જીત અને પોતાનો પરાજય કશાથી નાહિંમત થયા વિના, સ્વાતંત્ર્યપ્રેમી એ લખનૌ શહેરે ફરી એક વખત અયોધ્યાની અંગ્રેજ રાજસત્તાને ઘેરી લઈને શીસામાં ઉતારે તેમ પૂરી દીધી!

આ વેળા સ્વાતંત્ર્યસંગ્રામમાં 'પાંડે' લશ્કરે કેવળ લખનૌના અંગ્રેજોને જ આમ સાંપટમાં લીધા હતા એવું નથી; પેશાવરથી અલીગઢ સુધી પથરાયેલા અંગ્રેજ લશ્કરના સઘળા ભાગોને ભારે તંગ દશામાંથી પસાર થવું પડતું હતું. હેવેલોકની સરદારી તળે લખનૌને સર કરવા માટે સઘળું લશ્કર મોકલાઈ ગયું હતું. પરંતુ એ બધી

પલટનોની મદદ છતાં રેસીડન્સીમાં ઘેરાયેલ લશ્કરને મુક્ત કરવાને બદલે હેવેલોકનું જ લશ્કર રેસીડન્સીમા ઘેરાઈ ગયું; આમ થતાં જ લખનૌ પ્રાતની અંગ્રેજ સત્તા ઊલટાની નબળી બની ગઈ જોકે આ અરસામાં જ દિલ્હી પડ્યુ હતું, તોપણ દિલ્હીમાથી કુમક પહેલું લશ્કર મદદે આવે એ અશક્ય હતું. કેમકે દિલ્હી પ્રાંતમા સળગી ઊઠેલો દાવાનળ ઓલવી ત્યાં શાંતિ સ્થાપવાનું મુશ્કેલ કાર્ય હજુ એને બજાવવાનું બાકી હતુ. આ કારણે સરસેનાપતિએ લખનૌ અને આસપાસનાં અંગ્રેજ લશ્કરોને પોતાના જ બળ ઉપર આધાર રાખી ક્રાંતિકારીઓ સાથે લડતાં રાખીને, આખા હિંદની બ્રિટિશ સત્તાના સંકટને હળવું કરવાને ઈરાદે બીજા અગત્યના કામમા તેણે પોતાનું ધ્યાન પરોવ્યું.

અંગ્રેજોનો નવો સરસેનાપતિ કોલીન કમ્પબેલ તા. ૧૩મી ઑગસ્ટના રોજ કલકત્તા આવી પહોંચ્યો હતો તે દિવસથી માંડીને તા. ર૭મી ઑક્ટોબર સુધી ક્રાંતિકારીઓના કબજામાંથી હિંદુસ્તાન આખો પાછો પડાવી લેવા અર્થે એક વિશાળ યોજના વિચારી એને સફળ રીતે પાર ઉતારવા માટે એ ભારે જહેમત લઈ રહ્યો હતો. મદ્રાસ, સીલોન અને ચીનમાથી આવેલ લશ્કરને એણે વિભાગો પાડી વહેંચી નાખ્યુ કાશીમઝારના દારૂગોળાના કારખાનામા તેણે થોડીએક નવી તોપો પણ ઢળાવી લીધી. હથિયાર, દારૂગોળો, અનાજ, કપડાંઓ અને હેરફેર અંગે તેણે સુંદર ગોઠવણ કરી દીધી. આમ ભવિષ્યની વિરાટ યોજના વિચારવામા અને તેની સંપૂર્ણ ગોઠવણ પાર ઉતારવાના કામમા શરૂઆતના બે મહિના તે ગૂથાઈ રહ્યો હતો. તે દરમિયાન હેવેલોક અને ઑટ્રામ બંને જણા લખનૌની રેસીડન્સીમાં હજુ ઘેરાઈ રહ્યાના સમાચાર તેને મળ્યા. આથી એક વાર હારી ચૂક્યા છતા જેણે ફરી વાર સાંધું જીતવ્યું હતુ તે હુમાયુ

લખનૌના જાતે જ ખબર લઈ નાખવાને ઇરાદે સર કૉલીન કૅમ્પબેલ તા. ૨૭મી ઑક્ટોબરના રોજ કલકત્તાથી એ બાજુ રવાના થવા ઊપડ્યો.

એ જ વેળા થોડું નૌકાસૈન્ય એકઠું કરી કર્નલ પોવેલ અને વિલિયમ પીલની સરદારી તળે તેને નદી રસ્તે અલાહબાદ તરફ રવાના કરી દેવામાં આવ્યું. આ નૌકાસૈન્યને કલકત્તાથી અલાહબાદ ને કાનપુર સુધીને રસ્તે ક્રાંતિકારી ટુકડીઓ ભારે હેરાનપરેશાન કરતી હતી. આ બધી ટોળીઓ એકી સાથે હાથ આવી પડત તો અંગ્રેજોએ એને સારી પેઠે શિખામણ આપી હોત! પરંતુ કુમારસિંહની પૂરેપૂરી તાલીમના પાઠ પઢેલી આ ક્રાંતિકારી લશ્કરની જુદી જુદી ટુકડીઓ અંગ્રેજ લશ્કરની આસપાસ ફર્યાં કરતી, સીધી લડાઈની તક ન આપતાં માત્ર હલ્લા વખતે જ પોતાની હાજરીનો પરચો બતાવતી અને ઇતર વખતે સંતાઈ રહી ગોરીલા લડતની નીતિ અખત્યાર કરતી, પ્રાંતભર ફરી વળી અંગ્રેજોને ત્રાહિ ત્રાહિ પોકરાવી દેતી હતી. કાજવા નદીમાંથી આ નૌકાદળ પસાર થતું હતું ત્યારે એનો કર્નલ માર્યો ગયો; અને જે દહાડો કર્નલ પોવેલના શોણિતમાં ક્રાંતિકારીઓની તલવાર સ્નાન કરતી હતી તે જ દહાડો સરસેનાપતિ કાનપુર આવી પહોંચ્યો. ક્રાંતિકારીઓની છૂપી લશ્કરી ટુકડીઓએ રસ્તે સ્થળે સ્થળે અંગ્રેજ લશ્કરને કેવું હેરાન હેરાન કરી મૂક્યું હશે તેનો પ્રત્યક્ષ કડવો અનુભવ ખુદ સરસેનાપતિને જ આ વખતે મળી ગયો!

સર કૉલીન કૅમ્પબેલે અલાહબાદથી કાનપુર જવા માટે ગાડીનો ઉપયોગ કર્યો હતો. અંગ્રેજોને વાહનો મળવાની પણ મારામાર થઈ પડવાથી સર કૉલીન કૅમ્પબેલને એક સાદી ગાડીમાં પ્રવાસ કરવો પડ્યો. એ દરમિયાન એ જ રસ્તેથી ક્રાંતિકારીઓની એક ટુકડી

૧૦-૧૨ હાથીઓ સાથે પસાર થતી હતી; તેમની સાથે ૨૫ ઘોડે-સ્વારો પણ હતા. સર કોલીન એકલો જ હતો. ગાડી હાંકનારો જ્યારે શેરઘાટી નજીક આવી પહોંચ્યો તે જ વેળા બીજે રસ્તેથી ક્રાંતિ-કારીઓ પણ ત્યાં જ આવી રહ્યાનું તેણે જોયું. ગાડીમાં શો માલ ભર્યો છે એ જાણવાની 'પાંડે' લોકોને બહુ દરકાર નહોતી તોપણ પેલા માલને (?) તેમની ભારે દહેશત હતી! આખું હિંદુસ્તાન છતી લેવા નીકળેલો સરસેનાપતિ જ્યાં કાનપુરને રસ્તે હજુ પ્રસ્થાન આદરે છે ત્યાં તો ક્રાંતિકારીઓની એક ભીષણ ટોળી જ તેની સામે ખડી થઈ ગઈ! આગળ જવાનો વિચાર તુરત માંડી વાળી તેણે ગાડી પાછી વાળવાનું કહ્યું. ગાડીવાળાનો એક જ શબ્દ એના ચીરીને ટુકડેટુકડા કરી નાખવા માટે પૂરતો હતો! અરે, સહેજ ઇશારત કરી હોત તોપણ બસ હતું! કેવળ એક પળવારનું અંતર પડી ગયું; નહિતર સર કોલીનને પકડીને કાં તો કુમારસિંહ પાસે રજૂ કરી દેવામાં આવત, અગર તો તેને યમસદને જ પહોંચતો કરાયો હોત!

આ આપત્તિમાંથી બચી જઈને તા. ૩જી નવેમ્બરે સર કોલીન આખરે કાનપુર પહોંચ્યો. એ સ્થળે બ્રિગેડિયર ગ્રૅંટના હાથ તળે વધારેમાં વધારે લશ્કર એકઠું કરેલું હતું. ઉપર લખેલું નૌકાસૈન્ય પણ બીજા અંગ્રેજ લશ્કર સાથે ત્યાં હાજર હતું. દરમિયાન દિલ્હી પ્રાંતમાંથી રસ્તામાં ક્રાંતિકારીઓને હાંકી કાઢી દિલ્હીના સઘળા લશ્કર સાથે ગ્રેટહેડ પણ ત્યાં આવી પહોંચ્યો. દિલ્હી પડયા પછી આખા પ્રાંતમાં 'શાંતિ' સ્થાપવાની બાબતમાં નીલે અલાહબાદમાં જે શૂરવીરતા (?) દાખવી હતી તેના કરતાં ગ્રેટહેડે દિલ્હી પ્રાંતમાં દાખવેલી શૂરવીરતા તો ક્યાંઈ ચડી જાય એવી હતી. એની સરખા-મણી તો કોઈની સાથે થઈ જ ન શકે! ક્રાંતિની શરૂઆતથી નવેમ્બર સુધી આ પ્રાંત ક્રાંતિકારીઓના હાથમાં હતો; છતાં પ્રાંતની પ્રજાને

એમનો કશો ત્રાસ જણાયો નહોતો. અંગ્રેજો પોતે જ લખે છે : "લોકો ખેતી કરી શકતા હતા; અને શાંતિના સમય જેટલા જ મોટા પ્રમાણમાં અને કશી અડચણ વિના તેમનું કાપણી–લણણીનું કામ નિયમિત ચાલ્યા કરતું હતું. ક્રાંતિકારીઓએ પોતાની ખાસ જરૂરિયાત સિવાય લોકોને કદી પણ હેરાન કર્યા નહોતા. એટલું જ નહિ પરંતુ પ્રાંતમાં જુલમ અને શિરજોરી સરખા ત્રાસને જરા ય ઉત્તેજન આપ્યું નહોતું."[૬] સમગ્ર દેશની સ્વતંત્રતા ખાતર લડી રહેલા સ્વયંસૈનિકોને છાજે એ જ રીતે આખા પ્રાંતમાં 'પાંડે' વર્ત્યા હતા; તેથી ઊલટું સ્વતંત્રતાના વિચારને પણ કચડી નાખવા માગતા બ્રિટિશરોએ ગુલામી ચલાવવા ઇચ્છતા જુલમગારો જ બનાવી શકે એવી ક્રૂરતાથી પ્રાંત આખાનો વિનાશ કર્યો ! અને એ સઘળું શા માટે ! તો 'શાંતિ'ની સ્થાપના અર્થે ! એક પછી એક ગામડાંઓ બાળતા, રસ્તે જતાં હડફેટે ચડતા ગમે તે મજબૂત માણસને ફાંસીએ લટકાવતા, અને જેટલી બેપરવાઈથી જંગલનાં કાગડાચકલાંને મારવામાં આવે તેટલી જ બેદરકારીથી ખેડૂતવર્ગની કતલ કરતા, એટહેડના સિપાઈઓ દિલ્હીથી કાનપુર આવી પહોંચ્યા.

નૌકાદળ અને આ લશ્કરનો ભેટો બીજા ગોરા લશ્કર સાથે કાનપુરમાં જ થયો; ત્યાંથી બ્રિગેડિયર ગ્રાંટ ગંગા સાથે નીચે ઊતરવા માંડ્યો. ઓ ગંગામૈયા! લખનૌને મુક્ત કરવા જવા સારુ તારે કિનારે કેટલાં કેટલાં ગોરાં લશ્કરો ઊતર્યાં હતાં ! અને ઓ અભિમાની અયોધ્યા! હજુ પણ શું તું લખનૌના કાળા ભોંયરામાં ગોંધાયેલ અંગ્રેજ લશ્કરને છૂટું નહિ કરે ? આ નવું ગોરું લશ્કર તને ડારવા માટે આવી પહોંચ્યા છતાં ?

બ્રિગેડિયર ગ્રાંટ પાસે લગભગ ૫૦૦૦ અંગ્રેજ સોલ્જરો અને

૬. *Narrative of the Indian Mutiny.*

તે ઉપરાંત સેંકડો ઊંટો વગેરે સરંજામ હતો. તે ઉપરાંત તેણે લખનૌનો લશ્કર પાસેથી અનાજનો મોટો જથ્થો પોતા સાથે લઈ લીધો હતો. ગ્રાંટનું લશ્કર લડતું લડતું આલમબાગ પાસે જઈ પહોંચ્યાના ખબર મળતાં જ સર કોલીન કેમ્પબેલ કાનપુરથી રવાના થઈને ગંગા ઊતર્યો. પોતાની પાછલી હરોળનું રક્ષણ કરવા માટે તેણે કાનપુરના શીખોની અને અંગ્રેજોની એક ચુનંદી ટુકડી ગોઠવી. આ ટુકડીની સરદારી અનેક યુરોપિયન લડાઈઓમાં કીર્તિ પામેલા વિંડહેમને સોંપવામાં આવી હતી. સર કોલીન તા. ૯ મી નવેમ્બરના રોજ આલમબાગ પાસે મુખ્ય લશ્કરને આવી મળ્યો. આલમબાગના લશ્કરની બરાબર તપાસણી કરી લઈને જુદી જુદી ટુકડીઓ દ્વારા એક સંયુક્ત હલ્લો કરવાની યોજના કેમ્પબેલે ગોઠવી; અને તા. ૧૪ મી નવેમ્બરના રોજ એ યોજના મુજબ તેણે લખનૌ પર ચડાઈ કરવાના હુકમો પણ આપ્યા. આ પહેલાં કેવેનાઘ નામનો એક હિંમતબાજ અંગ્રેજ મોંએ મેશ ચોપડીને હિંદીનો વેશ ધારણ કરી ચોકીદારોને છેતરીને રેસીડન્સીમાં પહોંચ્યો હતો. રેસીડન્સીની અંદર રક્ષણ માટે શી શી ગોઠવણો છે તે જાણી લેવું તેમ જ જે હલ્લો કરવાનું યોજ્યું હતું તે કેવી જાતનો હશે એના વિષે વાટાઘાટ કરી લેવી, એ આની પાછળનો હેતુ હતો. આ માણસે આ અગાઉ કોલીન અને ઔટ્રામના સંદેશાઓ અરસપરસ પહોંચાડ્યા પણ હતા. રેસીડન્સીમાં તેમ જ લખનૌની અંગ્રેજ છાવણીમાં દરેક જણ હવે ૧૪ મી નવેમ્બરની રાહ ભારે આતુરતાપૂર્વક જોઈ રહ્યો. હેવેલોક અને ઔટ્રામે રેસીડન્સીમાંથી બહાર નીકળી ક્રાંતિકારીઓ પર હલ્લો કરવો અને બહારથી બીજી બાજુથી કોલીને તેમને ભીંસમાં લેવા એમ ગોઠવાયું હતું! આ વખતે અંગ્રેજી લશ્કરની છાવણીમાં ૧૮૫૭ માં જેમણે પોતાના નામનો ડંકો વગાડ્યો હતો એવાઓ પૈકી અનેક વખણાયેલા લશ્કરી અમલદારો એકઠા થયા હતા. હેવેલોક, ઔટ્રામ, પીલ (નૌકા-

સૈન્યનો ઉપરી ), ગ્રેટહેડ, દિલ્હીનો હોડસન, લશ્કરનો મુખ્ય ઉપરી હોપગ્રાંટ, આયર અને સરસેનાપતિ કોલીન કેમ્પબેલ, સઘળા અહીં મળ્યા હતા. તે ઉપરાંત તાજામાજા હાયલૅંડર સોલ્જરો, ઘેરાયેલ રેસીડન્સીમાં રણઘેલા બનેલા ઔટ્રામના યુરોપિયન સૈનિકો, 'વફાદાર' પંજાબી જુવાનો અને દિલ્હીમાં વહેવડાવેલા માતૃભૂમિના લોહીથી ખરડાયેલી – લોહીભરી તલવારો ધારણ કરેલા ને વફાદારીમાં ઉક્ત જુવાનોને પણ ચડી જાય એવા વફાદાર શીખ સિપાઈઓ હતા!

આ સઘળું લશ્કર તા. ૧૪મીએ લખનૌ પર ચડાઈ કરવા નીકળી પડ્યું. ક્રાંતિકારીઓ અને અંગ્રેજો વચ્ચે આખો દિવસ ઝપાઝપીઓ ચાલ્યા કરતી હતી. સાંજ સુધીમાં આમ લડતું લડતું અંગ્રેજ લશ્કર દિલખુશબાગ સુધી આગળ વધ્યું. એ જ સ્થળે રાત પસાર કરવાનું નક્કી કરીને સર કોલીને ત્યાં જ ડેરા નાખ્યા. ક્રાંતિકારીઓએ વચ્ચે વચ્ચે આખી રાત તેમના પર હલ્લા કરવાનું ચાલુ રાખ્યું હતું તોપણ તેને ગણકાર્યા વિના અંગ્રેજ લશ્કરે રાત્રિ ત્યાં જ પસાર કરી. બીજે દિવસે સવારે પોતાના લશ્કરની બરાબર પુનર્રચના કરીને તા. ૧૬મી નવેમ્બરે ફરી લખનૌ પર ચડાઈ કરવાનો તેણે હુકમ આપ્યો. તુરત સાગરનાં મોજાંઓ પેઠે આગળ ધસતું અંગ્રેજી લશ્કર સિકંદરબાગ ઉપર વેગભેર તૂટી પડ્યું. અંગ્રેજો ત્યાં પહોંચતા સુધી ક્રાંતિકારીઓએ ખાસ કોઈ જાતનો અવરોધ ન આણ્યો. પણ ત્યાંના ક્રાંતિકારીઓના આગેવાને ( નામ તો ગમે તે હોય ) ખરેખર ભારે અદ્‌ભુત રણયોજના-કૌશલ્ય દાખવ્યું. જે વેળા સ્વિાર્ટના હાથ તળેના હાયલૅંડરો અને પોવેલના હાથ તળેના શીખો ભીષણ ગર્જના સાથે સિકંદરબાગ ઉપર હલ્લો કરતા તૂટી પડ્યા, તે વેળા તો એમ જ થઈ ગયું કે અંગ્રેજ લશ્કરના આ સાહસી આક્રમણ આગળ બધાના ભૂકેભૂકા ઊડી જશે. શીખ સુબેદાર ગોકુળ-સિંહ તો પોતાની તલવાર હવામાં વીંઝતો હાયલૅંડરોને પોતાથી આગળ

વધવા ન દેવા ખાતર મરી ખૂટવાનું પોતાના સિપાઈઓને સૂચવી રહ્યો હતો – ઉત્તેજી રહ્યો હતો. અભાગી લખનૌ ! તારું લોહી સહુથી વધારે કોણ પી શકે છે એની જાણે કોઈ ક્રૂર શરત મંડાઇ હોય તેમ શીખ અને હાયલન્ડરોએ ભયંકર પ્રલય વરતાવ્યો ! પરંતુ સિકંદરબાગના કાળમીંઢ પથ્થર તેમનાથી કોઇ રીતે ચસતા નહોતા. અને એ પણ તોડી નાખવામાં આવ્યા ત્યારે અંદરના બહાદુર વીરો એક તસુ પણ પાછું પગલું ભરતા નહોતા! બીજી બાજુ માત્ર કોણ વધારે આગળ ધસી શકે છે એ અંગે હાયલૅંડર અને શીખો વચ્ચે હોડ મંડાઈ હતી. બંને જણા આગળ વધવા અસાધારણ પ્રયત્ન કરતા હતા છતાં ગાબડામાં સહુથી પહેલો ઘૂમી જનારો તો શીખ જ નીકળ્યો! એના એ દેશદ્રોહના પરાક્રમનું જાણે ઇનામ અપાતું હોય તેમ એક ગોળી સૂસવાટ કરતી તેની છાતીમાં ઘૂસી ગઈ! એ પડતાં જ પાછળ ગાબડામાં તુરત કૂપર દાખલ થયો. તેની પાછળ ઇવાર્ટ, કૅપ્ટન જ્હોન લંપ્સડેન અને તુરત શીખો તથા હાયલૅંડરો, બધા અંદર પેઠા. આ બધું લશ્કર એટલી તો ઝડપથી અંદર દાખલ થયું હતું કે એમને જોતાં પ્રથમ તો અંદરના સિપાઈઓ ઘડીભર ચમકી ઊઠ્યા. પરંતુ જે વીરશ્રેષ્ઠે એ દહાડો સિકંદરબાગની લડાઈની આગેવાની ઉઠાવી હતી, તે છેક સામાન્ય કોટિનો આદમી નહોતો. પાછા હઠવાનો વિચાર સરખો એના દિલને સ્પર્શી ન શક્યો!

"જીતશું અથવા મરશું ! મરશું અગર જીતશું !" આવા ઉદ્‌ગારો તો માત્ર સ્વતંત્રતા અર્થે પ્રાણ કુરબાન કરી જંગમાં ઝંપલાવનારા વીર નરોને મોંએ જ શોભી શકે. બાગમાં ઘૂસી જનારાઓમાં કૂપર સૌથી મોખરે હતો. એને પહેલો ઠાર કરવાનું સિપાઈઓને સૌથી વધારે અગત્યનું લાગ્યું. અને એ કામ તો લુધિયાનામાં ફિતુર કરી ઊઠેલી બહાદુર પલટનના આગેવાન સિવાય બીજું કોણ કરી શકે? તેણે કૂપર તરફ જોયું અને સીધો એના પર જ નિશાન તાકી એ દોડ્યો.

ખણખણાટ સાથે તલવાર પર તલવાર અફળાઈ પડી એ ટકો ખરેખર કેવો ભીષણ અને ઊંડો જખમ કરનારો હતો ! એની સાથે બને જણા સામસામાને કાપી ધરતી પર પટકાઈ પડ્યા લમ્પ્સડેન પોતાની તલવાર હવામાં વીંઝતો ગર્જી ઊઠ્યો "હોશિયાર ! ઇંગ્લૅંડની પ્રતિષ્ઠા જાળવવા હવે આગળ ધસો !" કેવી તુમાખી ! ઇંગ્લૅંડની પ્રતિષ્ઠા ખાતર ધસો ! ત્યારે શું હિંદુસ્તાનને પોતાને શી આબરૂ કે પ્રતિષ્ઠા નહિ જ હોય ? પણ લમ્પ્સડેનના આવાહનના ઉત્તરરૂપે ભાઈ ઇંગ્લૅંડનો ગોરો હાઈલૅંડર આગળ વધે તે પહેલાં જ હિંદુસ્તાનની પ્રતિષ્ઠા વધારનારો એક 'કાળો' સૈનિક આગળ વધ્યો અને– અને લમ્પ્સડેનના મૃતદેહમાંથી ધખધખ કરતી લોહીની નીક વહેવા માંડી ! આવી જાતની હાથોહાથની લડાઈનો તુમુલ સંગ્રામ જામ્યો હતો, દરમિયાન એક બીજા છેડાની દીવાલ ઉડાવીને અંગ્રેજો અંદર દાખલ થયા હવે બાગને માટે વિજયની આશા રહી નહિ વિજયની સઘળી આશાઓ ખલાસ થઈ છતાં, સિકંદર બાગ ! તું શું આમ ને આમ સૂનમૂન ઊભો રહીશ ? ભલે, ભલે ચાલ્યા કરે તારી એ લડાઈ ! વિજય છટકી ગયો તો ભલે જતો, પણ પ્રતિષ્ઠા જવા દીધી નહિ પાલવે ! કીર્તિમાં કલંક લાગ્યું સહન નહિ થઈ શકે ! કર્તવ્યબુદ્ધિથી જ હવે લડવાનું છે ! બારણે બારણે, ખૂણે ખૂણે, દરેક જગ્યાએ તલવાર સામે તલવાર ભીડાઈ ગઈ હતી લોહીના ફુવારા ઊડી રહ્યા હતા ! મેલિસન લખે છે "સિકંદરબાગનો કબજો લેવા માટે મચાયેલું યુદ્ધ લોહીથી ખરડાયેલું અને જીવ સટોસટનું જ હતું ક્રાંતિકારીઓ તો નિરાશાજનિત ક્રોધથી સળગી ઊઠી લડતા હતા. અમારા સૈનિકો અંદર ઘૂસી ગયા હતા છતાં કાપાકાપી અટકતી નહોતી દરેક ઓરડો, સીડીનું દરેક પગથિયું, અને બુરજનો ખૂણેખૂણો લડી લડીને જ તાબે કરવો પડતો હતો અને જ્યારે વિજેતાઓએ આખો બાગ પૂરો તાબે કરી આસપાસ

નજર ૈવી ત્યારે ક્રાંતિકારીઓના બે હજાર શબોનો ઢગનો ખડકાયેલો તેમણે જોયો ! એમ કહેવાય છે કે એ બાગનું સંરક્ષણ કરવા રોકેલા માણસોમાંથી કેવળ ચાર આદમીઓ જ જીવતા રહ્યા હતા. પરંતુ એ કથન પર બહુ વિશ્વાસ મૂકવા જેવું નથી લાગતું !" ૭

સ્વાતંત્ર્ય માટે સિકંદરબાગમાં ખાડાની ધારે કપાઈ મૂએલા ઓ બે હજાર શહીદો ! આ કૃતજ્ઞતાદર્શક ઇતિહાસ—આ ગ્રંથ તમારી સ્મૃતિમાં સમર્પણ હો ! એ હજાર શહીદોના—દેશભક્તોના શોણિતને આ ઇતિહાસ સમર્પણ હો ! દેશ ખાતર આમ લડી ખૂબ્બા કટિબદ્ધ થએલા ઓ વીરનરો ! તમે ક્યાંના હતા ? તમે કોણ હતા ? તમારાં પુણ્ય નામ શાં હતાં ? આદર્શનો તેજસ્વી અગ્નિ તમારા હૈયામાં ક્યારે ચેતી ઊઠ્યો ? જાનની કુરબાનીભર્યાં આ યુદ્ધમાં તમારો આગેવાન કોણ હતો ? કેવળ માનવજાતની સેવા અર્થે તમે તમારા જાનની કુરબાની કરી—દેશ ખાતર તમારા પ્રાણ તમે ન્યોચ્છાવર કરી દીધા ! પણ તમારો નામોચ્ચાર કરીને—અરે સામાન્ય માહિતી પામીને પુણ્યસ્મરણ કરવાનું સદ્‌ભાગ્ય પણ કમનસીબે અમને લાધ્યું નથી ! આ ઇતિહાસ તમારી એ અનામી પુણ્યસ્મૃતિને જ અર્પણ હો ! વિજયની વરમાળ ભલે તમે ન પામી શક્યા, પરંતુ તમે તમારી કીર્તિને જરા પણ કલંકિત થવા નથી દીધી. તમારા એ પરાક્રમોના પુણ્યે ભૂતકાળનું કલંક ધોવાઈને એ સવિશેષ સમુજ્જ્વળ બનો ! તમારા એ પરાક્રમો ભાવિને માટે પ્રેરણાસ્થાન અને ચેતનદાયી બનો !

ઓ સ્વાતંત્ર્યશહીદો ! ખરેખર તમે તમારી કીર્તિને લેશ પણ કલંક લાગવા નથી દીધું. પણ— પણ સિકંદરબાગમાં તમે જે જાતનાં બલિદાનો આપ્યાં તે કુરબાની જો સવેળા ને યોગ્ય અવસરે થઈ હોત તો વિજયની વરમાળ અવશ્ય તમારા ગળામાં જ આરોપાઈ

૭ Malleson's *Indian Mutiny* Vol IV, page 132

હોત હવે તો તમારા શત્રુઓનુ બળ તમારા કરતા અનેકગણું વધી ગયુ છે, હજારો નવાનવા સૈનિકો શત્રુપક્ષે લડવા હવે જોડાઈ રહ્યા છે દિલ્હીના પતનને કારણે તેમના મગજ પર લડાઈનુ ભારે દબાણ હવે હળવુ થયુ છે, જીતને કારણે તેમની માનસિક હિંમત ઘણી વધી ગઈ છે, ત્યારે અપયશને કારણે તમે એટલા પ્રમાણમા નાહિંમત થયેલા છો। લખનૌની જમીન એટલી તો ઊખર અને વેરાન છે કે બે હજાર શહીદોના લોહી રેડાવા છતા એ એમ દળદુપ થશે કે કેમ એ જ શકાભર્યુ છે। જે વેળા રેસીડન્સી કમજોર હતી, તે વેળા પડેને જ ધડાકે તમે જો 'જીતશુ અગર ખુવાર થશુ।' તો નિશ્ચય કરી હિંમતથી આગળ વધ્યા હોત તો માત્ર અરધા જ કલાકમા સ્વાતંત્ર્યની યશકલગી હિંદુસ્તાનને શિરે ચોડાઈ ચૂકી હોત। તમારાથી બની શક્યો સઘળો ત્યાગ–પ્રાણાર્પણ પણ તમે કરી છૂટ્યા, તમે મૃત્યુને ભેટ્યા। પરંતુ એ 'દિવ્ય ક્ષણ' હાથમાથી સરી ગઈ તે તો ગઈ જ। એ સોનેરી તક ફરી શાની સાપડે ? ક્રાંતિકારીઓએ આડેના જંગોમા અનેક વાર એ-નાદ ક્ષણના વિલબને કારણે જે સત્યાનાશ વળે છે, એનુ પુનર્જીવન પાછળથી યુગાનુયુગ ખુવાર થયા કરીએ તોપણ પ્રાપ્ત કરી શકાતુ નથી એ ક્ષણે લોહીના એક જ બિંદુએ તમને યશ અપાવ્યો હોત। હવે વહાવેના શોણિતના સાગરો ભલે તમને કીર્તિ અપાવે, પરંતુ યશપ્રાપ્તિ તો નહિ જ કરાવી શકે ક્રાંતિના મહાઝંઝાવાતમા હ થથી ગુમાવેલી એક મામુલી ક્ષણ પણ સર્વનાશને નોતરે છે। પાછળ ભરેલુ એક પગલુ પણ જાત પર આપત્તિઓના ડુંગરાઓ ગબડાવી પાડે છે। કેવળ ક્ષણને માટે જીવી જવાની મોહક આશા જ જીવનના ધ્યેયને મૃત્યુની મહાકંદરામા ફેકી દઈ સદાને માટે દફનાવી દે છે।

સિકંદરબાગની પેઠે જ બીજે સઘળે સ્થળે અખૂટ લોહી રેડાઈ રહ્યા હતા દિલખુશબાગ, આલમબાગ અને શાહનઝફમા શત્રુઓ સાથે

રાતદિવસ ઘનઘોર યુદ્ધ ચાલ્યા જ કરતુ હતું એકાએક સૂર્યોદય થતાં જ લખનૌમા નગારાઓના ધણેણાટ થવા માડયા, રણવાદ્યોનો સતત શોર મચી રહ્યો, અને ફરી એક વાર એ પાવન લખનૌએ શત્રુઓ સાથે ઘોર સગ્રામ આદરી દીધો. આજે મોતીમહાલમા ખેલાયેલુ યુદ્ધ ગઈ કાલે શાહનજફમા ખેલાયેલ યુદ્ધ કરતા લેશ પણ ઓછુ ભયકર નહોતુ. પરતુ આખરે અગ્રેજો જ ચોક્કસપણે વધારે જોર પર આવ્યા, ને અત્યાર સુધી રેસીડન્સીમા પુરાઈ રહેલા તેમના દેશભાઈઓને છોડાવવા તેઓ શક્તિમાન બન્યા તા ૧૭, ૧૮ તેમજ તા ૧૯ થી ૨૩ સુધી લખનૌમા ખૂનખાર જગ મચી રહ્યો હતો, પરતુ આખરે ઘેરાઈ પડેલા અને તેમને મુક્ત કરવા આવી પડેલા લશ્કરો એકમેક થયા અત્યાર સુધી મૃત્યુની ઘેરી છાયાથી વિષાદ અનુભવતી રેસીડન્સી હવે હર્ષ અને આનદથી ઉલ્લસિત બની ગઈ પરતુ ક્રાંતિકારીઓએ અગ્રેજોના એ વિજયને પણ ગણકાર્યો નહિ! અગ્રેજોના બન્ને લશ્કરો હવે ભેગા થઈ ગયા હતા, તેમ જ આખુ લખનૌ શહેર જાણે લોહીના સાગરમા તરતુ હોય એવુ બની ગયુ હતુ, તોપણ તેમને મોએ શરણાગતિ અગર તો પીછેહઠનો એક અક્ષર પણ નીકળ્યો ન હતો! તેમની આવી અસાધારણ લડાયક અને જિદ્દી વૃત્તિને કારણે યુદ્ધનો અત ક્યારે આવશે તે ય નક્કી નહોતુ! આથી સર કાલીને ફરી વાર લશ્કરની પુનર્રચના શરૂ કરી. રેસીડન્સીના સઘળા સૈનિકોને પણ ખેચી લઈને તેણે આખુ લશ્કર દિલખુશબાગમા જમા કર્યું આલમબાગમા ઔટ્રામના હાથ તળે તેણે ચાર હજાર સિપાઈઓ અને પચીસ તોપો જેટલુ લશ્કરી બળ સોપ્યુ હતું આ રીતે ભાવિ યુદ્ધની તેણે પૂરેપૂરી ગોઠવણ અને તૈયારી કરી લીધી. સિવાય અત્યાર સુધી અગ્રેજોને મળેલા વિજય સારુ તેણે સઘળા સિપાઈઓની તેમણે દાખવેલી શૂરવીરતા, શિસ્ત અને આજ્ઞાપાલનવૃત્તિ માટે મુક્ત કઠે પ્રશંસા કરી બેશક, આ

## પ્રકરણ છઠ્ઠું

### તાત્યા ટોપે

જુલાઈની તા. ૧૬ મીએ કાનપુરમાં ' બળવાખોરો 'નો પરાજય થયા પછી શ્રીમંત નાનાસાહેબ કાનપુર છોડી બ્રહ્માવર્ત તરફ ઊપડી ગયા. તે જ દિવસે તા. ૧૬મી જુલાઈની રાત્રે બ્રહ્માવર્તમાં પોતાના રાજમહેલમાં બેઠાં બેઠાં નાનાસાહેબે ભાવિ યોજનાઓની વિચારણા કરી. તેને બીજે જ દિવસે સવારે પોતાના નાના ભાઈ બાળાસાહેબ, ભત્રિજા રાવસાહેબ, એડીકેમ્પ તાત્યા ટોપે, રાજકુટુંબની સ્ત્રીઓ, ખજાનો અને અનાજસામગ્રી સાથે શ્રીમંત નાનાસાહેબ ગંગાકાઠે તેમને માટે તૈયાર કરી રાખેલી હોડીઓ તરફ રવાના થતા દેખાયા. લખનૌ પ્રાંતના ફતેહપુર શહેરમાં જવાની નાનાસાહેબની યોજના હતી. ફતેહપુરમાં તેમના એક ખાસ મિત્ર ચૌધરી ભોપાલસિંહ રહેતા હતા. તેમણે નાનાસાહેબનું સારુ સ્વાગત કર્યું અને પોતાના મકાનમાં તેમને રહેવાની સગવડ કરી આપી. જે વેળા સઘળું લશ્કર લઈ હેવેલોક કાનપુરને ઘેરો ઘાલી લખનૌ પર ચડાઈ કરવાની યોજના વિચારી રહ્યો હતો તે જ વેળા નાનાસાહેબ હેવેલોકનો કઈ સારામા સારી રીતે સામનો કરવો એની મસલત પોતાના રાજદ્વારી સલાહકારોની સાથે મળીને ચલાવતા હતા.

અને આવી વિકટ પરિસ્થિતિમાં બરાબર બંધ બેસતો આવે એવો માર્ગ સૂચવનાર એ સલાહકાર મંડળમાં અસાધારણ બુદ્ધિશાળી એક જ વ્યક્તિ હાજર હતી. આવી કૂટ સમસ્યાઓનો ઉકેલ શોધવા અર્થે એની અતિ સૂક્ષ્મ બુદ્ધિ સદા ય તત્પર જ રહેતી ! અત્યાર સુધી

વખાણનો મોટો હિસ્સો હેવેલોકને ભાગે જ અર્પણ થયો એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય !

પરંતુ આના ચાલુ સર્પણે પ્રાપ્ત કરેલા વિજયના આનંદમાં અંગ્રેજી લશ્કર ગરકાવ હતું તે દરમિયાન, એ વિજયનો મુખ્ય જશભાગી યોદ્ધો હેવેલોક અચાનક મૃત્યુ પામ્યો. લખનૌની રણભૂમિની અસાધારણ ગરમી અને સતત ચિંતા તથા નિરાશાને પરિણામે હેવેલોક ધીરે ધીરે ઘસાતો જતો હતો, અને આખરે વિજયની છેલ્લી ક્ષણે જ મૃત્યુએ એને ખેંચી લીધો. તા. ૨૪ મીના રોજ હેવેલોકના મૃત્યુને પરિણામે અંગ્રેજોના આનંદમાં જાણે ઝેર ભેળવાયું. છતાં એ સમય મરેલા પાછળ આંસુ ઢાળતા બેસી રહેવાનો નહોતો, અધૂરું રહેલું કાર્ય પૂરું કરવું એ પહેલું અને અગત્યનું કામ હતું. લખનૌ સર કરતા કરતાં જો હેવેલોકનું મૃત્યુ થયું હોય તો એનું સાચું સ્મારક અને ગૌરવ લખનૌ પૂરેપૂરું સર કરવામાં જ સમાયેલું હતું !

પણ લખનૌ સંપૂર્ણપણે સર કરી લેતાં પૂર્વે જ કાનપુર પાસે તોપોની આ અચાનક ઘણેણાટી ક્યાંથી શરૂ થઈ? છટ, એમાં ધ્યાન આપવાની જરૂર જ નથી ! જ્યાં સુધી યુરોપના અનેક યુદ્ધોમાં ખ્યાતિ પામેલો વિંડહૅમ ત્યાં છે ત્યાં સુધી આવી તોપોની ઘણેણાટીથી કોલીનને ચિંતા સેવવાનું કશું કારણ નથી. એવો કયો ક્રાંતિકારી યોદ્ધો છે જે વિંડહૅમ સમા અંગ્રેજ યોદ્ધાની સામે યુદ્ધે ચડવાની હિંમત કરી શકે?

ત્યારે આ દૂનો તાત્યા ટોપે કાનપુર ઉપર ચડી આવ્યાનું કહે છે તેનું શું છે? કાનપુરમાં તાત્યા ટોપે? તોપોની કાન ફોડી નાખે તેવી ગર્જનાનો ઊંડો અર્થ તુરત કોલીન પામી ગયો. લખનૌ જીતવાનું કામ તેણે ઔટ્રામને સોંપી પોતે તુરત કાનપુરમાં તાત્યા ટોપે શું કરી રહ્યો છે તે જાણવા તે તરફ ઊપડ્યો.

# પ્રકરણ છઠ્ઠું

## તાત્યા ટોપે

જુલાઈની તા. ૧૬ મીએ કાનપુરમાં 'બળવાખોરો'નો પરાજય થયા પછી શ્રીમંત નાનાસાહેબ કાનપુર છોડી બ્રહ્માવર્ત તરફ ઊપડી ગયા. તે જ દિવસે તા. ૧૬મી જુલાઈની રાત્રે બ્રહ્માવર્તમાં પોતાના રાજમહેલમાં બેઠાં બેઠાં નાનાસાહેબે ભાવિ યોજનાઓની વિચારણા કરી. તેને બીજે જ દિવસે સવારે પોતાના નાના ભાઈ બાળાસાહેબ, ભત્રિજા રાવસાહેબ, એડીકેમ્પ તાત્યા ટોપે, રાજકુટુંબની સ્ત્રીઓ, ખજાનો અને અનાજસામગ્રી સાથે શ્રીમંત નાનાસાહેબ ગંગાકાંઠે તેમને માટે તૈયાર કરી રાખેલી હોડીઓ તરફ રવાના થતા દેખાયા. લખનૌ પ્રાંતના ફતેહપુર શહેરમાં જવાની નાનાસાહેબની યોજના હતી. ફતેહપુરમાં તેમના એક ખાસ મિત્ર ચૌધરી ભોપાલસિંહ રહેતા હતા. તેમણે નાનાસાહેબનું સારું સ્વાગત કર્યું અને પોતાના મકાનમાં તેમને રહેવાની સગવડ કરી આપી. જે વેળા સઘળું લશ્કર લઈ હેવેલૉક કાનપુરને ઘેરો ઘાલી લખનૌ પર ચડાઈ કરવાની યોજના વિચારી રહ્યો હતો તે જ વેળા નાનાસાહેબ હેવેલૉકનો કઈ સારામાં સારી રીતે સામનો કરવો એની મસલત પોતાના રાજદ્વારી સલાહકારોની સાથે મળીને ચલાવતા હતા.

અને આવી વિકટ પરિસ્થિતિમાં બરાબર બંધ બેસતો આવે એવો માર્ગ સૂચવનાર એ સલાહકાર મંડળમાં અસાધારણ બુદ્ધિશાળી એક જ વ્યક્તિ હાજર હતી. આવી ફૂટ સમસ્યાઓનો ઉકેલ શોધવા અર્થે એની અતિ સૂક્ષ્મ બુદ્ધિ સદા ય તત્પર જ રહેતી! અત્યાર સુધી

તાત્યા ટોપેએ આદા કારકુન ઉપરાંત બીજું કશું ખાસ કાર્ય કર્યું નહોતું. બીજી રીતે વિચારીએ તો નાનાસાહેબના દરબારમાં આજ સુધી કારકુની કામ વિના બીજું અગત્યનું કામ પણ કોઈ કરવાનું નહોતું ' પરંતુ સ્વાતંત્ર્યભાવનાના ચમકારા સાથે જ રાયગઢના પુણ્ય-પુરાતન દરબારની મિસાલે નાનાસાહેબના દરબારે પણ પોતાનો વિશિષ્ટ બુદ્ધિવૈભવ, સાવધાની અને પ્રખર તેજસ્વિતા પ્રગટ કર્યાં ! ઉદયોન્મુખ બનેલાં નવાં ધ્યેયો અને આકાંક્ષાઓમાં નવો પ્રાણસંચાર થયો, અને એની વિજયભરી સિદ્ધિ પ્રાપ્ત કરી લેવાના ધમપછાડા પણ વેગવાન બન્યા. નવાં સિંહાસનો ઊભાં કરવાનાં હતાં, નવાં લશ્કરોની નવેસરથી ગોઠવણ કરવાની હતી, રોજ રોજ નવાં સંગ્રામક્ષેત્રોમાં લડીને વિજય હાંસલ કરવાની એ વેળા હતી. પહેલી વાર મળેલી જીતથી આ દરબાર હજુ જ્યાં સહેજસાજ હર્ષમાં આવી જાય છે ત્યાં તો કાનપુરના પરાજયે એના પર વિષાદની ઘેરી છયા પાથરી દીધી. એ પછીનું આખું વાતાવરણ ગંભીરતાભર્યું – ચિંતા ઉપજાવનારું બની બેઠું. એ ઘેરી વાદળીને સહેજ હટાવનારું તત્ત્વ તે ક્રાંતિકારી યોજનાઓની ખાનગી દરબારમાં ચાલેલી ગંભીર મસલત જ હતી. અને એથી જ અત્યાર સુધી યોગ્ય સંધિને અભાવે સુષુપ્ત દશામાં રહેલી તાત્યાની કર્તૃત્વશક્તિ આ વેળા હિંમતભેર હુંકાર કરતી પ્રગટી નીકળી; અને એ જ સ્વાભાવિક હતું. જે કુશલતાદર્શક યોજનાઓ આજ સુધી તાત્યાના મગજમાં જ સંતાઈ રહી હતી, તેનો હવે સીધી રીતે અમલ કરી જોવાની ઘડી આવી લાગી હતી. અને ખરેખર, આપણે એટલું તો સ્વીકારવું જ પડશે કે કુશળતાભરી, દીર્ઘદૃષ્ટિભરી, અને સફળતા અપાવનારી યોજનાઓ વિચારવામાં તાત્યાની બરોબરી શકે તેવો માણસ એ વેળા સાંપડવો મુશ્કેલ હતો.

તાત્યાનો વિચાર એવો હતો કે પહેલાં તો કાનપુરના પરાજયને

કારણે જે લશ્કર છિન્નભિન્ન સરખું થઈ ગયું છે તેને ફરીથી વ્યવસ્થિત કરી દેવું. એનું અદ્‌ભુત તર્કશાસ્ત્ર, માનવી મનની અત્યંત ગૂઢતમ ભાવનાઓનું એનું ઊંડું જ્ઞાન અને અસાધારણ પુરુષમાં હોય તેવી જાતની એની સાહસી વૃત્તિ — આવા સઘળા અસામાન્ય ગુણસમુચ્ચયને પરિણામે અજડ જેવા સિપાઈઓની આખી ય પલટનો એક દિલથી એક જ દિવસમાં તે પોતાના તરફ વાળી લેવા સમર્થ થતો. લશ્કરમાં નવી ભરતીનો પ્રશ્ન ઉપસ્થિત થતાં જ તાત્યા સીધો શિવરાજપુર પહોંચ્યો અને તાજેતરમાં વિફરેલી ૪૨મી પલટનના સિપાઈઓને તેણે પોતાને પક્ષે સાધી લીધા. વચલા સમયમાં હેવેલોક ગંગા ઊતરીને લખનૌ પર ચડી આવવાના વિચારમાં હતો; તે વેળા તાત્યાએ પણ તેની પાછલી હરોલ પર હલ્લો કરીને તેને થકવી નાખવાની — હાય જીભ કઢાવવાની યોજના ગોઠવી. એ સ્થળેથી અંગ્રેજ સેનાપતિને કાનપુર સુધી કેવી રીતે પીછેહઠ કરવી પડી, કાનપુરમાં પાછા આવતાં તો બ્રહ્માવર્તના રાજમહેલમાં મરાઠાઓના રાજા નાનાસાહેબને ફરી ત્યાં ગોઠવાયેલ જોઈને તેણે આશ્ચર્યનો કેવો આંચકો અનુભવ્યો, વળી અંગ્રેજોને અહીં જ ફરી લડત આપવાની કેવી ફરજ પડી, અને તા. ૨૬મી ઑગસ્ટના યુદ્ધમાં ક્રાંતિકારી લશ્કરે કેવી હાર ખાધી, વગેરે ઘટનાઓનો ઉલ્લેખ ગયા પ્રકરણમાં થઈ ગયો છે. હાર્યા પછી ગંગા નદી તરી જઈને પોતાના સઘળા લશ્કર સાથે તાત્યા ફતેહપુરમાં જઈ નાનાસાહેબને મળ્યો. હવે સવાલ લશ્કરમાં નવી ભરતી કરવાનો હતો. સિંધિયાની 'વફાદારી'ને કારણે અંગ્રેજો સામે લડવા ઉત્સુક બની રહેલું ગ્વાલિયરનું લશ્કર નિષ્ક્રિય બની રહ્યું હતું. અર્થાત્ કોઈએ તુરતમાં ગ્વાલિયર પહોંચવાની જરૂર હતી. પરંતુ કોઈ જાદુગરની પેઠે પોતાના અનુયાયીઓને મંત્રમુગ્ધ બનાવી વશ કરી લેવાની જેનામાં શક્તિ હતી, સિપાઈઓની આખી પલટનો પછી પલટનો અંગ્રેજ પક્ષેથી ફોડીને જેણે

પોતાની મૂઠીમાં આણી હતી, એવા પાકા મરાઠા વીરનર વિના બીજો કયો યોગ્ય માણસ ત્યાં મોકલી શકાય તેવું હતું ? છૂપી રીતે તાત્યા ગ્વાલિયર પહોંચ્યો. થોડા સમયમાં તેણે મોરારની છાવણીનું સઘળું લશ્કર – પાયદળ, ઘોડેસ્વાર તેમ જ તોપખાનું ફોડ્યું, અને તેને સાથે લઈ તે કાલ્પી સુધી તો આવી પણ પહોંચ્યો. લશ્કરી દૃષ્ટિએ ભારે અગત્યના સ્થળ તરીકે ક્રાંતિકારીઓને કાલ્પી ખૂબ ઉપયોગી થઈ પડે તેવું હતું. કાલ્પી અને કાનપુરની વચ્ચે યમુના નદી વહેતી હોવાથી અંગ્રેજોના હલ્લા સામે એક કુદરતી રુકાવટનો લાભ અનાયાસે મળતો હતો. આ બધી બાબતોનો વિચાર કરીને, તેમ જ કાનપુર પછી કાલ્પી જેટલું બીજું સુરક્ષિત સ્થાન જડવું અશક્ય હોવાથી, તાત્યાએ કાલ્પીનો કિલ્લો હાથ કર્યો. જ્યારે નાનાસાહેબને આ ખબર મળ્યા ત્યારે પોતાની મુખ્ય છાવણી કાલ્પીમાં જ રાખવાને ઈરાદે પોતાના પ્રતિનિધિ તરીકે, એ કિલ્લાને સાચવવાની જવાબદારી ઉઠાવવા માટે શ્રીમંત બાળાસાહેબ (પોતાના નાના ભાઈ) ને તેણે ત્યાં મોકલી આપ્યા. બાળાસાહેબે કિલ્લો સાચવવાની જવાબદારી ઉપાડી લેતાં જ તાત્યા અંગ્રેજો ઉપર હવે કેવી રીતે છાપો મારવો એની યોજના વિચારવામાં મશગૂલ બન્યો.

આ વખતે કાનપુરના અંગ્રેજ લશ્કરના સેનાપતિ તરીકે પ્રખ્યાત યોદ્ધો જનરલ વિંડહેમ હતો. પોતાની સાથેનું થોડુંએક લશ્કર કાનપુરમાં રહેવા દઈ સર કૉલીન બાકીના લશ્કર સાથે લખનૌ તરફ ઊપડ્યો હતો. તાત્યાએ આ તક જાણી તેનો લાભ લેવાનું ઠરાવ્યું. લખનૌના ક્રાંતિકારીઓ કૉલીનના વિશાળ સૈન્યનો સામનો કરીને તેને ત્યાં રોકી રહ્યા હતા; જનરલ વિંડહૅમને બીજે સ્થળેથી મદદ મળી શકે તેવું નહોતું. તાત્યાની યોજના એને બરાબર આ વખતે જ અચાનક ભીડવવાની હતી. બાળાસાહેબે એ યોજનામાં સંમતિ બતાવી,

અને ગઈ કાલનો ગરીબ બ્રાહ્મણ કારકુન આજે પેશવાના લશ્કરનો સેનાપતિ બની બેઠો ! જેણે જિંદગી આખી યુરોપનાં રણમેદાનોમાં જ ગાળી હતી એવા એ વિંડહેમના લશ્કરને તાત્યાએ યમુના પાર કરીને ખુલ્લા રણમેદાનમાં ઘેરી લીધું. આ વેળા તાત્યા પાસે શાં સાધનો હતાં ? એની પાસે એ વખતે તાજેતરમાં ફિતુર થયેલા પણ વેર-વિખેર બનેલા થોડાએક સિપાઈઓ અને અજડ ગામડિયા ખેડૂતો જ માત્ર હતા ! લશ્કરી તાલીમ પામી પૂરા કસાયેલા અને લશ્કરી શિસ્ત જેની રગેરગે ઊતરી ગઈ છે એવા અંગ્રેજ લશ્કર સાથે તાત્યાનું આ લશ્કર જઈ ભિડાયું. સ્વતંત્રતાની જ્યોત એક વાર ચેતે એટલે શત્રુનું શ્રેષ્ઠ બળ પણ કેવું તુચ્છ ભાસે છે એના ઉત્કૃષ્ટ ઉદાહરણ તરીકે આ લડાઈ ધ્યાનમાં રાખવા સરખી છે. ગ્વાલિયરના લશ્કર સાથે તાત્યા તા. ૯ મી નવેમ્બરના રોજ કાલ્પીમાં આવી પહોંચ્યો. કાનપુરથી કાલ્પી ૪૬ માઈલ દૂર છે. અંગ્રેજ લશ્કરનું સ્થાન ચોક્કસ કયે સ્થળે છે એની પાકી માહિતી જાસૂસો દ્વારા મેળવીને યમુના ઊતરી તાત્યાએ પોતાનું લશ્કર દોઆબમાં આણ્યું; તથા પોતાનો ખજાનો વગેરે જાલનામાં રાખીને એણે કાનપુર નજીકનાં ગામડાંઓ પર હલ્લા કરવા માંડયા. યમુના ઊતરી જઈને તુરત કાનપુર પર ચડાઈ ન લઈ જવામાં તાત્યાએ એક વ્યૂહાત્મક દાવ ખેલ્યો હતો. લખનૌના ક્રાંતિકારી લશ્કર સાથે લડવામાં કૅાલીન રોકાઈ ગયાના ખબર ન મળે ત્યાં સુધી વિંડહેમ ઉપર હલ્લો કરવાનો તેનો ઈરાદો નહોતો. પણ એ સમાચાર આવી પહોંચતાં જ રસ્તામાં આવતાં અગત્યનાં થાણાંઓ જીતી લેતો તે શિવરાજપુર ઉપર ચડી ગયો. તા. ૯ મી નવેમ્બર સુધીમાં બ્રિટિશ લશ્કરનો સઘળી તરેહનો પુરવઠો અટકાવી દેવાનો કુશલતાભર્યો દાવ તાત્યા લગભગ પૂરો કરવા આવ્યો હતો. પરંતુ ત્યાં સુધી કાનપુરનો અંગ્રેજ સેનાપતિ સાવ ચૂપચાપ તો શાનો રહે ? કલકત્તાથી આવતા લશ્કરને તેણે

રસ્તામાં કાનપુરમાં જ રોકી લીધું, અને કાર્થ્યને લશ્કરનો થોડો-એક ભાગ સોંપીને તેણે તેને કાલ્પીનો રસ્તો રોકી લેવા રવાના કર્યો; દરમિયાન પોતે તો શાંતિ રાખી તાત્યા કયું પગલું લે છે તેની રાહ જોતો બેઠો – કૅાલીનની પાછલી હરોળનો પુરવઠો અટકાવવા તાત્યા અયોધ્યા પર ચાલ્યો જવા ઇચ્છે છે કે ખુદ કાનપુરમાં જ તે હલ્લો કરવા ધારે છે ?

પણ સ્વભાવે વિંડહેમ શાંતિથી લાંબો વખત રાહ જોઈ બેસી રહેનાર સેનાપતિ નહોતો; તેની હિંમત અને લડવાનો શોખ તેને શાંત રહેવા દે તેમ નહોતું. સિવાય "અંગ્રેજ લશ્કર હિંદી લશ્કર કરતાં જ નહિ પરંતુ સાધારણ રીતે હરકોઈ એશિયાવાસીઓના લશ્કર કરતાં કાયમ ચડિયાતું જ હોય છે; અને આવાં લશ્કરોને હરાવવા માટે માત્ર તેમની સામે જોરદાર હલ્લો લઈ જવાનું જ પૂરતું છે!" એ જાતની આજ સુધી સ્વીકારાયેલી ( ભલે ભ્રમમૂલક ) માન્યતા ઉપર તેને પૂરો ભરોસો હતો. આજ સુધી સઘળા અંગ્રેજો એમ જ સમજતા હતા કે "તમે ગમે તેટલા વધારે બળવાન હો, પણ જો હલ્લો કરવામાં તમે સહેજ પણ ઢીલ બતાવી તો તુરત એશિયાવાસીઓ ફાટીને ધુમાડે જાય છે, અને પોતાના બળ વિષે આત્મવિશ્વાસભરી મોટાઈ દાખવતા હલ્લો કરવા લાગે છે. માટે તમે ગમે તેટલા નિર્બળ હો તોપણ હિંમતભેર જો શરૂઆતમાં જ જોરદાર હલ્લો લઈ જશો તો એશિયાવાસીઓનાં લશ્કરો ગભરાઈ જઈને માત્ર બીતિને જ કારણે તેમને દશે દિશામાં નાસી જતાં તમે જોશો!" આ માન્યતાને આધારે જ અંગ્રેજોએ અનેક વેળા ચડાઈ કરેલી અને અનેક વેળા વિજય હાંસલ પણ કર્યો હતો. પરિણામે હવે એ માત્ર માન્યતા જ ન રહેતાં એક કાયમી નિયમ જેવું બની ગયું હતું. "તમારા લશ્કરની સંખ્યા ગમે તેટલી હોય, પણ જો વિજય

મેળવવો હોય તો તેને માટે એક અને અફર રસ્તો એ જ છે કે શત્રુને માત્ર ડરાવવો, અને ધાકધમકીથી તે ડઘાઈ જાય એમ કરી તેને આખરે ગળી જવો।" આ ધોરણ મુજબ એશિયાવાસીઓના વિશાળ સૈન્યના જમાવ પર મૂઠીભર અગ્રેજ લશ્કરે બાણની પેઠે સીધા ઘૂસી જઈ વિજય હાસન કરવો જરૂરનુ હતુ। હિંદુસ્તાન આવતા દરેક અ ગ્રેજ સોલ્જરને આ નિયમ બરાબર ગોખાવી રાખવામા આવતો હતો અને દરેક અ ગ્રેજ લેખક પોતાના પુસ્તકમા પણ આ નિયમને જ પ્રાધાન્યપણે અગત્ય આપતો। આવી જાતની યુદ્ધનીતિ અને સમજણમા ઊછરેલો વિડહેમ તાત્યાના હલ્લાઓ શાતિથી જોઈ રહે એ તદ્દન અશક્ય હતુ તુરત કાનપુરથી બહાર નીકળી આવી કાલ્પી નજીકની નહેરનો પૂલ ઓળગી તે આગળ વધ્યો

વચના અરસામા તાત્યા શ્રોખડીથી તા ૨૫ મી નવેમ્બરે પાડુ નદી પર આવી પહોચ્યો શત્રુ આટલો નજીક આવી પહોચવાને લીધે એશિયાવાસીઓ સામે અજમાવવાનો ઉક્ત રામબાણ ઇલાજ તુરત જ તા ૨૬મીએ હાથ ધરવાનો અગ્રેજોએ નિર્ણય કર્યો વિડહેમે પોતાનો તીર સરખો હલ્લો શરૂ કરી દીધો ક્રાતિકારી લશ્કરો જ ગલમા છુપાઈને બેઠા હતા, તેમણે ત્યાથી અગ્રજ લશ્કર ઉપર તોપમારો શરૂ કર્યો ઘણી ઝપાઝપીને અ તે અગ્રેજોએ તાત્યાની ત્રણ તોપો જીતી લીધી, અને પોતાના જોરદાર હલ્લાને પરિણામે જ પોતાને જીત મળતી જાય છે એમ પણ વિડહેમને ભાસ્યુ પર તુ એ કેવળ ભ્રમ હતો થોડી જ વારમા અગ્રેજી લશ્કરને રીતસરની પીછેહઠ કરવી પડી પળવારમા વિજયના સ્વપ્ના સરી જઈ હાર ખાવા સિવાય બીજો માર્ગ નથી એમ જણાઈ આવતા જ તાત્યાએ બળપૂર્વક પીછો પકડવાને લીધે અગ્રેજોને ઠેઠ કાનપુર સુધી પાછા હઠવુ પડયુ ક્રાતિકારી ઘોડેસ્વાર સૈન્ય હાથ ધોઈને

શત્રુઓની બરાબર પાછળ પડ્યું હતું; એણે શત્રુઓને લડત આપ્યા વિના જ ડરાવીને કાનપુરની ભાગોળ સુધી તગડી મૂકયા. આમ વિંડહેમના હલ્લાથી જરા પણ દબાયા વિના ઊલટાનો સામે પોતે જ હલ્લો કરીને તાત્યાએ અંગ્રેજ લશ્કરનો સખ્ત સામનો કર્યો.

મેલિસન લખે છે : " ક્રાંતિકારીઓનો આ આગેવાન કાંઈ મૂરખ નહોતો. વિંડહેમે કરેલા હલ્લાથી ગભરાઈ જવાની વાત તો બાજુ પર રહી, ઊલટું આ હલ્લામાં એણે અંગ્રેજોની નબળી બાજુઓ બરાબર પારખી લીધી – કોઈ ખુલ્લું પુસ્તક વંચાતું હોય તેમ એક સાચા સરસેનાપતિને છાજે તેવી સંગ્રામકુશળતાથી તાત્યા ટોપેએ વિંડહેમની લશ્કરી યોજના અને પરિસ્થિતિનો તુરત પાકો અંદાજ બાંધી લીધો, અને એ પરિસ્થિતિનો લાભ પોતે કેમ ઉઠાવવો તે પણ નક્કી કરી લીધું." [1]

ચોવીશ કલાકથી રાતદિવસ અંગ્રેજો સાથે આખડી રહેલા પોતાના લશ્કરને શત્રુઓ પર ફરીને જોસભેર તૂટી પડવા તૈયાર રહેવાનો તાત્યાએ હુકમ કર્યો. પરંતુ શિવરાજપુર અને શિવોલીથી એક બીજું ક્રાંતિકારી દળ આવી પહોંચે અને અંગ્રેજોની જમણી પાંખ ઉપર તોપમારો શરૂ ન કરે ત્યાં સુધી એ હલ્લો શરૂ કરવાનો નહોતો. દરમિયાન વિંડહેમે પોતાનું લશ્કર તૈયાર કરી દીધું. નવ વાગી જવા છતાં ક્રાંતિકારી લશ્કર તરફથી કશી હિલચાલ થતી ન જણાવાથી નાસ્તા માટે અંગ્રેજ લશ્કર પાછું ફર્યું. ફરી અગિયાર વાગે અંગ્રેજ લશ્કર તૈયાર થઈ ગયું. તાત્યાનો કઈ જાતનો દાવપેચ હશે તે જાણવા જાતજાતના તર્કવિતર્કો કરતા સહુ ચિંતા કરવા લાગ્યા.

તાત્યાના મનમાં શું હતું એની જાણ થોડી જ વારમાં પડી ગઈ. તુરત જ અંગ્રેજોની જમણી પાંખ ઉપર તોપના ગોળાઓ વરસ-

૧. Malleson's *Indian Mutiny*, Vol. IV, page 167.

વાની શરૂઆત થઈ, અને બીજી તરફથી તાત્યા પોતે એના આગલા મોરચા પર તૂટી પડ્યો. આ પછી તુરત વિંડહેમે કાર્થ્યૂને થોડીએક તોપો સાથે બ્રહ્માવર્તને રસ્તે કાનપુરનું એ દિશાએથી રક્ષણ કરવા માટે રવાના કર્યો. દરમિયાન સખ્ત તોપમારો ચાલુ થયો. આ હલ્લા સામે અંગ્રેજી તોપખાનું નાકામિયાબ નીવડ્યું. પોતાના લશ્કરને અર્ધવર્તુળાકારમાં ગોઠવી સામેથી અને બાજુએથી અંગ્રેજી લશ્કરને પકડમાં લઈ ભીંસી દેવાની તાત્યાની યોજના હતી. વિંડહેમે વર્તુળ વીંધી અંદર ઘૂસી જવાનો સજ્જડ પ્રયત્ન કર્યો, પરંતુ તાત્યાનું તોપખાનું સતત મારો ચલાવતું હોવાથી તે એક ડગલું પણ આગળ વધી શક્યો નહિ. પરિણામે થોડી જ વારમાં અંગ્રેજ લશ્કરને પીછેહઠ કરવી પડશે એવો ભય ઊભો થયો. ડાબી પાંખના લશ્કરને તોપો રણમેદાન પર છોડી પીછેહઠ કરતું દેખી, જમણી પાંખના લશ્કરે થોડી વાર જોરદાર સામનો કર્યો ને પછી પાછોતરાં પગલાં માંડ્યાં. અંગ્રેજો પીછેહઠ કરે છે એવું દેખતાં જ ક્રાંતિકારી લશ્કરનું અર્ધવર્તુળ તેની આસપાસ ફરી વળ્યું. સાંજના છ વાગતા સુધી ક્રાંતિકારીઓએ અંગ્રેજોનો સમૂળગો વિનાશ કર્યો. ક્રાંતિકારીઓને હાથ આ વેળા હજારો તંબૂઓ અને બીજી પુષ્કળ લશ્કરી સાધનસામગ્રી આવી પડી. લગભગ અરધું કાનપુર તાત્યાના કબજામાં આવી ગયુ હતું. આ સાહસી અને શૂરવીર મરાઠા સેનાપતિને ગળે વિજયની આ બીજી માળા આરોપાઈ! ગઈ કાલની લડાઈમાં મળેલી જીત અપ્રત્યક્ષ અને અસ્પષ્ટ હતી; પણ આજનો વિજય તો શંકા વિનાનો અને પ્રત્યક્ષ જ હતો. કેમકે શત્રુને પૂરેપૂરો હરાવીને નસાડી મૂકી તાત્યાએ ફરીને કાનપુર હસ્તગત કર્યું હતું. અંગ્રેજ ઇતિહાસકારો પણ એ કબૂલ કરે છે કે તાત્યાના જેટલા જ એના અનુયાયીઓ જો કાર્યક્ષમ હોત તો તાત્યાએ વિંડહેમના સઘળા લશ્કરનો પૂરેપૂરો ખુરદો કરી નાખ્યો હોત!

અને હવે ખરેખર તાત્યાની તોપોની ધણેણાટી સર કોલીનને કાને અથડાઈ ચૂકી. પોતે કાનપુર સર કરે એટલે લખનૌના ક્રાંતિકારીઓ સર કોલીનના લસ્કરને કાંઈ નહિ તો એક મહિના સુધી તો લડાઈ આપશે જ એમ તાત્યાએ માન્યું હતું. પરંતુ સર કોલીને અણધારી રીતે બહુ થોડી મુદતમાં ક્રાંતિકારીઓને હરાવી દીધાના સમાચાર તાત્યાને મળ્યા. આથી હવે સર કોલીન પોતા પર ચોક્કસ ચડી આવશે, અને ગંગાને બંને કિનારેથી તે પોતાની પાછળ પડશે એનો સ્પષ્ટ ખ્યાલ તાત્યાને આવી ચૂક્યો. તાત્યાના મોં પર ચિંતાનાં વાદળ ઘેરાયાં. આ વેળા વિંડહેમે ફરી ઉત્સાહમાં આવી જઈ આજ સુધી પોતે ગુમાવેલી આબરૂ પાછી મેળવી લેવાનો નિરધાર કર્યો. પરંતુ તેના માણસો થાકી ગયા હતા. આથી રાત્રિના છાપો મારવાનો વિચાર જતો કરી એણે બીજે દિવસે સવારે હલ્લો કરવાનો કાર્યક્રમ યોજ્યો. બીજે દહાડે સવારમાં હલ્લો શરૂ થયો ને લડાઈ મંડાઈ. આજે સહેજ પણ પાછાં પગલાં કર્યા વિના અંગ્રેજો ઊલટાના વધારે સંગઠિત બની એક પછી એક જોરદાર હલ્લાઓ સાથે ક્રાંતિકારીઓ પર તૂટી પડતા હતા.

પરંતુ આવા જોરદાર સામા હલ્લાઓમાં પણ તેમની જમણી પાંખ સાફ કપાઈ ગઈ! બ્રિગેડિયર વિલ્સન આજે રણમાં રોળાયો! કેપ્ટન મૅક્ફી લડતાં લડતાં ખપી ગયો! મોર્ફી, મેજર સ્ટર્લિંગ, લેફ્ટેનંટ ગિબિન્સ, સહુ ઠાર થયા! ખરેખર, ગમે તેમ પણ એશિયાવાસીઓમાંથી એકાદ તો તાત્યા ટોપે આખરે પાક્યો છે ખરો! ત્રીજે દિવસે પણ તાત્યાને સંપૂર્ણ વિજય મળ્યો, અને અંધારું થતાં સુધીમાં તો લડી રહેલા સઘળા અંગ્રેજ લશ્કરનો એણે પૂરેપૂરો ખુરદો બોલાવી દીધો! આખરે આખું કાનપુર તાત્યાને હાથ પડ્યું, અને વિજયની ત્રીજી પુષ્પમાળા પણ આ શૂરવીર મરાઠાની

તલવારને શોભાવી રહી![2]

અંગ્રેજોની આ તરેહની ખાનાખરાબી થઈ રહી હતી તે વેળા સરસેનાપતિ સર કોલીન અંગ્રેજ છાવણીમાં આવી પહોંચ્યો. અંગ્રેજોની પ્રતિષ્ઠાને કેવી સજ્જડ લપડાક તાત્યાએ લગાવી દીધી હતી તેનો પૂરેપૂરો ખ્યાલ સર કોલીનને આવી ચૂક્યો. ક્રાંતિકારીઓ સામે પાછાં પગલાં માંડી નાસી રહેલું પોતાનું લશ્કર તેણે દીઠું, તેમ જ કાનપુરમાં જે ભીષણ યુદ્ધ તાત્યાએ માંડયું હતું તેનું સંપૂર્ણ મહત્ત્વ પણ એના ખ્યાલમાં આવ્યું.

બીજી બાજુ તાત્યા પણ પામી ગયો હતો કે બરાબર આ જ ટાણે કોલીન ખૂબ રૂઆબભેર કાનપુરના લશ્કરને સહાય કરવા આવી પહોંચ્યો હતો તેનું કારણ લખનૌમાં ક્રાંતિકારીઓનું જોર નરમ પડયું હોઈ તેમનાથી ત્યા કશું થઈ શકયું નહોતું એ જ હતું. પણ એમ નાહિંમત થાય એવો તાત્યા નહોતો. તેણે અયોધ્યા પાસેનો ગંગા પરનો પૂલ તોડી નાખી અંગ્રેજો ગંગા ઊતરી આ કાંઠે આવે તે અશક્ય બનાવી દીધું; ઉપરાંત એ સ્થળે એણે તોપો પણ ગોઠવી

---

૨. The following graphic picture is given of the defeat by an English Officer. "You will read the account of this day's fighting with astonishment; for it tells how English troops, with their trophies and thair far-famed bravery, were repulsed, and they lost their camp, their baggage and position to the scouted and despised natives of India! The beaten Feringhis, as the enemy has now a right to call them, have retreated to their entrenchments amidst overturned tents, pillaged baggage, men's kits, fleeing camels, elephants and horses, and servants All this is most melancholy and disgraceful." —Charle Ball's *Indian Mutiny*, Vol. II, page 190.

રાખી. પણ શત્રુ તાત્યાનો દાવ જાણી ગયો હતો. તોપખાનાની આગ સહી લઈને પણ તે તા. ૨૦ મી નવેમ્બર પહેલાં અયોધ્યામાંથી કાનપુર બાજુ ઊતરી આવ્યો. તાત્યાની છાવણીમાં આ જ વખતે નાનાસાહેબ અને કુમારસિંહનું આગમન થઈ ચૂક્યું હતું. એ બંને માનનીય આગેવાનોએ એવો નિશ્ચય કર્યો કે હાથ આવેલું કાનપુર છોડી પીછેહઠ કરી ચાલ્યા તો ન જ જવું; ઊલટાનું અંગ્રેજ સર-સેનાપતિ સામે યુદ્ધ ખેલવું એ માર્ગ જ વધારે ગૌરવભર્યો હતો ! તેમાં પણ ખાસ કરીને "તાત્યા સરખો જન્મસિદ્ધ અને અસાધારણ કોટિનો કુશળ લશ્કરી સેનાપતિ"[૩] મળ્યા પછી એમાં લેશ પણ ફેરફાર કરવાની જરૂર જ નહોતી !

તાત્યાએ પોતાની ડાબી પાંખ કાનપુર અને ગંગા વચ્ચેના સુરક્ષિત ભાગમાં ગોઠવી. તાત્યાની આખી વ્યૂહરચનાનું કેન્દ્ર તો કાનપુર જ હતું. એની જમણી પાંખ ગંગાની નહેરને અડીને દૂર-દૂર સુધી ફેલાયેલ હતી, તેમ નહેર ઉપરના પૂલને રોકી રાખવાનું કામ પણ તેને જ સોંપાયું હતું. અત્યારે તેની પાસે લશ્કરી તાલીમ પામેલા દસ હજાર સિપાઈઓ હતા. એમને જોરે એણે ડિસેમ્બર તા. ૧લી અને ૨જીના રોજ કોલીનનો સામનો કર્યો. તા. ૨જી ના રોજ તો તેણે ખુદ કોલીનના તંબૂ પર જ તોપો નોંધી. તા. ૬ઠ્ઠી ના રોજ સર કોલીનને ક્રાંતિકારીઓનું ખુલ્લું આહ્વાન સ્વીકાર્યા વિના માર્ગ ન રહ્યો. આથી પોતાના સાત હજાર સિપાઈઓની ભારે વખાણવા લાયક વ્યૂહરચના ગોઠવીને ખુદ અંગ્રેજ સરસેનાપતિની છાવણી પર હલ્લો કરનાર એ બેમુરવત બળવાખોરો પર જોરદાર સામો હુમલો કરવા નીકળી પડ્યો. સંરક્ષણની દૃષ્ટિએ ક્રાંતિકારીઓની જમણી પાંખ નબળી જણાયાથી સર કોલીને હલ્લાની

૩. Malleson's *Indian Mutiny*, Vol. IV, page 186.

શરૂઆત એ પાંખથી જ કરી.

તે સાથે ક્રાંતિકારીઓનું ધ્યાન જમણી પાંખ પરથી ખેસવી લઈ બીજી બાજુ દોરી જવાને ઈરાદે તા. ૧૭ મી ના રોજ સવારથી જ અંગ્રેજોએ તાત્યાની ડાબી પાંખ પર તોપમારો શરૂ કર્યો, અને ક્રાંતિકારી લશ્કરો એ હલ્લો પાછો વાળવાના કામમાં પરોવાયાં. થોડી વારે વળી ત્રેટહેડે ક્રાંતિકારીઓને આગલે મોરચે ઘૂસી જઈ એક ખાલી દેખાવ પૂરતો હલ્લો કરવા માંડ્યો. આથી ક્રાંતિકારીઓએ માની લીધું કે શત્રુઓનું ધ્યાન ડાબી પાંખ અને વચલા મોરચા પર જ છે; અને એ ગણતરીએ તેમણે પોતાનું સઘળું બળ એ સ્થાનો પર એકત્રિક કરવા માંડ્યું. અંગ્રેજ તોપમારાને કારણે જે વેળા ક્રાંતિકારીઓની ડાબી પાંખ નબળી પડતી જતી હતી, તે જ વેળા અંગ્રેજોએ એકદમ પોતાનો મોરચો ફેરવીને ક્રાંતિકારીઓની જમણી પાંખ પર ધસારો કર્યો. પરંતુ જમણી પાંખ પર રોકેલા ગ્વાલિયરના સહાયકારી લશ્કરે પોતાના ઉપર ચડી આવતા શીખો અને અંગ્રેજો પર ભયંકર આગ વરસાવવા માંડી. 'પાંડે' સિપાઈઓની બંદૂકો પણ સતત ગોળીઓની ઝમઝૂટ બોલાવી રહી હતી. પરંતુ શીખોએ બમણી ગતિએ (ડબલ માર્ચ) ધસી આવી ક્રાંતિકારીઓ પર હલ્લો કર્યો; પાછળ તુરત તેનાં પગલાંમાં પગલાં ભરતી પીલની આગેવાની તળેની ગોરી પલટનો પણ હાજર થઈ ગઈ. આ બેવડા હલ્લામાં ટકી રહેવું અશક્ય બની જવાથી ગ્વાલિયરના લશ્કરે પીછેહઠ કરવાનો વિચાર કર્યો. શત્રુઓને એ પગલાનો ખ્યાલ આવી જતાં જ બમણા જોરથી ક્રાંતિકારીઓ પર તેણે આગ ઠાલવવા માંડી અને તુરત જ ગ્વાલિયરનું આખું લશ્કર વેરવિખેર થઈ ગયું, એની સઘળી તોપો અંગ્રેજોએ કબજે કરી લીધી, અને કાલ્પીને રસ્તે જતા એ લશ્કરનો અંગ્રેજોએ સખત પીછો પકડ્યો. આમ જમણી પાંખની ગણતરીમાં

સર કોલીન સંપૂર્ણ રીતે સફળ નીવડ્યો. પણ એટલેથી નિરાંત કરી બેસી રહે તેવો તે નહોતો. જે રીતે જમણી પાંખ તરફથી તેણે કાલ્પીનો રસ્તો રોકી લઈ બંધ કરી દીધો હતો, તે જ રીતે ડાબી બાજુએથી બ્રહ્માવર્ત તરફ જવાનો રસ્તો પણ બંધ કરી દઈ તાત્યાના લશ્કરને સંપૂર્ણ રીતે ઘેરી લેવાનો તેનો દાવ હતો. એ અર્થે બ્રહ્માવર્ત તરફ જતા રસ્તા ઉપર તેણે મેન્સફીલ્ડને રવાના કર્યો. એ દિવસના યુદ્ધમા એશિયાવાસીઓના લશ્કર વિષેનો સિદ્ધાંત એક રીતે ખોટો પડચો તો બીજી રીતે રીતે તે સાચો પણ ઠર્યો. લશ્કરના મધ્ય ભાગ પર ગ્રેટહેડે જે દેખાવ પૂરતો હલ્લો આણ્યો હતો તે એટલો તો નબળો હતો કે તે પાછો હઠાવવાનો ક્રાંતિકારીઓએ એક વાર પણ જો જોરદાર પ્રયત્ન કર્યો હોત તો એક રીતે ગ્રેટહેડને સારો એવો પાઠ ભણવાનો મળી જાત! એટલું જ નહિ, પણ એ ઘા એને મરતાં સુધી બમણ્યા કરત અને એ દહાડાના વિજયનું પલ્લું પણ ફેરવાઈ જાત! પરંતુ અંગ્રેજોના ધસારા સામે ક્રાંતિકારીઓ ટકી ન શક્યા. એ રીતે જોતા 'બહાદુરીનો ખાલી દેખાવ ધારણ કરી એક જ જોરદાર ધસારો કરો તોપણ નક્કી જાણજો કે એશિયાવાસી લશ્કર પૂંછડી ઘાલી નાસી જ જવાનું!' વાળા સિદ્ધાંતનો એક ભાગ ક્રાંતિકારીઓના લશ્કરના મધ્ય ભાગ પૂરતો તો સાચો પડચો જ હતો; છતાં ડાબી પાંખ ઉપર આ સિદ્ધાંતથી ઊંધી જ હકીકત એટલી જ ચોક્કસ રીતે પુરવાર થઈ. કેમકે લપાતો છૂપતો મેન્સફીલ્ડ પોતા પર ચડી આવે છે એ જોતાં જ ક્રાંતિકારીઓએ એના વિશાળ લશ્કરની પરવા રાખ્યા વિના એને સારી રીતે ખંખેરી સીધો કર્યો! આ વેળા ડાબી પાંખની આગેવાની ખુદ નાનાસાહેબે પોતે લીધી હતી. મેન્સફીલ્ડની કાચબાની ચાલનો તેમણે પૂરેપૂરો લાભ ઊઠાવ્યો. મેન્સફીલ્ડે તાત્યા ટોપેને બરાબર ઘેરી લીધો છે કે કેમ એની તપાસ કરવા જતાં કોલીનને એ જ જાણવા મળ્યું કે મેન્સફીલ્ડની

ચીમાશને લીધે એની સઘળી આશાઓ ધૂળધાણી થઈ ગઈ છે. સર કૉલીનને એ હકીકત જાણતાં ભારે દુઃખ થયું; કેમકે મરાઠાના સેનાપતિએ મેન્સફીલ્ડને હઠાવતાં હઠાવતાં ઠેઠ બ્રહ્માવર્ત સુધી હાંકી કાઢ્યો હતો.

તે દહાડો તાત્યા પોતાનું લશ્કર અને તોપો લઈ ને જોકે છટકી તો ગયો, પરંતુ હોપગ્રેંટે તેનો સખત પીછો પકડયો. પરિણામે તા. ૯મી ડિસેમ્બરના રોજ શિવરાજ્પુર નજીક બન્ને વચ્ચે સારું એવું યુદ્ધ જામી પડ્યું, અને આ વખતે પણ તાત્યા શત્રુને ફસાવીને નાસી છૂટયો ખરો, છતાં એની ઘણી તોપો શત્રુઓને હાથ પકડાઈ ગઈ. આ રીતે ડિસેમ્બર ૬ ઠ્ઠીથી ૯મી સુધી સર કૉલીને વિંડહેમના પરાજયનો બદલો લીધો—જેમાં એણે ક્રાંતિકારીઓની ૩૨ તોપો છીની લીધી, તેમ જ કાલ્પી અને અયોધ્યા પર ચડી આવતાં તેમનાં લશ્કરોની કરોડ ભાંગી નાખી. ત્યાર પછી તેણે બ્રહ્માવર્ત તરફ મોરચો વાળ્યો, ત્યાંના રાજમહેલને ખેદાનમેદાન કર્યો અને શહેર પણ લૂંટયું. અને એ સઘળાને માથે કલગી મૂકે તેમ ત્યાંનાં પવિત્ર દેવમંદિરોનો પણ તેણે વિનાશ કર્યો !

બ્રહ્માવર્તના આ જ રાજમહેલમાં ભારતભૂમિનાં તેજસ્વી વીર રત્નો નાનાસાહેબ, તાત્યા ટોપે, બાળાસાહેબ, રાવસાહેબ તથા ઝાંસીની ‘ છબેલી ’ નાનેથી મોટાં થયાં હતાં. ૧૮૫૭ ના સ્વાતંત્ર્યસંગ્રામનાં પ્રથમ બીજ આ જ રાજમહેલમાં રોપાયાં હતાં. બ્રહ્માવર્તનં પવિત્ર દેવાલયો અને ધર્મમંદિરોએ તે વેળા ક્રાંતિના આ નવા જન્મેલા બાળકને શુભાશીર્વાદ આપ્યા હતા. મરાઠાઓ પાસેથી છીનવી લેવાયલું રાયગડનું રાજસિંહાસન જ્યારે અંગ્રેજ લોહીની નીકો વહેવડાવી આ રાજમહેલમાં સ્થાપવામાં આવ્યું તે વેળા ત્યાંનાં રાજમંદિરો અને ધર્મમંદિરો ( તેના પર પ્રગટેલી દીપમાળાઓને લીધે ) ઝગઝગી

ઊઠયાં હતાં!

પરંતુ એ દીપમાળા પ્રગટાવનારી અગ્નિજ્યોત જ આજે આ સહુને ભસ્માવશેષ કરવામાં કારણભૂત બની હતી. છતાં એ પવિત્ર ભસ્મરાશિ ઉપર ઇતિહાસે એક પણ આંસુ ઢાળવાની જરૂર નથી, કેમકે એમનુ પ્રિય કર્તવ્ય પૂરું બજાવ્યા પછી જ એ રાજમંદિરો અને ધર્મમંદિરો અગ્નિના કોપનું બલિદાન બન્યાં હતાં. ધૂળમાં રગદોળાઈ ને નામશેષ બનેલી આવી થોડીક પણ ઇમારતો જ ગુલામીની કમનસીબીની જાહેરાત કરતી ઉત્તમ સ્થિતિમાં ઊભી રહેલી સેંકડો ઇમારતો કરતાં હજારો દરજ્જે વધારે સ્ફૂર્તિદાયક અને ચેતનાપ્રેરક હોય છે! સ્વતંત્રતાને જન્મ આપવાનું નિમિત્ત બની, એ જ કાર્યમાં તેમણે પોતાને માથે મૃત્યુના ઓળાને આમંત્રણ દીધાં હોય છે! પરતંત્ર રહી ચિરંજીવ બનવા કરતાં સ્વરાજની સ્થાપનાના પ્રયત્નમાં આવી પડેલું મૃત્યુ અનેક રીતે વધારે ઉજ્જવલ અને ઉન્નતિકર હોય છે! સ્મશાનની ચિતામાં હડહડ બળતી લાકડાની જબરી ગાંઠો કરતાં યજ્ઞના હુતાશનમાં હોમાનારી પાતળી પવિત્ર સમિધ હજાર દરજ્જે વધારે સ્ફૂર્તિપ્રેરક હોય છે.

# પ્રકરણ સાતમું

## લખનૌનું પતન

આ રીતે તાત્યાની કાનપુર પરની પહેલી સફળ સવારીને સારી રીતે થપ્પડ મારીને પ્રાંતમાં 'બળવો' કરી ઊઠેલાં બીજાં ગામોને ઠેકાણે લાવવાના કામમાં સર કોલીન રોકાઈ ગયો. રસ્તામાં આવતા સઘળા ભાગમાં સ્મશાનની શાંતિ સ્થાપતો સીટન અલીગઢ આવી પહોંચ્યો હતો. આથી અલીગઢથી કાનપુર સુધીના મુલકમાં પણ એવી જ શાંતિ(!) સ્થાપવા અર્થે વોલ્પોલને મોકલવામાં આવ્યો. વોલ્પોલે કાનપુર તરફથી ઉપર જતા જવું અને સીટને અલીગઢથી નીચે ઊતરવું, બંનેએ મિનપુરીમાં એકઠા થવું, અને એમ કરીને યમુનાના કિનારા પરનો આખો દોઆબ કબજે કરવો એવી યોજના હતી. એ જ વેળા કાનપુરથી ફતેહગઢ પર પોતે આક્રમણ કરતા જઈ પહોંચવું એવો કોલીનનો વિચાર હતો. દોઆબ માહેના ક્રાંતિકારીઓ ત્યાંથી પાછા હઠતા હઠતા ફતેહગઢમાં દાખલ થશે એવી અટકળ કરીને ફતેહગઢ પાસે જ છેવટનું નિર્ણયાત્મક યુદ્ધ ખેલવાની સઘળી તૈયારી કરવામાં આવી હતી. વોલ્પોલ, સીટન અને કેમ્પબેલનાં લશ્કરો આખરે અહીં જ આવીને મળે એમ નક્કી કરવામાં આવ્યું.

આ યોજના અનુસાર તા. ૧૮ મી ડિસેમ્બરે પોતાની સઘળી તોપો અને લશ્કર-સરંજામ સાથે વોલ્પોલ કાનપુરથી કાલ્પીને રસ્તે ઉપર આવવા રવાના થયો. ફિરંગીઓની રીતે વેર વાળવાનું તાંડવ ખેલતો, અંગ્રેજોની સામે લડતા 'પાંડે'ને તેમ જ નિરપરાધી ખેડૂતોને રેંસી નાખતો-ઠાર કરતો, તથા બળવાખોરોને આશ્રય

આપનારાં તેમ જ નિરપરાધી એવાં ગામોનાં ગામો જલાવી દેનો વોલ્પોલ કાનપુરથી રવાના થઈ ઈટાવા સુધી આવી પહોંચ્યો. તે તો ત્યાંથી આગળ જ વધવા ધારતો હતો, અને ઈટાવામાંથી જોકે સઘળા ક્રાંતિકારીઓ નીકળી ગયા હતા, છતાં વોલ્પોલને પોતાના લશ્કર સાથે ઈટાવામાં જ રોકાઈ રહેવું પડ્યું ! તો એવું કયું અસાધારણ કારણ ઉપસ્થિત થયું હતું કે જેના ભયને લીધે એને આગળ વધવાનો કાર્યક્રમ રદ્દ કરી દઈ ત્યાં જ રોકાઈ રહેવું પડયું ?

અંગ્રેજ સૈન્યની કૂચને થંભાવી દે તેવું શું હોઈ શકે ? શું એ સ્થળે ક્રાંતિકારીઓની પ્રબળ જમાવટ તેના પર હલ્લો કરવા રાહ જોઈ રહી હતી ? એ પાયદળ હતું કે ઘોડેસ્વાર લશ્કર હતું ? અગર શું ચોતરફ આગ વરસાવતું ક્રાંતિકારીઓનું કોઈ પ્રચંડ તોપખાનું ત્યાં હાજર થઈ ગયું હતું ? રુકાવટનું એવું તે શું કારણ ઉપસ્થિત થયું હતું ?

એ રુકાવટ કરનારું કોઈ પાયદળ નહોતું, કોઈ ઘોડેસ્વાર લશ્કર નહોતું કે કોઈ તોપખાનું પણ નહોતું. દૂરની પેલી ઈમારતમાંથી તીવ્ર સામનો કરતા કેવળ વીસ-પચીસ કેસરિયાં કરેલા વીરનરોએ તેને થોભાવી દીધું હતું. એ ઈમારતને ઉપર મજબૂત છાપરું હતું અને બંદૂકોના ગોળીબાર અર્થે ભીંતોમાં કાણાં પણ પાડેલાં હતાં. હાથમાં બંદૂકો ઝાલી હૈયામાં સળગી ઊઠેલા ક્રોધાગ્નિથી બળી રહેલા એ વીસ પચીસ જવાંમર્દોએ એ સુસજ્જ અને પ્રબળ અંગ્રેજી લશ્કરને ઈટાવાના પાદરમાં જ થંભાવી દીધું હતું ! અંગ્રેજોની બંદૂકો અગર તોપોની પરવા કર્યા વિના ઈટાવાએ અંગ્રેજોનો આગળ વધવાનો રસ્તો જ રોકી રાખ્યો હતો, કેમકે ઈટાવાના નામને શોભે એવું બલિદાન હજુ એને મળ્યું નહોતું ! એ બલિદાન તો જે કોઈ વ્યક્તિ ઈટાવાની મરજી વિરુદ્ધ તેના

દ્વારમાં પગલું માંડવા પહેલવહેલી આગળ આવે તેનું લેવાનું હતું ! "પહેલાં યુદ્ધ !" પછી બીજી બધી વાતો, એ જ એ આહ્વાનના શબ્દો હતા. એ પચીસ વીરપુરુષો ઘણી સહેલાઈથી છટકી જઈ શક્યા હોત; છતાં પણ તેમણે જાનને ભોગે લડી લેવાનો નિશ્ચય કર્યો હતો. અને માટે જ તેમણે યુદ્ધને આવકારી લીધું. પરંતુ ઈમારતમાં બેઠેલા આ ગણ્યાગાંઠ્યા લોકો સાથે યુદ્ધમાં ઊતરવાનો શો અર્થ હતો ? અંગ્રેજો એમ ધારતા હતા કે જરા રાહ જોવાથી એ લોકોની સાન ઠેકાણે આવી જતાં જ તેઓ નાસી જશે; એને માટે રસ્તો ખુલ્લો જ રખાયો હતો. પણ ઘણી વાર સુધી રાહ જોયા છતાં એ બળવાખોરો નાસી જવાનાં ચિહ્ન દેખાયાં નહિ, તેમ તેમની સાન ઠેકાણે આવે એવું પણ જણાયું નહિ. આથી આખરે એ શૂરવીરોની લડી લેવાની હઠ અંગ્રેજોએ પૂરી કરવાનું નક્કી કર્યું. અંગ્રેજોએ ધાર્યું હતું કે તોપખાનું પાસે આવતું દેખતાં જ યુદ્ધ માગનારા આ બહાદુરો નાસી જશે; એવી ધારણાથી તોપખાનું આગળ આણી એમને ડરાવવાની મહેનત પણ અંગ્રેજોએ કરી જોઈ.

પરંતુ સામાન્ય – અતિ સામાન્ય માનવીના હૃદયમાં જ ભીતિને સ્થાન હોય છે. સ્વતંત્રતાના આદર્શનું જેમને ઘેલું લાગ્યું હોય, અને જેઓ એ સ્વાતંત્ર્યના ધ્યેયની પ્રાપ્તિ અર્થે મૃત્યુને ભેટવા આતુર હોય, એમને કોણ ડરાવી શકવાનું છે ? વિજય મેળવવાની આશાથી લડનારો ડરીને પાછો હઠી જાય; કીર્તિ માટે લડનારો પણ એક વાર ભયથી પાછાં ડગ માંડે; પણ જે મૃત્યુને ભેટવાને ઈરાદે જ રણમાં કૂદી પડ્યો હોય એને કોણ ડરાવી શકે ? એવા માનવીના માર્ગમાં કઈ રુકાવટો આવી શકે તેમ છે ? આકાશમાંથી વીજળી પડે અગર વજ્રપાત થાય, તોપણ એના પ્રયાણમાં અટકવાનું ન જ હોય. એવા કેસરિયા બહાદુરોનાં અંતિમ ધ્યેય મૃત્યુ જ હોવાથી

આવા નૈસર્ગિક કોપો તો એની ઇચ્છાને ત્વરિત સફળ કરનારા સહાયકો જ બની રહે છે! જે મૃત્યુને ભેટવા જ નીકળ્યો છે એને નિરાશા શાની? પ્રિયાને ભેટવા ઉત્કંઠિત બનેલા આતુર પ્રિયકરની પેઠે જેઓ મૃત્યુને ભેટવા જ અધીરા થઈ રહ્યા હોય, એવા એ ઈટાવાના દેશવીરોને કોણ ભય પમાડી શકવાનું હતું?

અને એથી તો છટકી જવાના સઘળા રસ્તા ખુલ્લા હોવા છતાં ડગલું પણ ન ખસવાનું જ તેમણે આનંદભેર સ્વીકાર્યું. વિજયની લેશ પણ આશા ન હોવા છતાં તેમણે અંગ્રેજોની પ્રબળ સેનાને ઉલ્લટભેર આહ્વાન આપ્યું. જે અંગ્રેજ લશ્કર આજ સુધી દિલ્હીના, કાનપુરના કે લખનૌના કિલ્લાની દીવાલ પાસે આટલા ઘેરાઓમાં કદી થંભી ગયું નહોતું, તે જ અંગ્રેજ લશ્કર આજે એક મામૂલી મકાનની દીવાલ પાસે અટકીને ઊભું થઈ રહ્યું!

મેલિસન લખે છે: "સંખ્યામાં અતિશય ઓછા, હાથમાં કેવળ બંદૂકો સાહીને, નિરાશાને ઓળખ્યા વિના ભીષણ રણોત્સાહથી ફાટફાટ થતા, પોતાના ધ્યેયની સિદ્ધિ અર્થે શહીદ બની જવાનો નિરધાર કરી ચૂકેલા તેઓ અડગપણે ખડા હતા! વૉલ્પોલે એક વાર એ જગ્યા તપાસી લીધી. લશ્કરને ત્યાં આણીને ખડું કરવાની દૃષ્ટિએ એ જગ્યા નકામી હતી. એ ઈમારતને ઉડાવી દેવાનું સાવ સહેલું હતું; પણ એમ કરવામાં અંદર આદમીઓ બેઠેલા હોવાથી વિના કારણે કિંમતી જાનોની બરબાદી થાય તેમ હતું. આ કરતાં ઓછા જોખમવાળા માર્ગો લઈ શકાય તેમ દેખાયું, અને વૉલ્પોલે તેનો જ અવલંબ કર્યો. પ્રથમ તો તેણે બૉમ્બગોળા ફેંક્યા; ઉપરાંત અંદરના માણસોને ગૂંગળાવી મારવા ઘાસ સળગાવીને ખૂબ ધુમાડો કર્યો. પણ બધું વ્યર્થ! ક્રાંતિકારીઓએ મકાનનાં કાણાં-ઓમાંથી ત્રણ કલાક સુધી એવો સફળ ગોળીબાર ચાલુ રાખ્યો કે

શત્રુને પડખે ચડવાનો તેમણે અવસર જ સાપડવા દીધો નહિ. આખરે આખી ઇમારત ઉડાવી દેવાનુ ઠરાવીને 'એન્જિનિયર્સ' માહેના રફેચવીની મદદથી ઓર્શિબરે બદૂકની કારતૂસોની જ એક સુરગમાળા બનાવીને તે સળગાવી. એ સુરગના ફૂટવા સાથે જ એ જગ્યાએ જગ જગવનારા બહાદુરોના માથાઓ પર તેમના દિનમા રમી રહેલી શહીદીનો મુગટ વિલસી રહ્યો, તેઓ એ તૂટી પડેલ મકાન તળે દટાઈ મૂઆ "

સુરગ ફૂટતા જ મકાન ઊડી પડ્યુ, અને શહીદો જે જાતનુ મૃત્યુ ક્ષણે ક્ષણે માગી રહ્યા હતા તે શહીદીનુ ગૌરવભર્યુ માન એમને સાપડ્યુ ! એ રથળે જ તેઓ મરણશરણ થયા ને ત્યા જ દટાયા ! ત્યારથી ઇટાવાના બહાદુરોનુ એ પુણ્ય સમાધિસ્થાન અતિઉચ્ચ ધ્યેય અર્થે 'મૃત્યુને કેમ ભેટવુ' એવુ મૌન ભાવે છતા અતિભીષણ એવુ પ્રવચન હજુ આજે પણ ત્યા ઊભા ઊભા દિનરાત સભળાવ્યા કરે છે !

વીરભૂમિ ઇટાવા ! અમરકીર્તિ ઇટાવા ! તારા કરતા કઈ વધારે ઉન્નત અને પવિત્ર પ્રેરણા થર્મોપીલીની ખીણમા, બ્રેસ્સ્યાની તોતિંગ દીવાલો પાસે, અગર તો નેધર્લૅન્ડના ડી રુટરના સામનામા સાપડવાની છે ? ધન્ય હો ઇટાવા ! ઇટાવાનો ચિરકાળ વિજય હો !

જે વેળા વોલ્પોલ ઇટાવા આવી પહોચ્યો હતો તે વેળા સીટન પણ અલીગઢ, કાશગજ અને મિનપુરી થઈ ક્રાંતિકારીઓ સામે લડતો આગળ વધી રહ્યો હતો બને લશ્કરો મિનપુરીમા તા ૮મી જાનેવારી ૧૮૫૮ ના રોજ એકત્ર થયા. અગાઉ નક્કી થયેલી યોજનાનુસાર દિલ્હી અને મીરતના અગ્રેજ લશ્કરોએ દોઆબનો યમુના કિનારાનો અલાહબાદ સુધીનો સઘળો પ્રદેશ ફરી પાદાક્રાંત કર્યો હતો વચના સમય દરમિયાન કોલીન ગગાને કિનારે કિનારે જાતે આગળ વધી

રહ્યો હતો. ફતેહગઢના નવાબને હરાવીને ત્યાંથી આગળ વધી દોઆબના ક્રાંતિકારીઓનો સંપૂર્ણ નાશ કરવાને ઈરાદે તે કાનપુર જતો હતો. દોઆબના સઘળા ક્રાંતિકારીઓ આ વેળા ફતેહગઢમાં એકઠા થયા હતા. આ સઘળું ક્રાંતિકારી લશ્કર દિલ્હી અને કાનપુરમાં હારીને નાસી આવેલા ફાલતુ સૈનિકો અને બિનલડાયક માણસોનું બનેલું હોઈ યુદ્ધની શરૂઆત થતાં જ જીવ બચાવવાને ઈરાદે તુરત તેમાં નાસભાગ શરૂ થતી. પરંતુ આવા ડરપોક માર્ગો લેવાથી તેઓ જીવ બચાવી શકે ખરા? હરગિજ નહિ. અંગ્રેજ લશ્કરો તેમનો સખત પીછો પકડતાં, અને હરેક વેળા ૬૦૦ થી ૭૦૦ લોકોને અને કોઈ કોઈ વાર તો ૧૦૦૦–૧૦૦૦ લોકોને કાપી નાખતાં. મૃત્યુને હોંશથી ભેટનારા ઈટાવાના પેલા વીરનરો ક્યાં, અને આ ડરપોક ભાગેડુઓ ક્યાં? ફરૂકાબાદના નવાબને આ બીકણ સિપાઈઓને કારણે ભારે ભયંકર નુકસાન સોસવું પડ્યું. એની રાજધાની, એનો કિલ્લો અને પુષ્કળ યુદ્ધસામગ્રી, બધું અકબંધ બ્રિટિશોને હાથ પડ્યું અને સઘળા ક્રાંતિકારીઓને ગંગાને પેલે પાર રોહિલખંડમાં ઘૂસી જવું પડ્યું. યુદ્ધસામગ્રીની સાથોસાથ અંગ્રેજોનો જાની દુશ્મન નાદીરખાન પણ શત્રુઓના હાથમાં પકડાયો હતો. આ નાદીરખાને જ નાનાસાહેબના વાવટા તળે કાનપુરમાં જુદે જુદે વખતે અંગ્રેજોનો વખાણવા લાયક સામનો કર્યો હતો. આવો ભયંકર શત્રુ હાથમાં આવતાં જ અંગ્રેજોએ તુરત તેને ફાંસીએ લટકાવ્યો. નાદીરખાને અંતિમ ક્ષણોએ હિંદવાસીઓને હાકલ કરી સોગંદ આપ્યા: "સહુએ પોતાની તલવારો ખેંચીને અંગ્રેજોનો સમૂળો વિનાશ કરવા નીકળી પડવું જોઈએ."[1] એ વંદનીય દેશભક્તના મૃત્યુવેળાના આ આખરી શબ્દો હતા.

૧૮૫૮ના જાનેવારીની ૪ થી તારીખે જે વેળા વિજયી સેના-

---

૧. Charles Ball's *Indian Mutiny*, Vol. II, page 232.

પતિ કોલીને ફતેહગઢમાં પ્રવેશ કર્યો તે વેળા આખો દોઆબ પ્રાંત અને બનારસથી મીરત સુધીનો સઘળો પ્રદેશ અંગ્રેજોના કાબૂમાં આવી ગયો હતો. અર્થાત્ હવે કઈ બાજુએ હલ્લાઓ કરવા એની યોજના વિચારવાનો સવાલ અંગ્રેજો સમક્ષ ઊભો થયો. દોઆબની ક્રાંતિની જ્વાળાઓ બુઝાવી દઈશું એટલે આપોઆપ બીજે સઘળે સ્થળે બળવો શમી જશે એવી જે અંગ્રેજોની માન્યતા હતી, તે સાવ ભૂલભરેલી નીવડી. રાજકારણ–નિષ્ણુતોએ ભવિષ્ય ભાખ્યું હતું કે દિલ્હી પડતાં જ એક અઠવાડિયામાં 'બળવા'નો અંત આવી જશે; પરંતુ દિલ્હી પડ્યા છતાં ક્રાંતિનો જુવાળ નરમ પડ્યો જ નહિ, અને સઘળા અંદાજો અને બધી ભવિષ્યવાણીઓ જૂઠાં પડ્યાં. થયું એવું કે દિલ્હીના ઘેરામાં ભરાઈ રહેલું ક્રાંતિકારીઓનું સાગરસમું માનવબળ દિલ્હી પડતાં જ બે કાંઠે છલકાઈ જતી નદીના પ્રવાહ પેઠે વેગભેર આખા દેશમાં ફેલાઈ ગયું, અને સઘળે ક્રાંતિનાં નેજાં ફરકી ઊઠ્યાં. બખ્તખાનના હાથ તળેનું રોહિલખંડનું લશ્કર, વીરસિંહના હાથ તળેનું નીમચનું લશ્કર, અને અન્ય સુબેદારોના હાથ તળેના વિધવિધ જગ્યાના સિપાઈઓ, દેશના જુદા જુદા ભાગોમાં ફેલાઈ જઈ ત્યાં રણાં ફરી એ જ લડત માંડી બેઠા. એક વાર તો ખુદ દિલ્હીમાં જ લોકોએ ફરી માથું ઊંચકવાની મહેનત પણ કરેલી. કેમકે લોકોમાં એવી અફવા વહેતી થઈ હતી કે કાનપુરની જીત પછી ખુદ નાનાસાહેબ પોતે, અંગ્રેજોએ કેદમાં પૂરેલા દિલ્હીના બાદશાહને છોડાવવા માટે દિલ્હી પર જ ચઢી આવે છે! અંગ્રેજ લશ્કરી અધિકારીઓને એ વેળા એવા ખાનગી હુકમો અપાઈ પણ ગયા હતા કે કદાચ નાનાસાહેબ દિલ્હી આવી પહોંચે તો વૃદ્ધ બાદશાહને ગોળીએથી વીંધી કૂતરા–બિલાડાને મોતે ઠાર કરવો![૨]

---

૨. Charles Ball's *Indian Mutiny*, Vol. II, page 184.

દિલ્હી પડ્યા પછી ક્રાંતિકારીઓ તો અગાઉ કરતાં પણ વધારે ખિજાયા હતા. હારવાની હવે તેમને નવાઈ રહી નહોતી. શરૂઆતનો વિજયનો ઉન્માદ હવે તેમનામાંથી ઓસરી ગયો હતો. એક જાતની ગંભીર ઉદાસીનતા જ હવે તેમનાં હૃદયોમાં પ્રબળ બની રહી હતી. તેમના દિલમાં હવે એક જ વિચાર ચાલતો હતો : ગમે તે થાય તોપણુ લડત ચાલુ જ રાખવી, પોતે લડ્યા જ કરવું. તેમણે જાણે નિરધાર જ કર્યો હતો કે કાં તો ફિરંગી અગર તો પોતે: બે પૈકી એક પક્ષનું અસ્તિત્વ આ દેશમાંથી હવે સમૂળગું ખલાસ થઈ જવું જોઈએ! આ હેતુ સિદ્ધ થતાં સુધી તેઓ લડ્યા કરવા માગતા હતા. અંદરો-અંદર તેઓ ઝઘડતા હતા; કેટલાએક તો વ્યક્તિગત સ્વાર્થ ખાતર ગમે તે કરવામાં પાછું પણ વાળી જોતા નહોતા. પરંતુ તેમ છતાં એમાંથી એકે જણ આદરેલું યુદ્ધ અટકાવી દેવા માગતો નહોતો – ઇચ્છતો નહોતો! લડાઈમાં પકડાયેલા સિપાઈઓને ફાંસીએ ચડાવતા પહેલાં તેમને અંગ્રેજો તરફથી જ્યારે પૂછવામાં આવતું કે તેઓ શા માટે ક્રાંતિકારીઓમાં ભળ્યા હતા, ત્યારે એકેએક જણ જુસ્સાપૂર્વક અને સ્પષ્ટતાથી સંભળાવતો: "અમારા ધર્મની એવી આજ્ઞા છે કે ફિરંગીઓને હાર કરો! એનો આખરી અંજામ! ફિરંગીઓ તેમ જ અંગ્રેજોનો સંપૂર્ણ વિનાશ! અને પછી? ખુદાની મરજી હશે તેમ બનશે!" ૩

આમ દિલ્હી પડ્યા પછી તો સ્વાતંત્ર્યની જ્યોત બુઝાઈ જવાને બદલે વધારે જોસભેર પ્રજ્વળી ઊઠી. અને જાણે દિલ્હીનો બદલો લેવાને

---

૩. "The slaughter of the English is required by our religion. The end will be the destruction of all the English and all the Sepoys, — and then, God knows!" — Charles Ball's *Indian Mutiny*, Vol. II, page 242.

ઇરાદે હોય તેમ તેમણે લખનૌ અને બરેલીમા સગ્રામ ચાલુ કર્યો જે વેળા આખો દોઆબ અગ્રેજોના કાબૂમા આવી ગયો હતો તે વેળા અયોધ્યા ને રોહિલખડના પ્રાતો તો આખેઆખા હજુ ક્રાતિકારીઓના તાબામા જ હતા આ કારણે સર કોલીનનો વિચાર પહેલા રોહિલખડ જીતી લઈને પછી લખનૌ તરફ જવાનો હતો લૉર્ડ કેનિંગે તો મતત એવુ જ દબાણ ચાલુ રાખ્યુ હતુ કે ક્રાતિકારી હિલચાલોના મુખ્ય કેન્દ્ર લખનૌનો ભાગીને ભૂકો કરી નાખવામા આવે તો બીજા સ્થાનો તો આપોઆપ જ શરણે આવશે. એ રીતે કેનિંગના હુકમને માથે ચડાવીને કોલીને લખનૌ પર ચડાઈ કરવાનુ નક્કી કર્યુ અગાઉની યોજના મુજબ સીટન, વૉલ્પોલ અને સર સેનાપતિ કૅાલીન સહુએ મળી કુલ અગિયાર હજાર લશ્કર ફતેહગઢમા જમા કર્યુ હતુ દોઆબની અદરની હિલચાલ અર્થે વધારે યોગ્ય એવા સ્થાનોમા આખો પ્રાત કાબૂમા રાખવાની દૃષ્ટિએ, થોડુ થોડુ લશ્કર એ ભાગોમા રાખી મૂકવામા આવ્યુ. આગ્રાથી આવેલી નવી પલટનોની સહાયથી કૉલીનના લશ્કરમા ઉમેરો થયો સર કૅાલીને હવે ફતેહગઢથી પ્રયાણ આદર્યુ. આ વેળાના વિશાળ અગ્રેજી સૈન્યનુ અગ્રેજ ઇતિહાસમેરો આનુ વર્ણન કરે છે "ઓનાવ અને ક્ષુન્નીના રેતાળ ભાગોએ આવુ વિશાળ લશ્કર–ઘોડાઓ, તોપખાના, પાયદળ, અન્નસામગ્રીથી ભરેલા ગાડાઓ, લશ્કર સાથેના વધારાના માણસો, એન્જિનિયરો, નાનામોટા અનેક તબૂઓ વગેરે અસબાબ, આ પૂર્વે ભાગ્યે જ જોયુ હશે. સઘળી ગોઠવણ સફાઈબધ હતી પદર અગ્રેજ અને બે હિંદી પાયદળ પલટનો, ચાર યુરોપિયન અને ચોવીશ હિદી ઘોડેસ્વાર ટુકડીઓ, ચોપન નાની અને એશી મોટી મળી એકસો ચોત્રીશ તોપો, એટલો લશ્કરી સરજામ અહીં જમા કરવામા આવ્યો હતો" આવડા વિશાળ લશ્કર સાથે લખનૌને શિક્ષા કરવા સારુ સર કૅાલીન કૅમ્પબેલ કાનપુર મૂકી ગગાને સામે કાંઠે જઈ પહોચ્યો.

હે ગંગામૈયા ! અયોધ્યાનો વિનાશ કરવા અર્થે આવી રહેલી આ પ્રબળ અંગ્રેજ ફોજ તું જોઈ લે. એ અભિમાની પ્રતાપી અયોધ્યા ! તારા પર તૂટી પડનારી આ ભીષણ આપત્તિઓથી હિંમત હારી જઈ ખુદ તું પોતે આખરે નામશેષ બની જશે ખરો ? ગંગા ઊતરીને અંગ્રેજો આ કાંઠે આવે કે આપણું આવી બન્યું એવો ફફડાટ અયોધ્યાના દિલમાં સતત ચાલી રહ્યો હોવો જોઈએ. એને એ દર્દ પણ પૂરેપૂરું હશે જ કે પોતાનાં અસંખ્ય ગામડાંઓ બાળીને ભસ્મ કરવા અર્થે-પોતાનાં પવિત્ર મંદિરોને સુરંગો ચાંપી ઉડાવી દેવા અર્થે—અરે અંદરની દેવમૂર્તિઓના ભાંગીને ટુકડા કરવા અર્થે જ અંગ્રેજો આવી રહ્યા છે ! ૪ પરંતુ તેના દિલમાં સૌથી વધારે દર્દ અને પરિતાપ કોઈ બાબતને વિષે હોય તો તે એ અંગે હતો કે પોતા પર ચડી આવનારી ટુકડીઓ જંગબહાદુરના નેપાળીઓની હતી! એ એક જ દુઃખદાયી ઘટનાને લીધે અયોધ્યાની આંખે આંસુઓ સરી પડ્યાં; એ દશ્યને કારણે જ એનું વદનમંડળ ઝાંખું બની ગયું ! અંગ્રેજોની ચઢાઈથી ડઘાઈ જવા જેવો બીકણ અયોધ્યા પ્રાંત જરૂર નહોતો. જો એવું હોત તો અંગ્રેજોની ગુલામીનું ધોંસરું તેણે ફેંકી જ દીધું ના હોત ! જે દહાડો એણે અંગ્રેજી અમલનો પોતાની હદમાંથી વિનાશ કર્યો, તે દિવસે એણે ખાતરીથી માન્યું હતું કે અંગ્રેજો પાછા ચડી આવવાના જ છે. અને એ હકીકતની ગણતરી કરીને જ એણે પોતાના હજારો હાથ લંબાવીને અંગ્રેજોને જંગમાં ઊતરી પડવાનું આહ્વાન આપ્યું હતું. પણ નેપાળી પલટનો લઈને જંગબહાદુર પોતા પર ચડી આવશે એવું એણે સ્વપ્ને પણ ધારેલું નહિ ! શત્રુઓ આવીને પોતા પર પ્રહાર કરશે અને ખૂનો વહાવશે એની એને પૂરેપૂરી ખાતરી હતી; પરંતુ પોતાના જ મિત્રો, પોતાના

૪. Russell's *Diary*, page 218.

જ બાંધવો પોતા પર ચડી આવી ખડ્ગો ચલાવશે એ એના ખ્યાલમાં પણ નહોતું! અંગ્રેજો સાથે લડી લેવાની એની તૈયારી હતી; પરંતુ હિંદુસ્તાનના સ્વાતંત્ર્ય અર્થે હિંદુસ્તાનના જ એક અંગ સાથે પોતાને લડવું પડશે એવી અપમાનભરી ઘટનાનો એને સ્વપ્ને પણ વિચાર આવ્યો નહોતો! અને એથી અયોધ્યાને ફજેત કરવા અર્થે જ્યારે ખુદ જંગબહાદુર પોતાની નેપાળી પલટનો લઈ ચડી આવ્યો ત્યારે એ દૃશ્ય અયોધ્યાની નજરે પડતાં જ એની આંખે ચોધાર આંસુઓની સરિતાઓ ચાલી!

સર કૉલીનની આગેવાની તળે જ્યારે પ્રબળ બ્રિટિશ લશ્કર ગંગા પાર કરી રહ્યું હતું ત્યારે જંગબહાદુર પોતાની નેપાળી પલટનો લઈને પોતાના અંગ્રેજ 'મિત્રો'ને મદદ કરવા અર્થે લખનૌ પર ચડી આવતો હતો. પરિસ્થિતિની એ પણ બલિહારી છે કે અંગ્રેજો એના મિત્ર બન્યા હતા અને હિંદીઓ તેના શત્રુ થયા હતા! જેમણે ગાયની ચરબી કારતૂસોને ચોપડી હતી તેઓ તેના સ્નેહી ગણાયા, અને જેમણે એ કારતૂસો દાંતે તોડવાની ના પાડી હતી તે એના વેરી બન્યા! હિંદુસ્તાનના ઇતિહાસમાં કલંકરૂપ બનેલા એ જંગબહાદુરે સ્વાતંત્ર્યસંગ્રામના શ્રીગણેશ મંડાતાં જ અંગ્રેજો સાથે હસ્તાં-દોલન કરી પોતાની જાત અને પોતાના કુળને મોંએ મેશ ચોપડી! ૧૮૫૭ની અગાઉ થોડા દહાડા પહેલાં તેણે ઈંગલાંડની સફર ખેડી હતી; અને અંગ્રેજ ઇતિહાસકારો ભારે અભિમાનપૂર્વક જણાવે છે કે ઈગ્લાંડમાં અંગ્રેજોનો વૈભવ અને એમનું સામર્થ્ય નજરોનજર જોયું હોવાથી જ અંગ્રેજો વિરુદ્ધ રણમેદાન ખેલવાની હિંમત તે કરી શક્યો નહિ! અંગ્રેજોનો વૈભવ તથા એમનું સામર્થ્ય ખરેખર શું એટલું ભયપ્રદ હતું? જો જંગબહાદુરે ઈગ્લાંડની સફર ખેડી હતી, તો નાનાસાહેબના મંત્રી અઝીમુલ્લા અને સાતારાના રંગો બાપુજી પણ

ઈંગ્લાંડ જોઈ આવ્યા હતા. ઈંગ્લાંડની સફરના પડઘા એમના દિલ પર કેવા પડ્યા હતા, તેમ જ ઈંગ્લાંડના સામર્થ્યની હરેક વિગત જોયા પછી એને જ પરિણામે એ સામર્થ્યના ફુરચેફુરચા ઉડાવી દેવાનો કેવો કઠોર અને દઢ નિશ્ચય તેમણે કર્યો હતો, એની સાક્ષી તો ઇતિહાસે નોંધી જ રાખી છે! ઈંગ્લાંડના સામર્થ્યનાં આ બણગાં જંગબહાદુરની દેશદ્રોહી વૃત્તિનું કોઈ રીતે સમર્થન કરી શકે તેમ નથી! ઈંગ્લાંડના બળસામર્થ્યને નજરે નિહાળ્યા પછી તો અઝીમુલ્લા અને રંગો બાપુજીનાં સ્વદેશભક્ત હૈયાંમાં માતૃભૂમિને ભાલપ્રદેશે કુંકુમતિલક કરી તેને જ સામ્રાજ્ઞીપદે સ્થાપવાની ઊર્મિ બમણા જોરે ઊછળી રહી. બીજી બીજુ ઈંગ્લાંડના સામર્થ્યની આ દેશદ્રોહી ફણધર સાથે દષ્ટોદષ્ટ મળતાં જ એ સામર્થ્યે એના કાનમાં ધીરે અવાજે ફૂંક મારી: "તારી માતૃભૂમિને મારી ગુલામડી બનાવવામાં તું મદદ કરે તો તેને બે ટુકડા વધારે આપવામાં આવશે.

અને પોતાના જ સ્વાર્થની સાધના અર્થે માતૃભૂમિનું લિલામ કરવા તૈયાર થયેલા આ જંગબહાદુરે અંગ્રેજોની મદદે ગુરખા પલટનો મોકલી આપી. ૧૮૫૭ના ઑગસ્ટની શરૂઆતમાં ખાટમંડુથી ત્રણ હજાર ગુરખા સિપાઈઓ અયોધ્યાની પૂર્વે આવેલા અઝીમગઢ અને જુવાનપુર શહેરે ઊતરી પડ્યા. જે વખતે અંગ્રેજો દોઆબમાં લડી રહ્યા હતા, તે વેળા વેણીમાધવ, મહમ્મદહુસેન અને રાજા નાદીરખાને ભારે શૂરવીરતાપૂર્વક બનારસની આસપાસનો સઘળો પ્રદેશ અને અયોધ્યાનો પૂર્વભાગ પાછા હસ્તગત કર્યાં હતા. અંગ્રેજો અયોધ્યા તરફ ધ્યાન દેવા નવરા થાય તે પહેલાં જ નેપાળી પલટનોએ ક્રાંતિકારીઓને હઠાવીને અયોધ્યા સુધી પાછા ફરી જવાની ફરજ પાડી હતી. થોડા દિવસોમાં જ જંગબહાદુર અને અંગ્રેજો વચ્ચે પાકી મસલત થઈ ગઈ અને તુરત અયોધ્યાને ઘેરી લેવા ત્રણે લશ્કરો

એકી સાથે તત્પર થયાં. તા. ૨૩મી ડિસેમ્બર ૧૮૫૭ના રોજ પોતાના નવ હજાર ગુરખાઓ સાથે જંગબહાદુર નીકળી પડ્યો. જનરલ ફ્રૅંકસ અને રોક્રોફ્ટ બંને જણા પોતપોતાની સાથે મોટી મોટી ફોજો લઈ ઊતરી પડ્યા. અને એમ બનારસની ઉત્તરે ક્રાંતિકારી ફોજોનો ભાંગીને ભૂકો કરતાં આ ત્રણે લશ્કરો અયોધ્યામાં પેઠાં.

તા. ૨૫મી ફેબ્રુઆરી ૧૮૫૮ના સુમારે નેપાળીઓ અને અંગ્રેજોએ ઘોગ્રા નદી પાર કરી અંબરપુર તરફ પ્રસ્થાન આરંભ્યું. રસ્તામાં એક ઘાટા જંગલમાં એક અભેદ્ય કિલ્લો હતો. એ જીતી લીધા વિના આગળ વધવું અંગ્રેજો માટે જોખમકારક હતું. એથી એ કિલ્લો જીતી લેવાનું નેપાળીઓને સોંપવામાં આવ્યું. આ સુસજ્જ સેનાની સામે પણ આ કિલ્લો સારી રીતે ટકી રહ્યો. એ કિલ્લામા લશ્કરી સંખ્યાબળ કેટલું હતું એ જાણવા વાચકો સહેજે આતુર થયા હશે. તેમને જાણીને નવાઈ લાગશે કે એ કિલ્લામાં કેવળ ૩૪ માણસોની જ એક ટુકડી હતી! પરંતુ એમનાં હૃદયો સ્વતંત્રતાના સ્ફૂર્તિદાયી આદર્શથી સભર ભર્યાં હતાં, અને તેથી જ તેઓ આવડી વિશાળ ફોજની સામે ઝૂઝવાને તત્પર થયા હતા. નેપાળી લશ્કર ભારે જોસપૂર્વક લડ્યું, તો તેમના પ્રતિપક્ષીઓ તેમનાથી સોગણા જોરે આપડ્યા. સ્વદેશભક્તિ અને દેશદ્રોહ જાણે અહીં સામસામે જંગે ચડ્યાં હતા! તે વેળા અંબરપુરની આ સ્વર્ગનગરીએ ન ભૂતો ન ભવિષ્યતિ! એવું યુદ્ધ ખેલી શત્રુના સાત આદમીઓને યમસદને પહોંચાડ્યા અને ત્રેંતાળીશ જણાને સખ્ત ઘાયલ કર્યા. એ મરણિયા બનેલી ટુકડીમાંથી તેત્રીશ જણા ખપી ગયા હતા તોપણ ચોત્રીશમો એકલો મરતાં સુધી પોતાને સ્થાનેથી સહેજ પણ ખસ્યો નહોતો! એનું પણ શબ આખરે ધરતી પર ઢળી પડ્યું ત્યાર પછી જ શત્રુઓ કિલ્લામાં ડગલું પણ મૂકવા શક્તિમાન થયા! ખુદ દિલ્હી અગર

લખનૌ સરખાં સુસજ્જ શહેરો પણ લડત માટે જે દૃઢ નિશ્ચય અને આગ્રહ દાખવી શક્યા નહિ, તે નિશ્ચય અને આગ્રહની આખરી માત્રા કેટલી હોઈ શકે તેનુ પ્રદર્શન અંબરપુરે બરાબર કરી બતાવ્યુ.[૫]

અંબરપુર જીતી લઈ આસપાસનો પ્રદેશ વેરાન કરતું ગુરખા લશ્કર આગળ વધ્યે જતું હતું; તેની પાછળ જનરલ ફ્રેન્કસ પણ સુલતાનપુરના નઝીમ મહમ્મદહુસેન તથા ત્યાના સેનાનાયક બંદાહુસેન સાથે લડીને અયોધ્યા તરફ ઉપર ચડી રહ્યો હતો. અત્યાર સુધી મળેલી હારને કારણે ગુમાવેલી આબરૂ પાછી મેળવવા તથા પૂર્વ અયોધ્યામાં અત્યાર સુધી ચાલતા પોતાના અમલનો રૂઆબ ટકાવી રાખવા સારુ લખનૌની સરકારે જનરલ ફ્રેન્કસને હરાવવા માટે વાજીદઅલી શાહના વખતના તોપખાનાના ઉપરી ગફુર બેગને તેની સામે મોકલ્યો. તા. ૭ ફેબ્રુઆરીના રોજ સુલતાનપુરની લડાઈમાં જનરલ ફ્રેન્કસે તેને પણ હરાવ્યો ને આ રીતે એ પ્રદેશમાં અંગ્રેજો માટેનો રસ્તો સંપૂર્ણ રીતે નિષ્કંટક બની ગયો.

અને હવે આ સઘળું શત્રુસૈન્ય સર કોલીનની મદદ અર્થે લખનૌ તરફ આવી રહ્યુ હતું. જનરલ ફ્રેન્કસે દૌરારના કિલા પર હલ્લો કર્યો, પરંતુ કિલ્લેદારોએ તોપો ખોવા છતાં કિલ્લો ટકાવી રાખ્યો. આખરે ફ્રેન્કસને હાર કબૂલ કરી ત્યાંથી પાછા ફરવું પડ્યું. ખરુ જોતાં અત્યાર સુધી જનરલ ફ્રેન્કસ અનેક લડાઈઓ લડી ચૂક્યો હતો, અને મોટા ભાગની બધીમાં વિજયી પણ થયો હતો;

૫. "It was defended with so much vigour and resolution that the assailants lost seven men killed and forty-three wounded before they gained possession of it. The defenders died all at their posts" — Malleson's *Indian Mutiny*, Vol. IV, page 227.

વળી આ વેળાની નાની અને અણધારી હારને લીધે બહુ ઝાઝું નુકસાન થવાનો સંભવ પણ નહોતો. પરંતુ અંગ્રેજો આ સમયે શિસ્ત અને આગેવાનીની જવાબદારી તરફ એટલી કડકાઈથી ધ્યાન આપતા હતા કે ફ્રેન્કસે અત્યાર સુધી જીતેલી અનેક લડાઈઓનો જરા સરખો ય વિચાર કર્યા વિના સર કૉલીને, હવે પછીના ખેલાનારાં અગત્યનાં યુદ્ધોમાં જે સેનાધિકારીઓના હાથ તળે અંગ્રેજ લશ્કર સોંપવાનું વિચાર્યું હતું, તે યાદીમાંથી જનરલ ફ્રેન્કસનું નામ છેકી નાખ્યું !

ધીરે ધીરે લખનૌ પર ધસી આવતા અંગ્રેજ લશ્કરના વિભાગો પરસ્પર વધારે ને વધારે નજીક આવતા જતા હતા. સર કૉલીનનું પોતાનું મોટું લશ્કર કાનપુરથી નીકળી પશ્ચિમ તરફથી આવી રહ્યું હતું, તો જંગબહાદુર અને ફ્રેન્કસનાં લશ્કરો પૂર્વ તરફથી આગળ વધતાં હતાં. તા. ૧૧ મી માર્ચ પહેલાં જ આ બંને લશ્કરો એકઠાં થઈ ગયાં અને એ હત્યારા – 'પાપી' લખનૌને ઉડાવી દેવા તેમણે તલવારો ખેંચી.

પાપી ? પાપી તો નહિ પણ અભાગી તો ખરું જ ! કેમ નહિ ? પોતાના દેશબાંધવો તેમ જ પરદેશીઓની તલવારો તૂટી પડવા તોળાઈ રહી હતી તે છતાં તેનો સામનો કરવા અર્થે તેણે શી શી તૈયારી કરી હતી ? ગઈ સાલના નવેમ્બરથી એટલે જ્યારે સર કૉલીન તાત્યાને હરાવવા માટે કાનપુર તરફ ગયો હતો ત્યારથી ઠેઠ માર્ચ સુધી લખનૌવાસી દરેકેદરેક આદમી પોતાનું સર્વસ્વ હોડમાં મૂકીને લખનૌના રક્ષણ અર્થે અને શત્રુને કાપી નાખવા સારુ કમર કસીને તૈયાર થઈ રહ્યો હતો. લખનૌ પર રૂઆબભેર ફરકી રહેલા સ્વાતંત્ર્ય-ધ્વજનું રક્ષણ કરવા માટે રાયથી રંક સુધી દરેક જણ હાથમાં લીધું માથું લઈને લડી રહ્યો હતો. આમાંના કેટલાએક રાજાઓ

અને જમીનદારો તો એવા પણ હતા કે જેમને અંગ્રેજોના જુલમી અમલમાં પણ વ્યક્તિગત કશું ખાસ નુકસાન થયું નહોતું; ઊલટાનું કેટલાકને તો એથી ઘણો લાભ મળ્યો હતો. મૂળે જે બાબત દેશને નુકસાનકારી હોય તે અંતે તો વ્યક્તિને પણ કદી લાભદાયી નીવડતી નથી એ સર્વોપરી સિદ્ધાંત, વ્યક્તિગત સ્વાર્થ સારુ પોતાની ફરજને ચૂકી ન જવાનો ઉદાત્ત નિશ્ચય, અપકીર્તિ કરતાં મરણ સો થોકે સારુ એવી રજપૂતને છાજતી વૃત્તિ, તેમ જ સ્વાતંત્ર્યને અભાવે સ્વાભિમાન, માણસાઈ વગેરે ઉત્તમ ગુણો કદી પણ ટકી શકતા નથી એ ત્રિકાલાબાધિત સત્ય પ્રત્યેનો અડગ વિશ્વાસ : આ સઘળા ભવ્ય અને ઉદાત્ત સિદ્ધાંતો તે વેળાના લખનૌ પ્રાંતના સઘળા જમીનદારો તથા પૈસાદાર વર્ગને ગળે બરાબર ઊતરી ગયા. લખનૌના જમીનદારો ક્રાંતિયુદ્ધમાં સામેલ થયા હતા તે કેવળ અંગ્રેજોએ લાદેલી જમીનમહેસૂલની પદ્ધતિથી અસંતુષ્ટ થયા હતા માટે નહિ; પરંતુ પોતાના દેશ ઉપર પરદેશીઓની ચાલુ થયેલ સત્તાથી તેઓ ખૂબ નારાજ થઈ ઊઠ્યા હતા, તે જ એનું સાચું કારણ હતું. આ કેવળ અમારો જ મત નહિ પરંતુ તે વેળાના ગવર્નર જનરલનો પણ એ જ મત હતો, એ નીચેના અવતરણ પરથી જોઈ શકાશે.

"તમે કદાચ એમ માનશો કે અયોધ્યાના રાજાઓ અને જમીનદારો માત્ર અમારી જમીનમહેસૂલની પદ્ધતિથી ચિડાયા હતા. પરંતુ એમાં એક બીજી બાબત ખાસ વિચારવા સરખી છે એમ ગવર્નર જનરલ માને છે. ચંદા, ભીંજા અને ગોંડાના રાજાઓએ અમારા સામે જે સખત દુશ્મનાવટ દાખવી તેવી દુશ્મનાવટ અમારા બીજા કોઈ તાબેદારો અગર તો માંડલિક રાજાઓએ દાખવી નથી. ચંદાના રાજાનું એક પણ ગામડું અમે લીધું નહોતું; એટલું જ નહિ પરંતુ તેની ખંડણીની રકમ પણ અમે ઓછી કરી હતી.

બીગમનો રાજા પ્રત્યે પણ ખૂબ ઉદારતા બતાવી હતી. ગોંડાના રાજાનાં ચારસો ગામોમાંથી અમે ફક્ત ત્રણ જ ગામડાં લઈ લીધાં, તે સાથે તેના બદલામાં તેની વાર્ષિક દસ હજાર રૂપિયાની ખંડણી કમી કરી હતી.

"વળી સત્તાની ફેરબદલીને લીધે નૌપારાના જુવાન રાજાને જે લાભ થયો તેટલો લાભ તો બીજા કોઈને પણ ભાગ્યે જ થયો હશે. અંગ્રેજી અમલની શરૂઆત સાથે જ અમે તેને એક હજાર ગામો આપ્યાં; અને બીજા સઘળા વારસદારોને દૂર કરી તેની માતાને જ અમે તેની પાલક નીમી. પરંતુ છેક શરૂઆતથી જ એ રાણીનું લશ્કર લખનૌમાં અમારા સામે લડી રહ્યું છે. સત્તાની ફેરબદલીમાં દુરાના રાજાને પણ લાભ થયો હતો; છતાં તેના સિપાઈઓએ કેપ્ટન હર્સે ઉપર હલ્લો કરી તેની પત્નીને ઉઠાવી જઈ તેને લખનૌની જેલમાં રવાના કરી દીધી હતી.

"તાલુકદાર અશરફબક્ષખાનને તો અગાઉના નવાબે અતિશય હેરાન કર્યો હતો; તેની મિલકતની કુલમુખત્યારી અમે તેને સ્વાધીન કરી દીધી. છતાં શરૂઆતથી જ તે અમારો હાડવેરી બની બેઠો છે. આ અને આવા બીજા અનેક દાખલાઓ પરથી એ ચોખ્ખું સમજી શકાય એવું છે કે જે જે રાજાઓ અને જમીનદારોએ અમારી સામે બળવો કર્યો છે, તેમાં અમારી સત્તાથી કોઈને વ્યક્તિગત થયેલું નુકસાન તો નિમિત્તરૂપ છે જ નહિ !"[૬]

અને એથી તો અંગ્રેજ ઇતિહાસકાર હોમ્સે ખુલ્લા દિલથી કબૂલ કર્યું છે કે "જે રાજાઓ અને જમીનદારોએ આ સ્વાતંત્ર્ય-

૬. Lord Canning's Reply to the letter of Sir James Outram. (Re-translated from the Marathi translation in the original.)

સંગ્રામની શરૂઆત કરી હતી, જેઓ તેમાં લડ્યા હતા, તેઓ વ્યક્તિગત સ્વાર્થ કરતાં કોઈ અતિ ઉચ્ચ એવા ધ્યેયથી જ પ્રેરાયા હતા. એવા કેક રાજાઓ અને જાગીરદારો હતા કે જેમને વસ્તુતઃ મનદુઃખ થવાનું કોઈ ખાસ કારણ ઉપસ્થિત થયું નહોતું; છતાં તેઓ પણ અમારી સત્તાના કાયદાકાનૂનોથી ચિડાઈ ઊઠ્યા હતા. અમારી સત્તાનું અસ્તિત્વ જ 'આપણે પરાધીન પ્રજા છીએ' એ શલ્યસમી ખૂંચતી હકીકતની તેમને યાદ આપ્યા કરતું હતું! આમવર્ગ પૈકી લાખોના દિલમાં પરદેશી સત્તા પ્રત્યે ખરેખરી વફાદારી તો હતી જ નહિ, કેમકે એ સત્તા તો તેમના પર ઠોકી બેસાડેલી હતી. બળવા દરમિયાન હિંદી પ્રજાવર્ગના આપણા પ્રત્યેના વર્તાવનું અનુમાન બાંધતા પહેલાં એ ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ કે દેશભક્તિને કારણે જે વફાદારી પેદા થાય તેવી જાતની વફાદારી આપણા સરખી પરદેશી સત્તા પ્રત્યે પેદા થાય એ તો કુદરતી કાનૂનથી પણ વિરુદ્ધની વાત બને. જેમને આપણી સત્તાથી લાભ થયો હતો તેઓ આપણને મદદ કરતા હતા, કાંઈ નહિ તો આપણને હેરાન તો કરતા જ નહોતા. પણ આપણી સત્તા ખરેખર ઉથલાવી પાડી શકાય છે એવું જણાતાં જ એમાંનો એકેએક જણ આપણી સામે કૂદી પડ્યા વિના રહેત નહિ!"[૭]

પરદેશી ગુલામીનું નામ સાંભળતાં જ જેમનું લોહી ઊકળી ઊઠતું હતું, અને સ્વરાજ્યનો વાવટો ફરકાવવા જેમણે પોતાના સર્વસ્વની કુરબાની કરી આ યુદ્ધમાં ઝંપલાવ્યું હતું, એવા રાજામહારાજાઓ અને જમીનદારોમાં તે વેળા એક એવો પુરુષ હતો જે એક ખરેખરો મુત્સદ્દી હોવા ઉપરાંત લખનૌના વંદનીય સિંહાસનનું રક્ષણ કરવા

૭. *Sepoy War*, by Holmes. (Re-translated from the Marathi translation in the original.)

માટે સૌથી પહેલો રણક્ષેત્રમાં કૂદી પડ્યો હતો. એ અસાધારણ વીરવર છેલ્લા ચાર મહિનાથી રણમાં તેમ જ રાજાઓની વચ્ચે વીજળીવેગે સંચાર કરતો ઘૂમી રહ્યો હતો.

વાચકો ! એ વીર બીજો કોઈ નહિ પરંતુ ફૈઝાબાદનો દેશભક્ત મૌલવી અહમદશાહ પોતે હતો ! ક્રાંતિની જ્વલંત મશાલ હાથ ઝાલી જ્યારે એ આખા ય દેશને સળગાવી ઊઠવા નીકળી પડ્યો હતો, ત્યારે લખનૌના અંગ્રેજોએ એને પકડીને ફાંસીની સજા ફરમાવી હતી. ફાંસી દેતા પહેલાં તેને ફૈઝાબાદની જેલમાં પૂરવામાં આવ્યો હતો. પણ તે દરમિયાન ૧૮૫૭ ના ઝંઝાવાતે એને પરદેશીઓની જેલની કોટડીમાંથી ઉપાડીને સ્વરાજને સિંહાસને સ્થાપી દીધો ! એવો વીરનર અહમદશાહ મૌલવી સ્વદેશ, સ્વાતંત્ર્ય અને સ્વધર્મના રક્ષણ અર્થે તે વેળા લખનૌના સમરાંગણમાં ચમકી રહ્યો હતો. સભાઓમાં વ્યાખ્યાનમંચ પરથી હજારો દેશબાંધવોને એણે બલિદાન માટે તૈયાર કર્યા હતા, તેમ જ રણમેદાનમાં પોતાના શૌર્યથી શત્રુઓ તેમ જ મિત્રો સહુને મોંએથી વાહવાહ બોલાવી હતી.

સર કૅાલીન તાત્યાને હરાવવા માટે લખનૌથી રવાના થયો ત્યારે જનરલ ઔટ્રામને ચાર હજારના લશ્કર સાથે તે આલમબાગમાં રોકીને ગયો હતો. ત્યારથી શત્રુઓના લશ્કરમાં પેઠેલી આ નબળાઈનો લાભ ઊઠાવી લેવા મૌલવી રાતદહાડો મહેનત કરી રહ્યો હતો. આ પહેલાં અનેક વાર કાનપુર નજીક નાનાસાહેબે મારેલા છાપાઓ તેમ જ દાખવેલા લશ્કરી દાવપેચોને લીધે લખનૌનો બચાવ થયો હતો. લખનૌમાં એકલું થઈ પડેલું આ અંગ્રેજ લશ્કર ક્રાંતિકારીઓ માટે માથાભારે થઈ શકે તેવું રહ્યું નહોતું. લખનૌ જીતી લેવા ગંગા નદી ઊતરીને અંગ્રેજ લશ્કર આ કાંઠે પહોંચ્યું કે તુરત નાનાસાહેબે કાનપુર પર હલ્લો કરીને એને દોઆબ પાછા ફરવાની ફરજ પાડી.

તે વેળા આ હિલચાલનો લાભ લખનૌએ જોઈએ તેવો ઉઠાવી લીધો નહિ. પરંતુ તાત્યાની શક્તિને લીધે બીજી વાર મળેલી તકનો લાભ પૂરેપૂરો ઉઠાવી લેવાનો અહમદશાહ મૌલવીએ નિશ્ચય કરી લીધો. રાજ્યવહીવટના સઘળા અધિકાર જોકે અયોધ્યાની બેગમને હાથ હતા છતાં રાજામહારાજાઓ, જમીનદારો અને ક્રાંતિકારીઓનું સંગઠન કરી સહુને એકસૂત્રે સાધવાના તેના પ્રયત્નો સફળ થઈ ન શકયા. અંતર્ગત અવ્યવસ્થા તથા સહુની એકંદરે દેખાઈ આવતી ઉદાસીનતાને કારણે એક જોરદાર હલ્લો કરી મૂઠીભર અંગ્રેજ લશ્કરની ધૂળધાણી કરી દેવાની અનેક સુંદર તકોનો લાભ તે ઉઠાવી ન શકી! દિલ્હી પડયું; કાનપુર પણ હાથથી ગયું; ફતેહપુરની પણ એ જ હાલત બની. અર્થાત્ આ સઘળા વિભાગોમાંથી હારી આવેલા ક્રાંતિકારીઓ હવે લખનૌમાં એકઠા થયા હતા. પરંતુ અયોધ્યાને એમનો કોઈ તરેહનો લાભ મળવાની વાત તો બાજુ પર રહી, ઊલટું તેઓ અધિકારીઓના હુકમો માનતા ન હોવાથી મુશ્કેલીમાં ઉમેરો કરવામાં અંગભૂત બન્યા! તેમાં વળી વિજયોન્માદને કારણે બેફામ બનેલા તથા નવા લશ્કરના ઉમેરાને કારણે વધારે પ્રબળ બનેલા બ્રિટિશ લશ્કરના ધમારાનાં પૂર તો બધું ધૂળધાણી મેળવશે એવી ભીતિ પેદા થઈ. પરંતુ મૌલવીએ એ નિરાશાનાં વાદળ હઠાવીને ત્યાં આશાનાં અજવાળાં પાથર્યાં. પોતાના અમોઘ વક્તૃત્વ તથા અંગત પ્રભાવ વડે તેણે અનેક હિંદીભાઈઓના હૈયામાં દેશભક્તિની જ્યોત પ્રગટાવી. એકદિલ બનીને દઢ નિશ્ચયપૂર્વક હજુ પણ ચડાઈનો જવાબ ચડાઈથી વાળવામાં આવે તો અંગ્રેજોને મારી હઠાવવા કઈ રીતે શકય છે તે બાબતમાં તેણે લોકોની પૂરેપૂરી ખાતરી કરાવી આપી. આખા દોઆબ પ્રાંતમાં તેણે પોતા વિષે આત્મવિશ્વાસ જગાડ્યો અને લશ્કરમાં પણ થોડીઘણી શિસ્ત અને નિયમોનું યથાર્થ પાલન દાખલ કરાવ્યું. આ બધું સાધવામાં તેને અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો. દરબારમાં મૌલવીની વધતી

જતી પ્રતિષ્ઠાથી નારાજ થયેલ કેટલાએક કર્તવ્યશૂન્ય લોકોએ એને કારાવાસમાં પૂરી રાખ્યો. પરંતુ સિપાઈઓમાં બેગમ કરતાં મૌલવીનું માન વધારે હોવાથી, તેમ જ દિલ્હીના સિપાઈઓનો તો મૌલવી ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવાથી એ સઘળાઓએ બેગમ પર દબાણ આણ્યું અને મૌલવીને છૂટો કરાવ્યો. છૂટો કર્યા પછી લડાઈની એકંદર પરિસ્થિતિ અંગે તેનો મત શો છે તેમ પૂછવામાં આવતાં તેણે સંભળાવ્યું : "સોના સરખી હાથ આવેલી તક તો આપણે ગુમાવી દીધી છે. હવે તો બધું જ વેરવિખેર થઈ ગયું છે. હવે લડવું તે તો કર્તવ્ય સમજીને જ લડવું રહ્યું છે!"

લખનૌ શહેરમાં આમવર્ગ પર તેનો પ્રભાવ અસલના જેટલો જ મજબૂત હતો. બહાર આવી એણે લશ્કરની આંતરિક નાનીનાની ફરિયાદો મિટાવી દીધી, તેમનાનાં નવો ઉત્સાહ અને સ્ફૂર્તિ પેદા કર્યાં, અને દરવાજા ખખડાવી રહેલા દુશ્મન સામે તલવારો ઉઠાવવા તેણે સહુને પ્રોત્સાહન આપ્યું.

પરંતુ મૌલવી આટલું કરીને જ અટકી ગયો નહિ. કેટલીએક વાર તો તે પોતે સિપાઈઓની ટુકડીઓની નેતાગીરી લઈને લડવા નીકળી પડતો. જ્યારે જ્યારે હિંદી સૈનિકદળો આલમબાગ ઉપર હલ્લો લઈ જતાં હોય તે દરેક વેળા સહુને મોખરે મૌલવી ઝળક્યા વિના રહેતો નહિ! તા. ૨૨ મી ડિસેમ્બરે તેણે બ્રિટિશોને ભુલાવામાં નાખીને આલમબાગમાં તેમને ઘેરી લેવાનો એક કુશળતાભર્યો દાવ રચ્યો હતો. અંગ્રેજોને છેતરીને તે પોતાના લશ્કર સાથે કાનપુર તરફ ઊપડ્યો. અંગ્રેજોની પાછલી હરોળ પાસે મૌલવી આવી પહોંચતાં જ આલમબાગમાંના ક્રાંતિકારી લશ્કરે તેમના પર સામેથી હલ્લો કરવો એમ નક્કી થયું હતું. આ યુક્તિ ભારે બુદ્ધિપૂર્વક યોજાઈ હતી અને તેમાં સફળતા પણ મળત. પરંતુ આલમબાગના સિપાઈઓના

સહકારને અભાવે એ નિષ્ફળ ગઈ. તેમના આગેવાન પોતાના અનુયાયીઓ પાસે સામાન્ય શિસ્ત પણ પળાવી ન શકયા. દરેક જણે પોતાની જાતને વધારે શાણી માનીને મરજી મુજબ વર્તવા માંડયું. અને હજુ તો લડાઈની શરૂઆત થઈને પહેલી અથડામણ થાય તે પૂર્વે જ શત્રુઓ પર હલ્લો કરવાને બદલે દરેકે પીઠ દાખવી પાછોતરાં પગલાં માંડયાં! શિસ્તના આવા અભાવ અને ડરપોકપણાને લીધે મૌલવીના ગમે તેટલા પ્રયત્નો છતાં ક્રાંતિકારીઓ આખરે હારી ગયા.

અને છતાં પણ અંગ્રેજ લશ્કરને હરાવવાના પ્રયત્નો કરવામાં મૌલવી અટકયો નહિ. તા. ૧૫ મી જાનેવારીના રોજ ક્રાંતિકારીઓને એવી બાતમી મળી કે આલમબાગની અંગ્રેજ પલટનોને અનાજસામગ્રી પહોંચાડવા માટે કાનપુરથી એક લશ્કરી ટુકડી આવે છે. આ સાધનસામગ્રી રસ્તામાંથી જ શી રીતે પડાવી લેવી એ અંગે વિચારણા ચાલી; પણ ચર્ચાનો કશો નિકાલ આવતો નહોતો, કે કોઈ માર્ગ નક્કી થતો નહોતો. આથી કંટાળી જઈને મૌલવીએ આગળ આવી પ્રતિજ્ઞાપૂર્વક કહ્યું: "શત્રુઓની સાધનસામગ્રી લૂંટી લઈ, બ્રિટિશ લશ્કરની વચ્ચેથી પસાર થઈ, હું સીધો લખનૌમાં દાખલ થઈશ!" આવા દૃઢ નિશ્ચયથી, તેમ જ પોતાની કોઈ હિલચાલ શત્રુ દેખી અગર જાણી ન જાય એટલી છૂપી રીતે સાથે થોડાએક માણસોને લઈને તે કાનપુરને રસ્તે ચાલી નીકળ્યો. પરંતુ ઔટ્રામના જાસૂસોએ આ સમાચાર પહેલેથી જ તેને પહોંચાડી દીધા હતા, તેથી મૌલવીને પહોંચી વળવા માટે તેણે એક સ્વતંત્ર ટુકડી તેના તરફ રવાના કરી. પોતાના સૈનિકોને ઉત્સાહ ચડાવવા માટે એ ટુકડીની સાથે થયેલી ઝપાઝપીમાં મૌલવીએ પોતે મોખરે રહી અતુલ શૌર્ય દાખવ્યું. લડાઈની ધમાલમાં એક ગોળી તેના હાથમાં પેસી ગઈ, ને તે જમીન પર પટકાઈ પડ્યો. કેટલા ય દિવસોથી અંગ્રેજોની

ઇચ્છા તેને પકડી લેવાની હતી; પરંતુ ક્રાંતિકારીઓએ ભારે સિફત-પૂર્વક તેને ડોળીમાં નાખી ઝપાટાભેર લખનૌ આણ્યો. એ ઘાયલ થયાનું સાંભળતાં જ હરેકના દિલમાં તેના વિષે ભારે ચિંતા પેદા થઈ. પરંતુ વીરપુરુષ પ્રત્યેનો આદરભાવ અને કૃતજ્ઞતા તો તેણે આરંભેલું કાર્ય પૂર્ણ કરવામાં જ શ્રેષ્ઠ રીતે દર્શાવી શકાય એવો એકેએકનો નિશ્ચય થયો હોવાથી, પળવાર પણ આરામ લીધા વિના જાનેવારીની તા. ૧૭ મીના રોજ વિદેહી હનુમાન નામના એક શૂરા બ્રાહ્મણે અંગ્રેજ લશ્કર ઉપર જોરદાર હલ્લો કર્યો. સવારના દસથી તે સાંજના ૭ વાગતાં સુધી એ વીરનર મોખરે રહી ઝૂઝતો હતો. પરંતુ દુર્ભાગ્યે તે ઘાયલ થયો અને પકડાઈ ગયો. ક્રાંતિકારીઓમાં પાછળથી તુરત અવ્યવસ્થા આવી ગઈ, તેઓ પાછા હઠ્યા અને આખરે નાસી છૂટ્યા. આ પરાજયને પરિણામે ક્રાંતિકારીઓમાં અવ્યવસ્થા અને શિસ્તનો અભાવ વધી પડ્યાં. નાલાયક સિપાઈઓએ લડવા જતા પહેલાં પગારના પૈસા ચૂકવી દેવાનું દબાણ કરવા માંડ્યું; જેમને અગાઉથી પગારો ચૂકવાઈ ગયા હતા તેમણે પણ લડવા જતા પહેલાં વધારે પૈસા માગવા માંડ્યા! એ તેજસ્વી અને કર્તૃત્વશક્તિવાળી બેગમે આ પરિસ્થિતિમાં અને આવી અવ્યવસ્થા અને શિથિલતા પેદા થઈ હતી તોપણ રાજકારોબારની શિસ્ત તો બરાબર જાળવી રાખી હતી. એની અસાધારણ હિંમત અને ધીરજનો આ જ પુરાવો છે [૮] અપજશના

૮. Sir W. Russel says about this Begum : "The great bulk of Sepoy army is supposed to be inside Lucknow, but they will not fight as willingly as the match-lock-men of Oudh who have followed their chiefs to maintain the cause of their young king, Birgis Kadir, and who may be fairly regarded as engaged in patriotic war for their country and their sovereign. The Sepoys during the seige of

આમ એક પછી એક હારદોર પ્રસંગો આવ્યે જતા હતા તેમાં વળી બેગમનો અર્ધ મંત્રી (નાણાપ્રધાન) રાજા બાલકૃષ્ણસિંહ મૃત્યુ પામ્યો. પરંતુ આવી અસંખ્ય મુશ્કેલીઓમાં પણ તે હિંમત હારી નહિ. મૌલવી અહમદશાહનો ઘા હજી પૂરેપૂરો રૂઝાયો નહોતો તે પહેલાં જ ફરી તા. ૧૫મી ફેબ્રુઆરીના રોજ વળી તે મેદાને પડ્યો. સર કોલીન કાનપુરથી પાછો ફરે તે પહેલાં જ ઔટ્રામને પતાવી દેવા તે તલપાપડ થઈ રહ્યો હતો. પરંતુ દિવસો જતા ગયા તેમ તેમ સિપાઈઓનું ડરપોકપણું એટલું વધતું ચાલ્યું કે તેની કલ્પના પણ થઈ ન શકે. આથી મૌલવીના તે દહાડાના સાહસમાં પણ નિષ્ફળતા મળી, અને ફરી ક્રાંતિકારીઓને નસીબે એક વધુ પરાજય નોંધાયો. છતા પણ મૌલવીએ લડત ચાલુ જ રાખી. એ વીરનરની શૂરવીરતા જોઈ આભો બનેલ ઇતિહાસકાર હોમ્સ પોતાના પુસ્તકમાં લખે

---

the Residency never came on as boldly as the Zemindari levies and Nujeibs The Begum exhibits great energy and ability. She has excited all Oudh to take up the interests of her son and the chiefs have sworn to be faithfull to him We affect to disbelieve his legitimacy but the Zamindars who ought to be better judges of the fact accept Birjis Kadir without hesitation Will Government treat these men as rebels or as honourable enemies? The Begum declares undying war against us It appears from the energetic characters of these Ranees and Begums that they acquire in their Zenanas and harems a considerable amount of actual mental power and, at all events, become able *intriganter.* Their contests for the ascendency over the minds of men give vigour and acuteness to their intellect. "
—Russell's *Diary*, page 275.

છે "જોકે ક્રાંતિકારીઓની મોટી સંખ્યા બીકણ અને કોથી હતી, છતાં તેમનો આગેવાન તો પોતાની નિષ્ઠા અને કાર્યક્ષમતાને કારણે ધ્યેયને પહોંચી વળવા તેમ જ લશ્કરની આગેવાની ઉપાડવા ખરેખર યોગ્ય આદમી જ હતો. આ આગેવાનનું નામ અહમદુલ્લા–ફૈઝાબાદનો મૌલવી."૯ આ સઘળા લોકો જેઓ અંતરની પ્રેરણાથી સિદ્ધાંત ખાતર રણમાં ઊતર્યા હતા, તેઓ શૂરવીરતાપૂર્વક અને પૂરેપૂરા આગ્રહથી જંગ ખેલતા હતા. ૬૦મી પલટનના શૂરા સુબેદારે આલમબાગમાંથી અંગ્રેજોને આઠ દિવસમાં હાંકી કાઢવાના સોગન લીધા, અને તે પ્રમાણે તે થાક્યા વિના ઝૂઝ્યો પણ ખરો. એક દહાડો તો સઘળા લશ્કર સાથે ખુદ બેગમ પોતે પણ યુદ્ધક્ષેત્રમાં સાથે આવી હતી. પરંતુ દુર્ભાગી લખનૌના નસીબમાં વિજય લખાયો નહોતો.

આખરે સર કૉલીન આલમબાગના લશ્કરને આવી મળ્યો. અંગ્રેજો લખનૌ હાથ કરવાના ભારેમાં ભારે પ્રયત્નો કરી રહ્યા હતા. પરંતુ તેમના અનેક હલ્લાઓની કશી પરવા કર્યા વિના સ્વરાજના ઝંડા તળે એ સ્વાભિમાની લખનૌ હજુ પણ હિંમતભેર ટકી રહ્યું હતું. અંગ્રેજોએ પોતાની સર્વ શક્તિ અહીં ખડી કરી દીધી હતી, એટલે ક્રાંતિકારીઓએ પણ લખનૌમાં મજબૂત સામનો કરવાનો નિરધાર અને તૈયારી કરી રાખી હતી. અયોધ્યાના સઘળા શૂરા નડૈયાઓ ત્યાં એકઠા થયા હતા. ગામડાઓમાંથી, ખેતરો પડતા મૂકીને પણ, સ્વદેશાભિમાની ખેડૂતો અને આમજનતા પણ 'ફિરંગીઓને મારશું અગર તો એમ કરતાં મરી ખૂટશું!' એવા દૃઢ નિશ્ચયથી હાજર થયા હતા. ચાર્લ્સ બૉલ લખે છે: "આખો દેશ ખરેખર ખળભળી ઊઠ્યો હતો. ફિરંગીઓએ માંડેલા આ આખરી વિરાટ યુદ્ધક્ષેત્રમાં પોતાની જાતને હોમી દઈ ખપી જવા અર્થે લખનૌ તરફ શસ્ત્રસજ્જ

---

૯ *Sepoy War* by Holmes

વીરનરોનાં ટોળાંઓ પર ટોળાંઓ આવી રહ્યાં હતાં "[૧૦] કેવળ લખનૌમાં જ આ વખતે ત્રીશ હજાર સિપાઈઓ અને પચાસ હજાર સ્વયંસેવકો એકઠા થયા હતા. જેમણે ક્રાંતિની લડતમાં જોડાવાના શપથ લીધા હતા, જેમણે 'ચપાતી' ચાખી હતી, જેમણે 'લાલ કમળપુષ્પ'ની સુવાસ લીધી હતી, તે સઘળા એકેએક જણ નખશિખ શસ્ત્રસજ્જ થઈને પોતાના દેશ અને રાજા માટે લડવા ખાતર લખનૌમાં હાજર થયા હતા. ઓછામાં ઓછો એંશી હજારનો શસ્ત્રસજ્જ માનવસમુદાય ત્યાં હોવો જોઈએ.[૧૧] શહેરમાં રસ્તે રસ્તે અને શેરીએ શેરીએ ખાડા ખોદીને તેમ જ લાકડાંઓ ખોડીને અટકાયતો ઊભી કરવામાં આવી હતી. દરેક ઘરની દીવાલો અને વંડીઓમાં કાણાં પાડી બંદૂકો માટે નિશાન તૈયાર કરી રાખ્યાં હતાં. ગઢ ઉપર દરેક મોકાની જગોએ શરા સૈનિકોને ગોઠવી દેવામાં આવ્યા હતા. પૂર્વ દિશાએ ગૌતમી નદીમાંથી મોટી નહેરો ખોદી તેના રક્ષણ માટે ત્યાં તોપો ગોઠવી દેવામાં આવી હતી; દિલખુશ બાગથી ઠેઠ કેસરબાગ સુધી ત્રણ ત્રણની હારમાં મોટા મોટા બુરજો ઊભા કરવામાં આવ્યા હતા, અને એ દરેક સશસ્ત્ર સિપાઈઓ અને મોટી મોટી તોપો વડે સજ્જ કરી દેવામાં આવ્યો હતો; ટૂંકમાં કહીએ તો શહેરનો ઉત્તર તરફનો ભાગ બાદ કરતાં ક્રાંતિકારીઓએ સંરક્ષણની ભારે વખાણવાલાયક તૈયારી રાખી હતી.

---

૧૦. Charles Ball's *Indian Mutiny*, Vol. II, page 241.

૧૧. ક્રાંતિકારીઓની સંખ્યા બતાવતી વેળા કેવળ કલ્પના પર જ કેવો આધાર રખાતો હતો તેનું શ્રેષ્ઠ ઉદાહરણ આ સાથે ટાંક્યું છે. સર હોપ ગ્રૅંટ કહે છે કે "૩૦ હજાર સિપાઈઓ અને ૫૦ હજાર સ્વયંસેવકો હતા." કર્નલ મૅલિસન બળવાખોરોની આ સંખ્યા એક લાખ અને એકવીસ હજારની હોવાનું" જણાવે છે. અને સરસેનાપતિ કૅાલીનની સાથેનો સિવિલ કમિશનર તો "એ બે લાખ હોવાનું" નોંધે છે. આ સઘળાં પરસ્પર વિરોધી અને રતાશ બનાવી દે તેવાં વિધાનોથી બિચારો હોમ્સ તો સાવ કંડોગાર બની ગયો હતો!

પણ સર કોલીને ઉત્તર બાજુએ બરાબર સંરક્ષણ નહોતું ગોઠવ્યું તે જાણી લઈને એ જ દિશાએથી હલ્લાની શરૂઆત કરી. આજ સુધીમાં હેવેલોક, ઔટ્રામ અગર કોલીન કોઈએ પણ એ બાજુએથી હલ્લો કર્યો નહોતો, તેમ તેની પેલીમેર ગૌતમી નદી હોવાથી ક્રાંતિકારીઓને આ બાજુએ વધારે પાકો બંદોબસ્ત કરવાની જરૂર પણ ભાસી નહોતી. સંરક્ષણની ગોઠવણમાં આ કાચી કડીનો ઔટ્રામે પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. આથી તેણે એ બાજુએથી હલ્લો કરતાં જ તે તરફનો સામનો ઢીલો પડી ગયો, અને પરિણામે ક્રાંતિકારીઓને બધી બાજુએ હારી જવા વખત આવ્યો. બ્રિટિશોએ તા. ૬ઠ્ઠી માર્ચના રોજ લખનૌની ઉત્તર તરફથી હલ્લાની શરૂઆત કરી થોડા દિવસોમાં સર કોલીનનું લશ્કર ત્રીસ હજારની સંખ્યાએ પહોંચી જતાં ઉત્તર તેમ જ પૂર્વ તરફ બંને મોરચે તેઓ લડી શક્યા. સર કોલીને પોતાના લશ્કરની રચના એવી યોજી હતી કે લખનૌમાંથી એક પણ ક્રાંતિકારી બહાર જીવતો જઈ ન શકે. આમ અણધારી દિશાએથી હલ્લો આવી પડવાથી જોકે ક્રાંતિકારીઓની સઘળી યોજના પડી ભાગી હતી, છતાં તા. ૬ઠ્ઠી માર્ચથી તા. ૧૫ મી માર્ચ સુધી તેમણે ભારે દૃઢતાપૂર્વક લડાઈ ચાલુ રાખી. આ દુર્ભાગી લખનૌમાં એક જ વરસ દરમિયાન આ ત્રીજી વખત લોહીની નદીઓ રેલાઈ. દિલખુશબાગ, કદમ રસૂલ, શાહનજીફ, બેગમકોઠી, એમ એક પછી એક બધા કિલ્લા-કોઠીઓ પર હલ્લાઓ કરતા કરતા બ્રિટિશરો આગળ ધૂસે જતા હતા. તા. ૧૦મીએ ક્રાંતિકારીઓએ હોડસનને ઠાર કર્યો. શરણે આવેલા દિલ્હીના નિરપરાધી અને શસ્ત્રહીન શાહજાદાને જાણીબૂજીને નિર્દયતાપૂર્વક ઠાર કરનારો આ હોડસન જ હતો. એ પાપી હત્યારાને ઠાર કરીને લખનૌએ દિલ્હીનું વેર વાળ્યું. તા. ૧૪મીએ બ્રિટિશ લશ્કરો ઠેઠ રાજમહેલમાં ઘૂસી ગયાં. એ વિજયનું વર્ણન કરતી વેળા કર્નલ મેલિસન લખે છે–

"આ મહાન અને અપૂર્વ વિજયનો સઘળો જશ મુખ્યત્વે શીખોને -અને ૧૦ મી પાયદળ પલટને ફાળે જાય છે."

અને કેસરબાગમાં મળેલા અસાધારણ વિજયથી જોકે કોલીનને ખૂબ હર્ષ થયો હતો, છતાં ઔટ્રામ તરફના સમાચારે એને કાંઈ ઓછું દુઃખ ન દીધું. કેમકે લખનૌનો કિલ્લો પડ્યો હતો છતાં ત્યાંના હજારો ક્રાંતિકારીઓ શરણે પણ આવ્યા નહોતા અગર તો તેમણે લડાઈ તહકૂબ પણ રાખી નહોતી. એટલું જ નહિ પરંતુ પોતાના નવાબ અને શતાવધાની બેગમ સાથે તેમને ઘેરી લેનાર અંગ્રેજી લશ્કરનો ઘેરો તોડીને તેઓ ક્યારના બહાર છટકી ગયા હતા.

આમ જે વળા લખનૌમાં ચોતરફ લોહીની નદીઓ વહેતી હતી, તથા જે વેળા બેફિકર બની બ્રિટિશ ફોજ નવાબનો રાજમહેલ લૂંટી રહી હતી, જે વેળા બેગમ-માતા તેમજ બાળ-નવાબ લખનૌ છોડી નીકળી ગયાં હતાં, તે વેળા વાચક નવાઈ પામી જાણવા માગે છે કે પેલો મૌલવી અહમદશાહ ક્યાં છે?

આ શૂરાઓમાં પણ શૂરાપૂરા એવા મૌલવીના માનમાં સહુનાં હજારો હજારો વંદન હો! તે જ વેળા પોતાના ગણ્યાગાંઠ્યા અનુયાયીઓને લઈને એ વટના કટકા સરખો મૌલવી ફરી લખનૌમાં ધૂસી ગયો હતો. લખનૌ પડે, અને શહેરમાં અંગ્રેજોની સંગીનો બેફામ ગમે તેવું વર્તન ચલાવે એ વિચાર પણ એને મન ઝેરસમો અસહ્ય બની બેઠો હતો. એની એવી ખાસ ઇચ્છા હતી કે લખનૌ ભલે પડે પરંતુ એના નામને બટ્ટો ન લાગવો જોઈએ. આથી શાંત રહી ન -શકવાને કારણે શહેર બહારની પોતાની છાવણીમાંથી નીકળી પડી સીધો તેણે લખનૌમાં દાખલ થવાનો પ્રયત્ન આદર્યો. પોતાના નવાબ પર ગુજરેલા અપમાનથી ચિડાઈ જઈ, પ્રાણની પણ પરવા કર્યા વિના. કેવળ સ્વદેશભક્તિની જ ધૂનથી પ્રેરાયેલ આ અહમદશાહ

મૌલવી શહેરના શહાદતગંજ નામના નાનકડા વિભાગમાં ઘૂસી ગયો અને ' લખનૌ લડતાં લડતાં પડયું ' એમ ઇતિહાસમાં લખાય એવી ભાવનાથી ત્યાં ભરાઈ રહી તેણે શત્રુને લડત આપવા માંડી. શત્રુએ કિલ્લામાં દાખલ થઈ આખા શહેરનો જોકે કબજો લીધો હતો, છતાં પણ જેમ મેઝિની એ રોમને જ પકડી રાખ્યું હતું તેમ આ મૌલવી પણ, લખનૌમાંથી સઘળાં ક્રાંતિકારી લશ્કરો બહાર ચાલ્યાં ગયાં હતાં તોપણ, જે વેળા હજારો બ્રિટિશ પલટનો શહેરમાં મસ્ત બની તોફાન મચાવી રહી હતી તે વેળા, નિરાશાજન્ય પુણ્યપ્રકોપથી સળગી રહી આવેશપૂર્વક ઝૂઝી રહ્યો હતો.

મેલિસન લખે છે : " ખુદ શહેરમાં પણ હજુ ઘણું કરવાનું બાકી રહી જતું હતું. ક્રાંતિકારીઓનો અડગ આગેવાન મૌલવી વળી પાછો લખનૌમાં આવી પહોંચ્યો હતો. શહાદતગંજના એક મજબૂત બચાવયોગ્ય મોટા મકાનમાં કેવળ બે તોપો સાથે અંગ્રેજોનો તીક્ષ્ણ સામનો કરતો તે ત્યાં જ રોકાઈ રહ્યો. એ સ્થળેથી તેને હાંકી કાઢવા સારુ તા. ૨૧મી ના રોજ, ઘેગમકોડી સર કરનારા લ્યૂગાર્ડને થોડાએક લશ્કર સાથે તેના પર હલ્લો કરવા રવાના કરી દેવામાં આવ્યો. લ્યૂગાર્ડની સાથે ૯૩મી હાયલૅંડર પલટન અને ૪થી પંજાબ રાયફલના સિપાઈઓ મોકલવામાં આવ્યા હતા. પરંતુ ક્રાંતિકારીઓનું આ વેળાનું શૂરાતન ખરેખર અપૂર્વ હતું. તેમણે ભારે હિંમતપૂર્વક પોતાનો બચાવ કર્યો; અને અમારાંના કેટલાયને ઠાર કરીને તથા અનેકને ઘાયલ કરીને પછી જ તેઓ બહાર નીકળ્યા." ૧૨

લખનૌમાં આ લડાઈ છેલ્લી હતી! આ પરાક્રમી યુદ્ધનો તેમ જ તેમાં લડનારાઓનો ઉત્સાહ મંદ પડી જતાં ક્રાંતિકારીઓ એ સાફ જોઈ શક્યા કે જે સ્વાતંત્ર્યના ઝંડા ખાતર તેઓ ઝૂઝી રહ્યા હતા

૧૨. Kaye and Malleson, Vol. IV, page 286.

તે હવે લખનૌમાં ફરકતો રહ્યો નહોતો; હવે તેમણે એ ઝંડાને હિંદના વિસ્તીર્ણ ભૂપટ ઉપર જંગલોમાં પોતાની તલવારોના બળે ફરકાવવાનો રહેશે. આ વિચારની સાથે જ ક્રાંતિકારીઓએ તે મકાન છોડી દીધું. શત્રુઓએ છ માઈલ સુધી તેમનો પીછો પકડ્યો હતો, છતાં એમાંથી પણ શત્રુને હાથતાળી આપીને મૌલવી જીવતો નાસી છૂટચો.

લખનૌ હવે પૂરેપૂરું અંગ્રેજોના હાથમાં આવી ગયું હતું. અંગ્રેજોએ લખનૌ પર જે ભયંકર રીતે પોતાનું વેર વાળ્યું હતું એનો ઇતિહાસ લખવો હોય તો લેખકે કલમ લોહીમાં બોળીને જ લખવો પડે! વિજેતા અંગ્રેજોએ આ શહેર અને એનો રાજમહેલ કેવી રીતે લૂંટચાં, ભેદભાવ વિના સઘળા નગરવાસીઓની કેવી રીતે કતલ ચલાવી, તેમ જ મૃતદેહોની પણ કેવી વિટંબના કરી એ સઘળી કથની ભારે દુઃખદ, અતિશય લાંબી અને કરુણ છે! રસેલ જેવા આદમીએ લખેલાં ત્યાંના પાશવી અત્યાચારનાં વર્ણનો વાંચતી વેળા, એ વર્ણનો એક અંગ્રેજે લખ્યાં છે એ આપણે પાકે પાયે જાણતા હોવા છતાં, એ વર્ણનો પરથી પણ અંગ્રેજોએ લખનૌ પર કેવી ક્રૂરતાપૂર્વક વેર વાળ્યું હતું તેનો થોડોઘણો પણ ખ્યાલ આવી શકશે. એ રીતે જોતાં ક્રાંતિકારીઓએ આજ સુધી, અને તે પછી પણ, ખરેખર ભારે વખાણવાલાયક સંયમ જાળવ્યો હતો એમ કહેવું જ જોઈએ! વેર વાળવાની હિંદી અને અંગ્રેજી રીતમાં કેવું આકાશ-પાતાળનું અંતર હોય છે એની પ્રત્યક્ષ ખાતરી નીચે આપેલા બે લેખકોનાં વર્ણન પરથી વાચકો પોતાના મનમાં જ કરી લે!

"લખનૌની જેલમાં કેટલીએક અંગ્રેજ સ્ત્રીઓ તેમ જ અંગ્રેજ અમલદારો પુરાયલા હતા. છ મહિના સુધી તેમની જિંદગીને કોઈ જાતનું જોખમ પહોંચ્યું નહોતું. પરંતુ જ્યારે સર કોલીનનું લશ્કર નાનો યા મોટો, સજ્જન કે દુર્જન, કોઈ પણ જાતનો ભેદભાવ રાખ્યા

વિના એકેએક માણસની કતલ ઉડાવતું શહેરમાં આગળ વધ્યું ત્યારે ક્રોધથી વિફરેલા ક્રાંતિકારીઓ રાજમહેલ તરફ દોડ્યા અને તેમણે અંગ્રેજ કેદીઓમાંથી કેટલાક ઉપર વેર લેવાની પોતાની ઇચ્છા બેગમ-સાહેબને જણાવી. તે પરથી લેફ્ટેનંટ ઓર, સર માઉંટ સ્ટુઅર્ટ અને બીજા પાંચ કે છ અંગ્રેજ કેદીઓને તેમને સ્વાધીન કરવામાં આવ્યા, જેમને ક્રાંતિકારીઓએ ત્યાં ને ત્યાં જ ગોળીથી ઠાર કર્યા. પરંતુ જ્યારે ક્રાંતિકારીઓએ સ્ત્રીકેદીઓને પણ ઠાર કરવાની હઠ લીધી, તે વેળા સ્ત્રીજાતની પ્રતિષ્ઠા ખાતર બેગમસાહેબે તેમની માગણી સાફ શબ્દોમાં ધુતકારી કાઢી, અને તુરત જ સઘળી અંગ્રેજ સ્ત્રીઓને તેણે પોતાના ઝનાનખાનામાં ફેરવીને તેમના જાન બચાવ્યા." ૧૩

આની સામે અંગ્રેજોએ વાળેલાં વેરના એકાદ બે દાખલા અમે વાચકો આગળ રજૂ કરીએ છીએ, જે પરથી તેઓ બંને બાજુઓને તોળી જુએ. આ દાખલાઓ લંડન ટાઈમ્સના જાણીતા ખાતમીદાર રસેલે જ આપેલા છે. "રાજમહેલમાં જ્યારે આ હત્યાકાંડ પૂર જોરથી ચાલી રહ્યું હતું તે વેળા એક બાળક એક વૃદ્ધને પકડીને જઈ રહ્યો હતો. એ વૃદ્ધે અંગ્રેજ અધિકારી પાસે આવીને જીવતદાનની માગણી કરી. એની આર્ત આજીજીના જવાબરૂપે એક અંગ્રેજ અધિકારીએ પિસ્તોલ ખેંચીને સીધી તેના માથામાં ગોળી મારી! બીજી વાર ઘોડો ચડાવી ગોળી છોડી પરંતુ નિશાન ખાલી ગયું; ત્રીજી વાર ઘોડો ખેંચ્યો, તોપણ ગોળીએ એ નિરપરાધ બાળકનો જીવ લેવાની સાફ ના પાડી! આખરે ચોથી વાર એ બહાદુર અંગ્રેજના પ્રયત્નને સફળતા મળી, અને તેના પગ નજીક લોહીના ખાબોચિયામાં એ બાળક પ્રાણ છોડી ઢળી પડ્યો!" ૧૪

---

૧૩. Charles Ball's *Indian Mutiny*, Vol. II, page 94.
૧૪. Russell's *Diary*, page 384.

આ બનાવ જગતે તો એટલા માટે જાણ્યો કે અકસ્માત તે વેળા એ દશ્ય જોનાર એક વ્યક્તિ હાજર હતી! એવા તો અનેક બનાવો બની ગયા હશે કે જે કેવળ નોંધનારને અભાવે જ જગત જાણવા પામી શક્યું નથી! આ ક્રૂર અત્યાચારોની સંખ્યા એટલી તો વધી પડી હતી કે એમાં પણ 'ક્રૂર હત્યા' અને 'દયાર્દ્ર હત્યા' એવાં બે વર્ગીકરણો કરવાં પડ્યાં હતા. ઉપર વર્ણવી છે તે હત્યા તો અનિશય 'દયાર્દ્ર હત્યા'ના વિભાગમાં આવી છે. ઉપર વર્ણવેલું નિર્દયતાભર્યું ખૂન પણ જે બીજી ભીષણ હત્યાઓની સરખામણીમાં બહુ દયાભર્યું ગણાય, એ હત્યાઓનો ખ્યાલ સાધારણ રીતે નીચે મુજબ આપી શકાય. "હજુ કેટલાએક સિપાઈઓ જીવતા હતા, અને એ સઘળાને તો દયાભાવથી ઠાર પણ કરવામાં આવ્યા! પરંતુ તેમાંના એક જણને પગે ખેંચી બહાર રેતીમાં ઢસડી લાવવામાં આવ્યો; ત્યાં થોડા અંગ્રેજ સોલ્જરોએ તેના શરીરમાં સંગીનો ઘોંચીને તેને દાબી રાખ્યો, અને બાકીના થોડા સોલ્જરો તેને સળગાવી દેવાને ઇરાદે બળતણ ઢૂંઢવા નીકળ્યા. બધી તૈયારી પૂરી થતાં જ તે સિપાઈને જીવતો ચિતામાં શેકવામાં આવ્યો! આ કામના કરનારા બધા અંગ્રેજો જ હતા; અને એક કરતાં વધારે ગોરા અધિકારીઓ આ સઘળું ઊભા ઊભા જોતા હતા. સોલ્જરોને અટકાવવા કોઈ આડું ન આવ્યું. પરંતુ હજુ નિર્ઘૃણતાને માથે રાગ ચડવી બાકી હતી. જે વેળા એ દુર્ભાગી જણ અરધો બળેલો-દાઝેલો ધડપછાડા કરતો ચિતામાંથી બહાર નીકળી આવ્યો ત્યારે એ આસુરી ક્રૂરતાએ માઝા મૂકી! મહા મહેનતે જ્યારે ચિતામાંથી એ બહાર કૂદી પડ્યો ત્યારે દાઝેલા માંસના લોચા તેના શરીરમાંથી લબડી રહ્યા હતા; આવી દશામાં પણ તે થોડુંક દોડીને નાસવા લાગ્યો. પણ ફરી તેને પકડી પાડવામાં આવ્યો, સંગીનો ઘોંચીને તેને એ જ ચિતા પર દાબી રાખવામાં આવ્યો, અને

અર્ધ બળેલા એ જીવને આખરે ચિતા ભરખી ગઈ! ૧૫

× × ×

દિલ્હી પડ્યું, લખનૌ પણ પડ્યું. પરંતુ ક્રાંતિસંગ્રામનું જોર જરા ય નરમ પડ્યું નહોતું. આવી અણધારી સ્થિતિ નજરે ચડતાં જ અંગ્રેજોની ખાત્રી થઈ ચૂકી કે આ ક્રાંતિ કેવળ સિપાઈઓની જ હતી અને તેની પાછળ કેવળ એકાદ બે કારણો જ હતાં એમ માનવામાં પોતે જબરી ભૂલ ખાધી હતી. એ કેવળ ફિતુરીનું બંડ નહિ પરંતુ સ્વાતંત્ર્યપ્રાપ્તિ અર્થે ખેલાયેલો એ તુમુલ સંગ્રામ હતો. એ ક્રાંતિ એકાદ બે કારણોને લીધે જ ઉદ્ભવી નહોતી; પરંતુ અનેક આપત્તિઓને જન્માવનાર રાજકીય ગુલામી જ એના મૂળમાં હતી. કેવળ વ્યક્તિગત સ્વાર્થો એનાં ઉત્પત્તિકારણ નહોતાં; સ્વાતંત્ર્યની પવિત્ર જ્યોત તથા સ્વધર્મ અને સ્વરાજના ઉદાત્ત આદર્શની ભાવના એને જ્વલંત બનાવી રહી હતી. પોતાનો અંગત સ્વાર્થ સાધી લેવા માત્ર સિપાઈઓ જ સ્વાતંત્ર્યના પવિત્ર ધ્યેયથી રંગાયા હતા એમ નહિ, પરંતુ દેશનો સઘળો ઉજળિયાત મધ્યમ વર્ગ તેમ જ શહેરની પેઠે જ ગ્રામજનતા પણ આ ઉત્થાનમાં પ્રમુખપણે ભાગ લઈ રહી હતી. એવું ન હોત તો એ શક્તિ, એ દૃઢ નિશ્ચય, એવો નિ:સ્વાર્થ ભાવ અને એવી સાહસવૃત્તિ ભાગ્યે જ નજર આવત! લૉર્ડ કેનિંગે તો વળી એ જ સમયે એવી જાહેરાત કરી હતી કે જે જે લોકો આ ક્રાંતિમાં સામેલ થશે તેમની સઘળી માલમિલકત સરકાર જપ્ત કરશે; પરંતુ જેઓ શરણે આવશે તેમને માફી બક્ષવામાં આવશે. અને છતાં કોઈ ક્રાંતિકારીઓએ 'હથિયાર હેઠાં મૂકયાં નહોતાં. લખનૌ પડ્યા છતાં અયોધ્યાએ લડવાનું ચાલુ જ રાખ્યું હતું. સિપાઈઓ અને શેઠિયાઓ, બ્રાહ્મણો તેમ જ મૌલવીઓ,

૧૫. Russell's *Diary*, page 302.

રાજાઓ, જમીનદારો તેમ જ તાલુકદારો, ગામડિયા, ખેડૂતો – આખું અયોધ્યા હજુ રણસંગ્રામ ખેલી રહ્યું હતું. આ મહાન લોકજાગૃતિ-ક્રાંતિ અંગે ડૉ. ડફ લખે છે: " વિશાળ આમજનતાની સહાનુભૂતિ અને મદદ વિનાનો જો તે કેવળ સિપાઈઓનો જ બળવો હોત તો તેમના પર મેળવેલા બેચાર પ્રચંડ વિજયોમાં જ અમે એના કુરચેકુરચા ઉડાવી દીધા હોત. પરંતુ કુરચા ઉડાવવાની વાત તો બાજુએ જ રહી; ઊલટાનું એણે વધારે જોસ પકડયું, અને અગાઉ કરતાં પણ તેનો વિસ્તાર ઘણો મોટો થઈ ગયો. અને હવે તો એ વધારે ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે. એ કેવળ સિપાઈઓનો બળવો નથી પરંતુ મહાન ક્રાંતિકારી લોકજાગૃતિ જ હોય એમ ખચૂસ દેખાય છે. એવું હોવાથી જ એને કાબૂમાં લાવવામાં બહુ ઓછી સફળતા સાંપડી છે, તેમ હજુ એ જલદીથી અટકશે એમ દેખાતું નથી. આ તો એક ક્રાંતિ છે; બિલાડીના ટોપ જેવી રોજ ઊગી નીકળતી સામાન્ય બિના નહિ પરંતુ એક મહાન ક્રાંતિ છે. પ્રતિ પળે થતાં એનાં નવાં નવાં દર્શન એની પ્રતીતિ કરાવે છે. આવી જાતની આ ' ક્રાંતિ,' લાંબા વખતથી ઈરાદાપૂર્વક આરંભાયેલ આ ક્રાંતિ-જેમાં હિંદુ અને મુસલમાન જેવા જાની વિરોધીઓ ખભેખભો મિલાવીને ભાઈઓની પેઠે સાથે લડવા નીકળી પડચા હતા, જેના વિકાસમાં તેમ જ જેને ટકાવી રાખવામાં અયોધ્યાની સઘળી આમજનતા સહાયભૂત થઈ હતી, અને જેને આસપાસના સઘળા પ્રાંતો તરફથી સીધી યા આડકતરી સક્રિય સહાનુભૂતિ મળી ચૂકી હતી, એ ક્રાંતિ બંડખોર સિપાઈઓ પર મેળવેલા બેચાર ભવ્ય અને નિર્ણયાત્મક વિજયોથી કદી કાળે દબાઈ જાય એ શક્ય જ નહોતું.

" છેક શરૂઆતથી જ આ ' બળવા 'એ બ્રિટિશોની સત્તા અને સર્વભૌમત્વ વિરુદ્ધ પોકારેલ વિપ્લવનું જ સ્વરૂપ ધારણ કર્યું હતું

જેમા લશ્કર ઉપરાત વિરાટ જનતાએ પણ ભાગ લીધો હતો. અમારું યુદ્ધ સર્વ રીતે માત્ર બળવાખોર સિપાઈઓ સામે જ મડાયેલુ હતુ એ તદ્દન જૂઠી વાત છે. કેવળ સિપાઈઓ જ અમારા શત્રુઓ હોત તો દેશમા શાતિ પથરાતા સહેજ પણ વિલબ થાત નહિ

"એવી એકે લડાઈ નહોતી થઈ જેમા અમે શત્રુઓને પૂરેપૂરા હરાવ્યા ન હોય, તેમને નસાવ્યા ન હોય, અને તેમની તોપો હાથ કરી લીધી ન હોય પરતુ લાગલાગટ હરાવી દીધા છતા–નસાડી મૂક્યા છતા એ લોકો ફરી તાજા બની બીજી લડાઈ માટે હાજર થઈ જતા હતા ! એક પ્રાત જીતી તાબે કરી બ્રિટિશો ત્યા શાતિ સ્થાપવાની હજુ શરૂઆત કરવા માંડે ત્યા તો બીજા પ્રાતમા સળગ્યુ જ હોય. અગત્યની બે જગ્યાઓને જોડતો એકાદ ધોરી રસ્તો જ્યા ખુલ્લો થાય ત્યા તો તુરત એની નાકેબધી થઈ જાય ને અવર-જવર અટકાવી દેખાય. એક પ્રદેશમાથી જ્યા ક્રાતિકારીઓને માડ હાકી કાઢ્યા હોય ત્યા તો વળી બીજા જ પ્રદેશમા એથી બમણી કે ત્રણગણી સખ્યામા તેઓ ફૂટી નીકળેલા દેખાય ! અમારા લશ્કરો એમના લશ્કરો પર હલ્લો કરી, અદર ઘૂસી જઈ એમને હરાવી આરપાર નીકળી જાય ત્યા તો ચાલ્યા જતા વહાણની પાછળ જેમ સાગરના પાણી સધાઈ જાય તેમ ક્રાતિકારીઓ પાછળનો સઘળો પ્રદેશ ફરી પાછો પોતાને કબજે કરી લે !" ૧૬

વસ્તુસ્થિતિનો સાચો ખ્યાલ આપતા ડો ડફે લખી રાખેલા આ સત્યની પૂરેપૂરી ખાતરી અગ્રેજોને બહુ મોડેથી–ઘણી પાછળથી થઈ પરતુ 'પાંડે'માથી તો દરેક જણને આ વસ્તુસ્થિતિની સ્પષ્ટ જાણ પહેલેથી જ હતી. પોતાના દેશ કાજે તેમ જ પોતાના આલેક (રાજા) કાજે જેઓ રણશય્યામા સૂતા હતા તેઓ તો આ

૧૬. *Dr Duff's Indian Rebellion*, page 241–243.

બિના સાફસાફ શબ્દોમાં જાહેર કરતા જ હતા; એટલું જ નહિ પરંતુ તેમની સ્ત્રીઓએ પણ સાથેસાથ એટલો જ કઠોર નિશ્ચય દાખવ્યો હતો. કેટલાએક 'બહાદુર' અંગ્રેજોએ જ્યારે લખનૌના રાજમહેલના જનાનખાના પર આક્રમણ કર્યું તે વેળા ત્યાં કેટલીએક સ્ત્રીઓ તેમના પંજામા સપડાઈ પડી. દરવાજા તોડી અંદર દાખલ થતાં જ ફિરંગી સોલ્જરોએ ગોળીબાર શરૂ કર્યો, જેમાં અનેક સ્ત્રીઓ ઠાર થઈ! જેઓ જીવતી પકડાઈ તેમને કેદ કરી લેવામાં આવી. આખા લખનૌ શહેરને મેદાનમેદાન કરી દેવામાં આવ્યું. આ સઘળાને પરિણામે ક્રાંતિકારીઓ ઝટ શરણે આવી જશે એમ અંગ્રેજોએ ધારેલું, અને તેથી તેઓ ખૂબ ઉત્સાહમાં આવી ગયા હતા. પોતાના દેશભાઈઓના આનંદોત્સાહમાં સહભાગી બનેલા અંગ્રેજ જેલરો રાણીઓને ચીડવવા માટે તેમને પૂછતા પણ ખરાઃ "તમને નથી લાગતું કે હવે ક્રાંતિનો સંપૂર્ણપણે અંત આવી ગયો છે?" તુરત રાણીઓ તેમને રોકડો જવાબ પરખાવતી: "હરગિજ નહિ! ઊલટું અમારી ખાતરી જ છે કે અંતે તમે જ હારવાના છો!"[૧૭]

૧૭. *Narrative of the Indian Mutiny*, page 338. Russell's *Diary*, page 400.

# પ્રકરણ આઠમું

## કુમારસિંહ અને અમરસિંહ

જગદીશપુરનાં કોતરેકોતરોમાં ઘૂસી જનરલ આયર કુમારસિંહને બહાર હાંકી કાઢતો હતો. અને તો પણ શાહબાદનો આ અતિ વૃદ્ધ છતાં અતિ હિંમતવાળો કેસરીસિંહ સમો વીર કુમારસિંહ સ્થળે સ્થળે ભટકયા છતાં પણ જે શત્રુએ તેની સ્વતંત્રતા ઝૂંટવી લીધી હતી તેનો હડિયો ચૂસી જવાની તક શોધતો ટાંપી રહ્યો હતો. એના ઝંડા તળે એનો ભાઈ અમરસિંહ, તથા નિસ્વરસિંહ અને જુવાનસિંહ નામના બે રાજાઓ પણ આવી મળ્યા હતા. સાનુકૂળ તકની રાહ જોતા તેઓ જંગલમાં છુપાઈ રહ્યા હતા. રણમેદાનમાં તેમની સાથે જ ભાગ લેવા અર્થે તેમની શૂરી રાણીઓ પણ નીકળી પડી હતી. પોતાના મુલાયમ લાંબા કેશ ઓળવા કાજે આ વીરરમણીઓએ અંતઃપુરમાંથી નાજુક કંગવા સાથે નહોતા આણ્યા; તેઓ પોતાની વેણીઓ ભાથામાંનાં તીક્ષ્ણ તીરોની અણીઓ વડે જ સમારતી. કુસુમ કરતાં પણ કોમળ એવા એ હાથોમાં એમણે વજ્ર કરતાં પણ કઠોર એવી તીક્ષ્ણ ધારવાળી પોલાદી તલવારો ધારણ કરી હતી. શત્રુઓનું લોહી પીવા તેઓ પણ અધીરી બની હતી! – અવશ્ય, શત્રુનું લોહી પીવા જ અધીરી બની રહી હતી. આ વિધાન અમે ફરીફરી એટલા માટે કરીએ છીએ કે વૃદ્ધ કુમારસિંહ પણ તેના શત્રુ જેવો જ ટેકીલો અને અભિમાની હતો; પોતાના શત્રુનો હડિયો ચૂસી લેવાની એક જ મોટી મહત્ત્વાકાંક્ષા તેના દિલમાં ઊછળી રહી હતી. અને ભર્તૃહરિના શ્લોક પ્રમાણે જોકે તે ક્ષુધાથી

પિડાયેલો, વૃદ્ધાવસ્થાથી કૃશ બનેલો, મરવાની અણી પર આવેલો હોઈ ભારે કષ્ટ ભોગવતો ક્ષુતક્ષામ અને જરાકૃશ બનેલો સિંહ હતો, છતાં તે હજુ વનનો રાજા જ હતો. આથી ગમે તેવાં આપત્તિનાં વાદળ ઘેરાય તોપણુ પરતંત્રતારૂપી ઘાસનું તણખલું મોમાં નાખી જીવવા તે સહેજ પણ રાજી નહોતો. આથી જ તેની એક જ એક આકાંક્ષા (પેલી સંસ્કૃત કવિતામાં ગાયેલા સિંહના જેવી) હતી કે પોતાના વજ્રસમા નહોર વડે ગજરાજનાં કુંભસ્થળોને તોડવાં!

કુમારસિંહને વંશપરંપરાથી મળેલી જમીન પરદેશીઓએ છીનવી લીધી હતી; એનો જગદીશપુરનો મહેલ શત્રુઓને હાથ પડ્યો હતો; અને જગદીપુરનાં મંદિરો તથા તેમાંની મૂર્તિઓ પાપી ફિરંગીઓના હસ્તસ્પર્શથી તૂટી ફૂટીને ભ્રષ્ટપણાને પામી ગઈ હતી. છતાં રાજા કુમારસિંહે પોતાના મનને સંયમમાં રાખ્યું. ન તો તેણે જગદીશપુર પર સવારી કરી અગર ન તો તેણે શાહબાદ પ્રાંત પોતાના કબજામાં સાચવી રાખવાનો પ્રયત્ન કર્યો. અંગ્રેજોએ એની રાજધાની ફરતો સખત ચોકીપહેરો ગોઠવી દીધો હતો. બીજી બાજુ કુમારસિંહનું લશ્કર પણ બારસો સિપાઈઓ અને પાંચસો નવા સ્વયંસેવકોનું જ બનેલું હતું; આથી એણે પોતાની રાજધાની પાછી હસ્તગત કરવાની લગીરે ઇચ્છા આજ લગી બતાવી નહોતી. પરંતુ સ્વતંત્રતાનો સોનાનો સૂરજ વધુ ને વધુ પ્રખર તપે એવો એણે પાકો નિરધાર કર્યો હતો. કોઈ પણ જાતનો વિરોધ દાખવ્યા વિના એણે જે દહાડો જગદીશપુરનો મહેલ છોડી દીધો, તે દહાડેથી જ એણે મનમાં ગાંઠ વાળી હતી કે હવેની લડાઈ તદ્દન જુદી જ રીતે લડવી. એક જ એવી યુદ્ધપદ્ધતિ છે કે ચોક્કસ યશપ્રાપ્તિની દૃષ્ટિએ જેનું મહત્ત્વ અણમૂલ્યું છે. આ યુદ્ધપદ્ધતિ તે વૃકયુદ્ધનીતિ અગર ગેરીલા યુદ્ધનીતિ છે!

આ વિચારથી પ્રેરાઈ પોતાની રાજધાની છોડી દેનાર કુમારસિંહે ગમે તેટલો ગુસ્સો ચડ્યો છતાં તે વેળા પોતાના શત્રુ સામે લશ્કર સહિત કોઈ પણ જાતની હિલચાલ અગર વાંધો દર્શાવ્યો નહિ. એ જાણતો હતો કે અંગ્રેજ લશ્કરની આક્રમક ચડાઈ સામે પોતાનું મૂઠીભર માણસોનું પેડું માકડ–મચ્છરની પેઠે ચપટીમાં ચોળાઈ જાય અગર દીવા ઉપર પતંગિયાની પેઠે જલીને ખાખ થઈ જાય એવું છે. આથી તેણે શોણને કિનારે પશ્ચિમ બિહારનાં જંગલોમાં આશરો લીધો; અને ત્યાં રહી તેણે શત્રુનાં મર્મસ્થાનોનો ભેદ મેળવવા માંડ્યો. દરમિયાન લખનૌને જેર કરવા અર્થે અજીમગઢથી ગુરખાઓ અને બ્રિટિશોનાં સૈન્યો આવી રહ્યાના ખબરો તેને મળ્યા. પોતાના ભક્ષ્યની વાસની જાણ એની તીવ્ર ઘ્રાણેન્દ્રિયને સચોટ રીતે પહોંચી ગઈ. ને તુરત જગદીશપુરનો આ સિંહ છલંગ મારી જંગલમાંથી બહાર નીકળી પડ્યો. આપત્તિમાં સપડાયા છતાં, અને વિજયની કોઈ પણ આશા ન હોવા છતાં માત્ર રાજધાની ફરતા જ ફર્યા કરનારાઓ પૈકીનો કુમારસિંહ નહોતો; તેમ એ એવા નબળા હૈયાનો પણ નહોતો કે નિરાશ બની કેવળ લાગણીપ્રધાન બની જઈ માત્ર છાનોમાનો બેસી રહે. ગેરીલા યુદ્ધનીતિનો કુમારસિંહ તો અજબ જ્ઞાતા હતો. વળી બ્રિટિશ લશ્કર જોકે લખનૌ તરફ કૂચ કરી રહ્યું હતું, છતાં કુમારસિંહ પોતાની રાજધાની જગદીશપુર પર ઊતરી આવે એવી ગણતરી હોવાથી તેમનો જાગતો ડોળો એના પર પણ રહેતો હતો. આથી કુમારસિંહે એ તરફ જવાનો વિચાર હાલ તુરત સર્વાંશે છોડી દઈને તે બીજી બાજુ પૂર્વ અયોધ્યા તરફ વળ્યો. આ ભાગમાં બ્રિટિશ સત્તાની કડી ઘણી નબળી હતી, અને તેથી તે પર તૂટી પડવાનો એનો મનસૂબો હતો; પૂર્વ અયોધ્યામાં ક્રાંતિકારીઓ વેર-વિખેર ઘણા પડ્યા હતા; તેમને સંગઠિત કરીને અજીમગઢ પર છાપો મારવો, અને એ યોજનામાં સફળતા મળે તો આગળ વધી

બનારસ અગર અલાહબાદ ઉપર પણ ચડી જવું અને એ રીતે જગદીશપુરનું વેર વાળવું એવી એની ધારણા હતી. તા. ૧૮મી માર્ચ ૧૮૫૮ના રોજ બીજાના ક્રાંતિકારીઓ પણ તેને આવી મળ્યા. આ આખું સંયુક્ત લશ્કર અત્રોલિયાના કિલ્લા નજીક પડાવ નાખી રોકાયું.

અત્રોલિયાથી આઝમગઢ પાંત્રીશ માઈલને અંતરે છે. કુમારસિંહ આવ્યાના ખબર મળતાં જ મિલમન ત્રણસો પાયદળ, થોડા ઘોડેસ્વારો અને બે તોપોના સરંજામ સાથે અત્રોલિયા પર ચડી આવ્યો. તા. ૨૨ મી માર્ચના રોજ બંને લશ્કરો સામસામે અથડાયાં. આ અણધાર્યા છાપા માટે ક્રાંતિકારીઓને તૈયાર થવાનો સહેજ પણ અવકાશ આપ્યા વિના મિલમને સીધો લડાઈનો જ આરંભ કર્યો. એવી સ્થિતિમાં ક્રાંતિકારીઓ લાંબો વખત શી રીતે ટકી શકે? એ લડાઈમાં તેઓએ સજ્જડ હાર ખાધી. ત્યારે શું કુમારસિંહની સઘળી બડાઈઓ નકામી નીવડી? આગલી રાત્રે જ આટલું અંતર ચાલી આવ્યા પછી તુરત બીજે જ દિવસે અંગ્રેજ લશ્કરે આટલું જોર દાખવ્યું એ બદલ ખરેખર તેઓ વખાણને પાત્ર જ ગણાવા જોઈએ. બ્રિટિશ લશ્કરીઓ! ખરા પરસેવાને જોરે અને લોહીની નદીઓ વહેવડાવીને તમે આ વિજય હાંસલ કર્યો છે; જરૂર, આ આંબાવાડિયામાં તમે હવે નિરાંતે સુખેથી ભોજન કરો અને આરામ લ્યો. સઘળી બાજુએથી સશસ્ત્ર ચોકીપહેરો ગોઠવી અંગ્રેજ લશ્કરે જમવાની તૈયારી કરી. ભૂખે બેજાર બનેલાં મોં હજુ તો પહેલો જ કોળિયો ભરે છે—દારૂની છલોછલ ભરેલી પ્યાલીઓ હજુ તો માંડ મોંએ અડકાડાય છે ત્યાં તો ?—

ધુડુમ! ધુડુમ!

અરે, આ ધડાકા શાના? મોંમાં મુકાતા કોળિયા પાછા વળી

ગયા; દારૂની પ્યાલીઓ હોઠે અડવાને બદલે જમીન પર પટકાઈ; ભોજનની રકાબીઓ ભાંગીને ભૂકો બની ગઈ; અને 'હાશ!' કરીને હેઠાં મૂકેલાં હથિયારો ફરી સજીને તૈયાર થવું પડ્યું! કુમારસિંહ તો નથી આવ્યો? હા, કુમારસિંહ જ છે! અહીં મિલમન તો ભ્રામક વિજયની ખુશાલીમાં મસ્ત—ગાફેલ બની રહ્યો હતો. મદોન્મત્ત હાથીના કુંભસ્થળ ઉપર જેમ વનરાજ ત્રાટકે તે પ્રમાણે નર-સિંહ કુમારસિંહ, વયમાં વૃદ્ધ છતાં જુસ્સામાં જુવાન સરખો કુમારસિંહ. અંગ્રેજો પર વીજળીવેગે તૂટી પડ્યો! મેલિસન લખે છે: "સાચા સેનાપતિને વધારે શું જોઈએ? બધું તેની મરજી મુજબ જ ગોઠવાયું હતું. અને એ કારણે વિજય ચોક્કસ હાથવેંતમાં જ દેખાતાં કુમારસિંહે છાપો માર્યો."[૧] નાસીને બહાર નીકળી જવાને ઈરાદે મિલમેને કુમારસિંહ પર જોસભેર હલ્લો કરવાનો દેખાવ તો કર્યો, ને સામનો પણ આદર્યો. પરંતુ બાજુના શેરડીઓના વાઢમાંથી, આંબાવાડિયાંમાંથી તેમ જ નદીકાંઠેથી ગોળીઓનો વરસાદ વરસી રહ્યો હતો. મિલમન કરતાં કુમારસિંહ પાસે પાંચથી છગણું લશ્કર હતું. આથી શત્રુ પોતાને ચારે તરફથી અવશ્ય ઘેરી લેશે એવી ભીતિથી મિલમને પોતાના હલ્લાનું જોર નરમ પાડી દીધું. શત્રુનું જોર નરમ પડતાં જ વિખરાયેલા સોલ્જરોને ગોળીથી વીંધતા અને અંગ્રેજ ટુકડીઓ પર તૂટી પડતા કુમારના લશ્કરે ચારે તરફથી તેમને ઘેરવા માંડ્યું. અંગ્રેજોના ક્ષણિક વિજયથી કુમાર જરાયે નાહિંમત થયો નહોતો. પીછેહઠ કરનાર શત્રુ પર તેણે સંગઠિત હલ્લો કર્યો જ નહિ; તે પોતાના અનુયાયીઓની રગ પૂરેપૂરી રીતે જાણી ગયો હતો. સામસામેના યુદ્ધમાં તેઓ કેટલું ટકી શકશે એ વિષે એને પણ સંદેહ તો હતો જ. આથી પૂરેપૂરી હોશિયારી સાથે તેણે વૃકયુદ્ધ

૧. Malleson's *Indian Mutiny*, Vol. IV, page 319.

તંત્રનું જ અવલંબન લીધું. અને એમ શત્રુના લશ્કરને મારીમારીને એણે અત્રોલિયાથી કોસિલા સુધી પાછું કાઢ્યું.

પણ કોસિલ્લામાં ય બ્રિટિશ લશ્કરને સહીસલામત આશરો મળી શકે તેવું ક્યાં હતું? અંગ્રેજો હાર્યાના ખબર અહીં અગાઉથી જ પહોંચી ચૂક્યા હતા. આથી ત્યાંના હિંદી નોકરો તેમને સોંપેલાં ઢોરઢાંખર અને બીજી ચીજો એમ ને એમ પડતાં મૂકી રવાના થઇ ગયા હતા. મદદ માટે કોઈ નોકરો નહોતા; દાણાપાણીની કશી સગવડ નહોતી; જ્યારે કુમારસિંહનું લશ્કર તો વરુની જેમ પાછળ વળગ્યું જ હતું! આ બધી પરિસ્થિતિનો વિચાર કરીને મિલમને ડહાપણ વાપરી પીછેહઠની કરેલી શરૂઆત કોસિલ્લા આગળ ન અટકાવતાં ઠેઠ અજીમગઢ સુધી તે ચાલ્યો ગયો! અજીમગઢ પહોંચતાં જ મિલમન પાછો જોરમાં આવી ગયો, કેમકે અહીં તેણે કરેલી ત્વરિત મદદની માગણી અનુસાર ગાઝીપુર અને બનારસથી કર્નલ ડેમ્સની સરદારી તળે સાડાત્રણસો સિપાઈઓની ટુકડી આવી પહોંચેલી હતી. અને એ સઘળા તો તાજા જ હતા. આથી અજીમગઢ સરખા કિલ્લેબંદીવાળા સ્થાને છાવણી નાખીને મદદને કારણે લશ્કરની બમણી થયેલ સંખ્યાને જોરે, કર્નલ ડેમ્સની સંયુક્ત ફોજની સરદારી તળે, અત્યાર સુધી થયેલાં અપમાનોનો પૂરો બદલો લેવાનો અંગ્રેજોએ દૃઢ નિશ્ચય કર્યો.

એ યોજના મુજબ તા. ૨૮મી માર્ચના રોજ કુમારસિંહ પર વેર વાળવા માટે કર્નલ ડેમ્સ અજીમગઢથી નીકળી પડ્યો. કુમારસિંહને હરાવીને પોતે વેર વાળ્યું છે એમ ડેમ્સ ભ્રમમાં પડ્યો; પરંતુ ફરી વાર ઇતિહાસનું એ જ પુનરાવર્તન થયું; નવા અને હિંમતવાળા સેનાપતિના હાથ તળે લડતું તાજું લશ્કર પણ ત્રાહિ ત્રાહિ પોકારી ઊઠ્યું. કર્નલ ડેમ્સને પણ એવો સપાટો સહન કરવો

પડ્યો કે તેને પણ શહેરની કિલ્લેબંદીમા આશરો લેવાની ફરજ પડી ' હવે કુમાર ઉપર હલ્લો કરવાની વાત સાવ પડતી મુકાઈ. ઊલટાનો કુમારસિંહ પોતે જ હવે અજીમગઢમા દાખલ થઈ ગયો અને ત્યાના કિલ્લામા આશરો લઈ ભરાઈ બેઠેલા અગ્રેજોને ભૂખે મારી તેમનો નાશ કરવાનું કામ પોતાના થોડાએક અનુયાયીઓને સોપી, તે પોતે બનારસ પર ચડી ગયો '

આ વેળા ગવર્નર જનરલ લોર્ડ કેનિંગ અલાહબાદમા પડ્યો હતો સિંહસમા કુમારસિંહે પોતાના જડબા ખોલેલા દેખતા જ ભયથી તે થથરી ઊઠ્યો. કુમારસિંહ કેટલી કતૃત્વશક્તિવાળો અને હિંમતબાજ આદમી છે, તેમ જ લડાઈની ધમાધમીમા સમયની કિંમતનુ તેને કેટનું ઊંડું જ્ઞાન છે, એનો પૂરેપૂરો ખ્યાલ કેનિંગને હતો જ, આ કારણે તેણે આવી રહેલી આપત્તિના ભણકાર બરાબર જાણી લીધા. " ર અજીમગઢને બરાબર દબાવી દઈ, દિઙ્મૂઢ કરી નાખે તેવી ચપળતાથી એકચાશી માઈલનુ અતર ઓળગી જઈ, કલકત્તા અને અલાહબાદનો ચાનુ સપર્ક તોડી નાખવાને ઈરાદે કુમારસિંહે બનારસ પર ચડાઈ કરી એ અરસામા લખનૌથી હારીને નાસી આવેલા ક્રાંતિકારીઓ પણ તેને આવી મળ્યા હિંમત હારી જઈ ત્રાસી ઊઠેલા અનુયાયીઓમા નવો ઉત્સાહ પેદા કરી ફરી તેમને શિસ્તબદ્ધ બનાવી સગઠિત કરવાની કુમારસિંહની અસાધારણ લાયકાત કેનિંગ સપૂર્ણ રીતે જાણતો હતો ક્રાંતિના પ્રથમાર્ધમા કલકત્તા અગર તેની આસપાસમા ક્રાંતિનો જુવાળ ફેલાયો નહિ, એટલુ જ નહિ પણ તેને ઊગતો જ ડામી દેવામા આવ્યો તેનુ જો કોઈ મુખ્ય કારણ હોય તો તે એ જ હતુ કે શીખોની મદદ મળવાથી બનારસ અને અલાહબાદના શહેરો પર અંગ્રેજો પોતાની પકડ મજબૂત કરી શક્યા હતા.

ર Malleson s *Indian Mutiny*, Vol IV, page 321.

-હાથમાંથી છટકી ગયેલી આ તક ફરી વાર સાધી લેવાને ઈરાદે કુમારસિંહ બનારસ અને અલાહબાદ ઉપર જોસભેર ધસારો લઈ ગયો. કેનિંગે તુરત જ આ ક્રાંતિના ભડવીરની સામે લોર્ડ માર્કકેરને ચડી જવાનો હુકમ કર્યો.

લોર્ડ માર્કકેરે ક્રીમિયન યુદ્ધમાં ખૂબ કીર્તિ મેળવી હતી, તેમ જ હિંદુસ્તાનની યુદ્ધયોજના સાથે તે ગાઢ પરિચયમાં આવી ચૂક્યો હતો. સાથે પાંચસો સિપાઈઓ અને આઠ તોપો લઈને એ પ્રખ્યાત સેનાની અજીમગઢની નજીક આઠ માઈલ ઉપર આવી હાજર થયો. થોડો આરામ લઈ તા. ૬ઠ્ઠીએ સવારના છ વાગતાં એણે હલ્લો શરૂ કર્યો. તેણે જોઈ લીધું કે કુમારસિંહના માણસો પોતાની હિલચાલથી વાકેફ હતા. પણ તે તરફ દુર્લક્ષ કર્યાનો દેખાવ કરીને તેણે પોતાના સૈનિકોને તૈયાર થવાનો હુકમ આપ્યો, અને કુમારસિંહની ડાબી પાંખ પર હલ્લો કર્યો. સામેથી કુમારસિંહની ડાબી પાંખના સૈનિકોએ પણ ગોળીઓની ઝડી વરસાવી. તુમુલ યુદ્ધ મચ્યું. તે દહાડો કુમાર પોતાના પ્રિય એવા શ્વેત ઘોડા પર ચડી જંગ ખેલતો જણાતો હતો. શત્રુઓને ડરાવવા માટે પોતાના લશ્કરીઓની સંખ્યા ખૂબ મોટી દેખાય એટલા ખાતર તેણે લશ્કરમાં છાવણીના નોકરોની પણ ભરતી કરી હતી. પોતાના લશ્કરની શક્તિ અને મર્યાદા એ બરાબર જાણતો હતો; એણે આ યુદ્ધ માંડયું હતું તેમાં પોતાનું અંગત શૌર્ય, ધીરજ અને રણકુશળતા પર જ તેણે મોટો આધાર રાખ્યો હતો.

માર્કકેર ઉપર હલ્લો કરવા સારુ એણે પોતાના લશ્કરના વિભાગો કરી તેમને ચડી જવાના હુકમો આપ્યા. શત્રુઓની તોપો અસાધારણ અગ્નિ વરસાવતી હતી; તેમને સામો જવાબ આપી બંધ કરી દેવા માટે કુમાર પાસે એક પણ તોપ નહોતી! છતાં એ પોતાનું લશ્કર માર્કકેરની પિછાડી પર લઈ જવામાં સફળ નીવડયો. કુમારે

આ વ્યૂહયોજના અમલમાં મૂકવાથી શત્રુની સઘળી યોજના ધૂળમાં મળી ગઈ, કેમકે તેને ફરી પાછું તોપખાનું લશ્કરના પાછલા ભાગમાં ફેરવીને આણવાની ફરજ પડી. ક્રાંતિકારીઓ માટે આ ફેરફાર હલ્લો કરવાની સૂચનારૂપ જ નીવડયો! વિજયની રણગર્જના કરતા ક્રાંતિકારીઓ આગળ વધ્યા. પાછલા ભાગ પરના હલ્લાથી કુમારસિંહે અંગ્રેજોને એવા તો ભીડવ્યા હતા કે અંગ્રેજી લશ્કરના હાથીઓ પણ ચીસો પાડતા નાસવા લાગ્યા; જીવવાની કોઈ જાતની આશા ન જણાયાથી હાથીના માવતો પણ બને હાથે હાથીઓના ગળામાં આંકડા ભરવી લટકી રહ્યા, અને ખિજમતના માણસો તો ચારે તરફ નાસભાગ કરતા દોડી ગયા. માર્કકેર તો કહેતો જ રહ્યો : "અરે ભાઈઓ! નાસો નહિ; ઊભા રહો ! વિજય આપણો જ થવાનો છે!" ક્રાંતિકારીઓની આગલી હરોલ પરનું થોડું ઘોડેસ્વાર લશ્કર તેણે આંતરી લીધું, પરંતુ તેના લશ્કરની પાછલી હરોલનો ક્રાંતિકારીઓએ પૂરી રીતે કચ્ચરઘાણ વાળી દીધો હતો.

આમ આ અદ્ભુત યુદ્ધ ખેલાયું હતું. શરૂઆતમાં કુમારની આગલી હરોલ અંગ્રેજી લશ્કરની આગલી હરોલ સાથે ભિડાઈ હતી, પણ તુરત જ બ્રિટીશોની પાછલી હરોલ પર કુમારની આગલી હરોલે હલ્લો કર્યો, તથા અંગ્રેજોના લશ્કરની પાછલી હરોલને આગ લગાડી સળગાવી દીધી. આમ પોતાની પાછલી હરોલને ભડકે બળતી જોઈને માર્કકેરે રણમેદાનમાંથી પાછા ફરી ધીરે ધીરે અજીમગઢ તરફ સરકવા માંડયું. આમ કરવાથી વિજય ભલે ન મળે તોપણ અજીમગઢના પોતાના જાતભાઈઓને મદદ પહોંચાડવાનો દાવ તે સાધી શકતો હતો. એની તોપોએ આ વેળા તેને ઠીક મદદ કરી. એમાં વળી કુમારસિંહ પાસે તો એક પણ તોપ નહોતી! લગભગ મધરાતને શુમારે માર્કકેરે પોતાનું લશ્કર અજીમગઢમાં આણ્યું.

આ લડાઈમાં કુમારસિંહે યોજેલી વ્યૂહરચના અને દાવપેચ તેમ જ એણે કરેલી ભૂલો તથા અનુભવેલી મુસ્કેલીઓ અંગે મેલિસન લખે છે. “ક્રાંતિકારીઓનો આ આગેવાન વ્યૂહરચનાની કુશળતા કરતાં છાપાઓ મારવાના દાવપેચ યોજી શત્રુને ઝૂડી કાઢવામાં વધારે હોશિયાર હતો. હલ્લો કરવાની એની યોજના વખાણવાલાયક હતી; પણ એ યોજનાઓને પાર પાડવામાં એને હાથે અનેક મોટી મોટી ભૂલો થઈ જતી. મિલમનને તો એને બહુ સુંદર તક આપી હતી. જે વેળા મિલમનના માણસો આંબાવાડિયામાં ભોજનના કાર્યમાં પરોવાયા હતા તે જ વેળા એણે એમને અજીમગઢથી કાયમને માટે હાંકી કાઢવાની તક સાધવી જોઈતી હતી. પરંતુ એને એમની સામેથી હલ્લો કરવાનું વધારે ગમ્યું. સિવાય જે વેળા તે મિલમનને પાછો હઠાવી રહ્યો હતો તે વેળા પણ તેણે જોરદાર પીછો પકડ્યો હતો એમ તો ન જ કહેવાય. કોઈ પ્રખર સેનાપતિએ તેમનો આવી પરિસ્થિતિમાં પણ ખુરદો કરી નાખ્યો હોત! મિલમન અજીમગઢમાં આશરો લઈ ભરાઈ બેઠો તે વેળા એને ત્યાં જ ગોંધી રાખવા સારુ લશ્કરનો થોડો ભાગ ત્યાં રોકી રાખી જો તેણે બાકીના લશ્કર સાથે યુદ્ધ અર્થે અનુકૂળ સ્થાનેથી બનારસ પર હલ્લો કર્યો હોત તો લોર્ડ કેનની તે સારી એવી રોજડી કરી શક્યો હોત. પાછળના હેવાલો પરથી જાણી શકાય છે કે આ વેળા તેની પાસે બાર હજાર માણસોનું લશ્કર હતું. એ બધાને પહોંચી વળવા માર્ક-કેરના હાથ તળે તો થોડુંએક સૈન્ય જ હતું. સંજોગો કુમારસિંહને અનુકૂળ હતા, અને જો તેણે હિંમત બતાવી હોત તો તેને યશની આશા ઘણી વધારે હતી. સંભવ છે કે તે આ બધું સમજતો હતો. પણ ખરી વાત એ છે કે એના હાથમાં બહુ થોડી બાબતો હતી. એના લશ્કરમાં આવી રહેલા અનેક નાના જાગીરદારો અને તાલુકદારો એને જ સલાહ આપવા નીકળી પડતા હતા. મનદુઃખ અગર વિરોધ

ન થાય એટલા ખાતર આવે વખતે ક્રાંતિકારી આગેવાનને સહુની સાથે હળીમળીને કામ લેવું પડતું – ઘણી વાર પોતાનો મુદ્દો જતો કરીને પણ ચલાવી લેવું પડતું !"[૩]

પરંતુ ક્રાંતિકારીઓએ માર્કકેરનો વિજય તો ઝૂંટવી જ લીધો હતો, ઉપરાંત અઝીમગઢનો ઘેરો હઠાવવાનો એનો બીજો હેતુ પણ સફળ થવા ન દીધો. હજુ અઝીમગઢ ક્રાંતિકારીઓની જ પકડમાં હતો; સિવાય આસપાસના મુલક ઉપર તેમની ધાક પુષ્કળ હતી. ખરો સેનાપતિ એ જ છે જે પોતાના સૈન્યની સાચી તાકાત અને લાયકાત પિછાને છે. સરદાર તરીકેના જે ગુણો કુમારસિંહમાં હતા, તેવા ગુણો બીજા કોઈનામાં ભાગ્યે જ જોવાના સાંપડે છે. શત્રુની કઈ રગ પોચી છે તેમ જ કયાં તેનું સાચું જોર છે એ તે જેમ અચૂક જાણી શકતો, તેમ જ પોતાના અનુયાયીઓના ગુણદોષોથી પણ તે સંપૂર્ણ માહેતગાર હતો. કારણ ગમે તે હો, પરંતુ બ્રિટિશ સંગીનો – બેયોનેટ દેખતાં જ સિપાઈઓ ડઘાઈ જતા, એ વાત સાચી હતી. આરા અને લખનૌના ઘેરાનો પણ એ જ અનુભવ હતો. આથી બ્રિટિશ લશ્કરને કિલ્લામાં જ ગોંધી રાખી, શત્રુને હંફાવવાનો–ત્રાસ આપવાનો તેણે નવો જ દાવ અજમાવ્યો. બેશક એ દાવમાં હિંમતની ભારે જરૂર હતી. ૧૮૫૭ના સ્વાતંત્ર્યસંગ્રામમાં સામેલ થયેલા ક્રાંતિકારી લશ્કરમાં બે જુદી જુદી મનોવૃત્તિઓના આદમીઓ હતા. એક એવો વર્ગ હતો કે જેઓ સામે શત્રુઓની તલવારો ચમકતી હોય અગર તો આગના ગોળા વરસાવતી તોપો ધણધણી રહી હોય, છતાં પોતે તો કઠોર નિરધાર કરી રણમેદાનમાં શત્રુનો પદ્ધતિસર સામનો કરીને જ આખરે મૃત્યુને ભેટવું પડે તો પણ તેમ કરવા તૈયાર હતો. બીજો એક એવો વર્ગ હતો જે દેશ

૩. Malleson's *Indian Mutiny*, Vol. IV, page 326–327.

ખાતર મૃત્યુને ભેટવા જેટે તૈયાર તો હતો જ, છતાં પોતાના એ નિરધારને અમલમાં મૂકવા જેટલી હિંમત તેનામાં નહોતી; આથી જે વેળા બરોબર રણમેદાનમા લોખંડની દીવાલ પેઠે ખોડાઈ જઈને આમરણ સામનો કરવાની જરૂર હોય તે જ વેળા આવો વર્ગ ચારેપાસ નાસભાગ કરવા મંડી જતો. આમ હોવાથી કુમારસિંહે પહેલા વર્ગના લોકોને જુદા પાડી એમનો એક સ્વતંત્ર લશ્કરી વિભાગ બનાવ્યો. અને એ રીતે ગમે તેવી મુશ્કેલ અને જોખમી યોજનામા ચોક્કસપણે અને અડગ રહી પોતાને સાથ આપે એવા અનુયાયીઓને વીણી કાઢી, કુમારસિંહે પોતે મનમાં વિચારેલો સાહસી દાવ શત્રુ પર અજમાવવા અર્થે આવા ચૂંટી કાઢેલા સિપાઈઓની ટુકડીને તેણે તાનુ નદીના પૂલ પર રવાના કરી.

અજીમગઢના અંગ્રેજ લશ્કરને છોડાવવા અર્થે બ્રિટિશ સેનાપતિ લ્યુગાર્ડ આ પૂલ પરથી જ આવી રહ્યો હતો. લ્યુગાર્ડે પહેલાં તો એમ માન્યું કે પૂલનો માર્ગ અટકાવી દેવામાં ક્રાંતિકારી લશ્કરનો ઈરાદો માત્ર એટલો જ હોવો જોઈએ કે અજીમગઢ પરનો પોતાનો કબજો ઢીલો ન પડે. પરંતુ મેલિસન લખે છે : “ કાવાદાવામાં કુશળ એવા આ કુમારસિંહે પોતાની સઘળી યોજનાઓ એવી તો ચોકસાઈ અને દીર્ઘદૃષ્ટિ વાપરી સફળતાને આરે આણી હતી કે શત્રુને એની યોજના ખરેખર શી હશે તેનો લેશ પણ ખ્યાલ આવી ન શકે. ” એ કુશળ સેનાપતિની ખરી યોજના એવી હતી કે ગમે તે ભોગે પોતે અજીમગઢને જ હાથમાં રાખવાના નિશ્ચય પર આવ્યો છે એમ શત્રુને લાગી જાય, અને તેથી શત્રુ પોતાનું સઘળું ધ્યાન અને લશ્કરી બળ એ દિશામાં જ વાપરે; દરમિયાન બીજી બાજુ પોતે સીધા જગદીશપુર પર ચડાઈ કરવી. રણયોજનાની કુશળતાની દૃષ્ટિએ વિચારીએ તો કુમારસિંહનો આ વ્યૂહ ખરેખર અજોડ હતો.

અજીમગઢથી ગાઝીપુર જવું, અને ત્યાંથી પછી ગંગા ઉતરી જઈને ચડાઈ કરતા કરતા જગદીશપુર જીતી લેવું ! — અને એ બધું પાછળથી લ્યૂગાર્ડનું અને સામેથી આરાનું છેતરાયેલું લશ્કર ચડી આવતું હોય તે દરમિયાન જ કરવું ! કુમારની બીજી ટુકડીઓ અજીમગઢથી છટકી જઈ અંગ્રેજોને હઠાવી ગાઝીપુરને રસ્તે રવાના થાય ત્યાં સુધી તાનુ નદીના પૂલ ઉપર રોકેલા કુમારના લશ્કરના પહેલા વિભાગે લ્યૂગાર્ડના હલ્લાઓને પાછા વાળી તેને ત્યાં જ સામનો આપનો રોકી પાડવાનો હતો. અને જો ખરેખર કુમારસિંહ ગાઝીપુર પહોંચી જઈ ગંગા ઊતરી ગયો હોત, તો જગદીશપુરનો આ કેસરી ફરી પોતાના જંગલોમાં સ્વૈરસંચાર કરતો બની રહેત; અને તો જે વ્યૂહ પૂરો કરવા અર્થે અંગ્રેજો ગયું આખું વર્ષ મહેનત કરી રહ્યા હતા, તેના પર પૂરેપૂરું પાણી ફરી વળત, અને એ સઘળી માથાફોડ એમને ફરી વાર એકડે એકથી શરૂ કરવી પડત.

પરંતુ કુમારસિંહની આ હિંમતભરી યોજના પાર પડવાનો સઘળો આધાર, તાનુ નદીના પૂલ પરના ઓ વીરનરો ! તમારા ઉપર જ છે ! કુમારસિંહની ટુકડીઓ શત્રુઓની નજર બહાર છટકી જાય ત્યાં સુધી લ્યૂગાર્ડની અંગ્રેજ સેનાને તમે પૂલ ઉપર ડગલું પણ મૂકવા ન દેશો. તમે કોઈ પણ પરિસ્થિતિમાં પાછા નહિ હઠો એવી ખાત્રીથી તમારા આગેવાને તમને આ કામ સારુ ચૂંટ્યા છે. તમે એવું પરાક્રમ બતાવો કે એણે તમારા પર રાખેલો વિશ્વાસ સાચો ઠરે. કુમારસિંહનું બાકીનું સઘળું લશ્કર શત્રુને હાથતાળી દઈ છટકી જાય ત્યાં સુધી શત્રુને પૂલ પર ચડવા જ ન દેવો એવા પાકા નિરધારથી –એ એક જ વિચારથી–એવી કઠોર પ્રતિજ્ઞા લઈને તમારામાંનો છેલ્લામાં છેલ્લો આદમી ખપી જાય ત્યાં સુધી ત્યાં અડગ રહી લડજો ! શ્રી શિવાજી મહારાજ શંગણાના કિલ્લા પર સહીસલામત

પહોંચી ગયાનું જાણતા સુધી જેમ પરાક્રમી મરાઠા વીર બાજી દેશપાંડેએ પાવન ખીણને ખાળી રાખી હતી, બરાબર તે જ પ્રમાણે કુમારસિંહનું સઘળું લશ્કર સહીસલામત રીતે છટકી જાય ત્યાં સુધી એની આજ્ઞાને માથે ચડાવી જીવ જતાં સુધી તમે લડી લેજો! જે પ્રમાણે ફાઝલખાન મરાઠાઓની પાછળ હાથ ધોઈને પડ્યો હતો તે જ પ્રમાણે પૂલ પરના મૂઠીભર ક્રાંતિકારી સિપાઈઓ ઉપર લ્યુગાર્ડના તીક્ષ્ણ હલ્લાઓ ક્ષણે ક્ષણે થઈ રહ્યા હતા; છતાં પૂલ તરફ એક ઈંચ જેટલો પણ તે આગળ વધી શકતો નહોતો! અજીમગઢથી છટકી જઈ ગાઝીપુરને રસ્તે બેધડક કૂચ કરી રહ્યાના ખબર કુમારસિંહ તરફથી મળતાં સુધી આ તેજસ્વી ક્રાંતિકારી સિપાઈઓએ લ્યુગાર્ડને એક તસુ પણ આગળ વધવા જેટલી મચક ન આપી. કર્નલ મેલિસન લખે છે: " કુમારસિંહના આ હિંમતવાન અને દૃઢનિશ્ચયી અનુયાયીઓએ હોડીઓનો પૂલ એવો તો મજબૂત અને ચોક્કસ સામનો કરીને ટકાવી રાખ્યો કે એમનું બાકીનું સઘળું લશ્કર સફળતાપૂર્વક છટકી ગયું. ત્યાર પછી જ તેઓ ત્યાંથી ખસ્યા."[૪] એટલું જ નહિ પરંતુ ત્યાંથી ખમીને પાછા હઠતી વેળા પણ તેઓ એવી સિફતપૂર્વક અને શિસ્ત સાથે પાછા હઠ્યા કે હઠતા હઠતા જઈ તેઓ કુમારસિંહના લશ્કરને મળી ગયા!

પૂલ એકાએક છૂટો થતાં જ લ્યૂગાર્ડનું લશ્કર જોસભેર આગળ ધસ્યું. પણ આગળ વધીને જુએ તો કોઈ જાદુ બની ગયું હોય તેમ કુમારસિંહનું આખેઆખું લશ્કર ત્યાંથી ગૂમ થઈ ગયુ હતું! લ્યુગાર્ડને એથી ભારે આઘાત થયો. એ લશ્કરની તપાસ અર્થે લ્યુગાર્ડે એક ખાસ ટુકડી રવાના કરી. પણ દસબાર માઈલની રખડપટ્ટી પછી પણ કુમારનો તેને કશો પત્તો ન લાગ્યો; અને

૪. Malleson's *Indian Mutiny*, Vol. IV, page 330.

આખરે જ્યારે તે દેખાયો ત્યારે તે એવી સુરક્ષિત જગ્યાએ પહોંચ્યો હતો કે કોણ પીછેહઠ કરે છે ને કોણ પીછો પકડી રહ્યું છે એનો જ સંદેહ થઈ પડે ! અંગ્રેજ લશ્કરને આવી પહોંચેલું દેખીને ક્રાંતિકારીઓ જરા ય ગભરાયા નહોતા; ઊલટું ક્રાંતિકારીઓને દેખીને અંગ્રેજ લશ્કર જ ગભરામણમાં પડ્યું. કુમારના લશ્કરે તુરત પોતાની તોપો અંગ્રેજ લશ્કર પર નોંધી અને રણગર્જના કરતા તલવારો ખેંચીને તેઓ અંગ્રેજ લશ્કર પર તૂટી પડ્યા. આ લડાઈમાં ભાગ લેનારો એક અંગ્રેજ અધિકારી લખે છે : " અમે માંડમાંડ અમારી જાતને સમાલી લીધી; એથી વધુ કશું અમે કરી શકીએ તેમ નહોતા. અમારી ઘોડેસ્વાર ટુકડીઓએ શત્રુ પર હલ્લો કર્યો, તે વેળા ચતુષ્કોણવ્યૂહ રચીને ક્રાંતિકારીઓ જાણે અમને આહ્‌વાન આપતા હોય તેમ સજ્જ થઈ લડવા માંડ્યા. અને આ પડકારના જવાબમાં જે વારે અંગ્રેજ લશ્કરે તેમના પર હલ્લો કર્યો તે વેળા ક્રાંતિકારીઓએ એનો એવો તો સણસણતો જવાબ વાળ્યો કે તેમાં કેટલા ય અંગ્રેજ સોલ્જરો અને અધિકારીઓ કપાઈ ગયા ! કુમારસિંહનો ચતુષ્કોણ વ્યૂહ ભેદવો અશક્ય થઈ પડતાં ફરી અંગ્રેજ લશ્કરે બચાવના ધોરણનો અંગીકાર કર્યો. પીછેહઠ કરતા એ અંગ્રેજ લશ્કરનો પીછો પકડતો પકડતો કુમારસિંહ ગંગાકિનારાની નજીક ને નજીક જઈ રહ્યો !

શત્રુઓનો પીછો પકડવા ગયેલા આ અંગ્રેજ લશ્કરના આવા ફતેહભર્યા હાલહવાલના સમાચાર અઝીમગઢ આવી પહોંચ્યા કે તુરત પાંચછ તોપો સાથે સેનાપતિ ડગ્લસ તેમની કુમકે દોડ્યો. આ પહેલાં ડગ્લસે કુમારની તલવારનું પાણી ચાખ્યું હતું, એટલે એની શોધમાં બહુ જ સાવધાન બની ધીરેધીરે આગળ વધતો તે નઘાઈ નામના ગામડા સુધી આવી પહોંચ્યો. પરંતુ અહીં પણ કુમારસિંહ પડકારે

કરતો હાજર જ હતો. શત્રુ પકડમાં આવી પહોંચતાં જ કુમારે પોતાની પોલાદી ટુકડી આગળ ધરી, અને પોતાની બીજી સૂચના મળતાં સુધી લડવાનો તેને હુકમ કર્યો. ત્યાર પછી બાકીના લશ્કરને બે વિભાગમાં વહેંચી લઈ તેમને જુદે જુદે રસ્તે ગંગાને કિનારે પહોંચવા રવાના કર્યું. આ છૂપી હિલચાલ ચાલતી હતી તે વેળા કુમારની લોખંડી ટુકડીએ ઘણેણી રહેલી શત્રુઓની તોપોનો મજબૂત સામનો કર્યો. પોતા પાસે સામે જવાબ આપવા માટે એક પણ તોપ નહોતી, ત્યારે શત્રુની તોપો ઘાસ વાઢે તેમ પોતાના સાથીઓનો ખુરદો બોલાવી રહી હતી; છતાં આ ટુકડીએ અજબ પરાક્રમ દાખવ્યું. આવો લોહી ટપકતો પ્રતાપશાળી સામનો દાખવી તેઓ ચાર માઈલ સુધી અંદર ઘૂસ્યા. આખરે શત્રુનું લશ્કર હાથ ઊંભ કાઢી ગયું. પણ ત્યાં તો અત્યાર સુધી બે જુદાજુદા રસ્તે જઈ રહેલા કુમારસિંહના લશ્કરે સાથે મળી જઈ આગળ કૂચ આરંભી-અને એ રીતે કુમારસિંહ ગંગાના તીરપ્રાંતમાં ફરી ઘૂમવા લાગ્યો!

થાકીને લોથપોથ તથા બેજાર બનેલું બ્રિટિશ લશ્કર આરામ માટે પાસેના અથુસી નામના ગામડામાં તા. ૧૭મી એપ્રિલના રોજ રાત્રે રોકાયું. બીજે દિવસે સવારમાં ક્રાંતિકારીઓનો પીછો પકડવા નીકળી પડવા માટે જ્યાં ડગ્લસ તૈયાર થાય છે ત્યાં તો કુમારસિંહ તેની આગળ તેર માઈલને અંતરે હોવાના વાવડ તેને મળ્યા. બ્રિટિશનું ઘોડેસ્વાર લશ્કર અને તોપખાનું તો કુમારની પાછળ દોડયે જતું હતું, પરંતુ પાયદળ છેક થાકી ગયું હતું. આથી એક રાત્રિ વધારે આરામ લેવાને ઈરાદે તે પાછળ રોકાઈ ગયું. શત્રુની હિલચાલની પૂરેપૂરી બાતમી મેળવી આણવામાં કુમારના જાસૂસો ભારે પાવરધા બની ગયા હતા. અંગ્રેજ લશ્કર આસ્તે આસ્તે થાકવા માંડ્યાના ખબર તેમણે કુમારસિંહને પહોંચાડ્યા. આવી

સુંદર તક હાથમાથી ન જવા દેવાને ઈરાદે એંશી વરસના આ વૃદ્ધ વીરનરે પોતાના લશ્કર સાથે મધરાતે જ રવાના થઈ ઠેઠ સિકંદરપુર સુધી પહોચી જઈ ઘોગ્રા ઊતરીને ગાઝીપુરના પ્રદેશમા પ્રવેશ કર્યો. નદીને જમણે કાઠે કૂચ કરતા કરતા ઠેઠ મનોહર નામના ગામ સુધી પહોચ્યા પછી આ સ્વદેશભક્ત રાણા કુમારસિહે પોતાની હરેક સાહસભરી યોજનામા હિંમતભેર અને દૃઢતાથી ઝૂકી પડવા સદાય તત્પર એવા પોતાના થાકેલા, ભૂખ્યા થયેલા ને ત્રાસી રહેના સૈનિકોને થોડો વખત આરામ આપ્યો એકદરે પોતાની પરિસ્થિતિ અતિશય નાજુક અને વિચિત્ર બની ગયાની જાણ કુમારસિહને પૂરેપૂરી હતી, છતા આ સ્થળે આરામ ન લેવામા માનવીની સહનશક્તિ પર જ જાણે વેર લેવાતુ હોય એમ બનવા સભવ હતો આ પરિસ્થિતિની જાણ ડગ્લસને થતા તે પણ ભારે વેગપૂર્વક કુમારનો પીછો પકડતો એની પાછળ પાછળ મનોહર આવી પહોચ્યો આવતાવેત જ તેણે હલ્લો કર્યો. આ કારણે થાકીને બેજાર બની ગયેના કુમારના લશ્કરને માટે ટકી રહેવુ છેક અશક્ય બની ગયુ, અને તેને હારવાનો વખત આવ્યો એમા વળી કુમારના હાથીઓ, દારૂગોળો અને સીધુ-સામાન પણ સઘળુ શત્રુને હાથ ગયુ ! છતા એનુ હૈયુ તો પડેનાના જેટલુ જ અજેય અને અદમ્ય બની રહ્યુ હતુ તેણે જોઈ લીધુ કે હવે પોતાનુ બળ છેક પડી ભાગવાની અણી પર આવ્યુ છે, આથી તેણે અત્યાર સુધી ગ્રહણ કરેલી યુદ્ધનીતિનો જ માર્ગ ચાલુ રાખવાનું ઠરાવ્યુ. તેણે પોતાના લશ્કરને નાની નાની ટુકડીઓમા વહેચી નાખ્યુ, અને પરાજય તરફ જઈ રહેના યુદ્ધમાથી તેણે તેમને પીછેહઠ કરવાનુ જણાવી જુદે જુદે રસ્તે રવાના કરી દીધું. આ યોજનાથી તેણે શત્રુ માટે પોતાના લશ્કરનો પીછો પકડવાનુ કાર્ય અશક્ય બનાવી દીધુ ! દરેક ટુકડીના નાયકને એણે પહેલેથી જ અમુક ચોક્કસ જગ્યાએ અને નિશ્ચિત વખતે એકત્ર મળવાનું કહી

રાખ્યું હતું; આથી એ ચોક્કસ સ્થળે નક્કી કરેલો સમય આવી પહોંચતાં જ એનું આખું લશ્કર ફરી એકઠું થઈ ગયું, અને સર્વ સાથે મળી વળી તેમણે આગળ કૂચ આરંભી ! એ યુદ્ધમાં અંગ્રેજો જીત્યા ખરા; પરંતુ શત્રુઓ ક્યાં નાસી ગયા અને તેમનું શું થયું એ કશાના કાંઈ જ સમાચાર ન સાંપડ્યાથી તેમને મનોહરમાં જ પડાવ નાખી રોકાઈ રહેવું પડયું. પણ એ દરમિયાન તો કુમારનું લશ્કર ગંગાને કાંઠે આવી પણ પહોંચ્યું હતું.

કાંઠા નજીક નહિ પણ બરાબર કાંઠે જ, આ ભીષણ સંતાકૂકડીની રમતમાં આખરે સફળ બનેલું કુમારસિંહનું લશ્કર આવીને હાજર થયું. છતાં પણ પાછળ પડેલું અંગ્રેજ લશ્કર તેમનો પીછો છોડતું નહોતું. આવે વખતે પોતાનું અતિ અલ્પ લશ્કરબળ ધ્યાનમાં લેતાં શત્રુઓ સાથે લડાઈમાં ઊતરવું છેક અશક્ય છે એમ જાણીને જ કુમારસિંહે એક નવો જ દાવ અજમાવ્યો. ચોતરફ તેણે એક એવી અફવા વહેતી મૂકી કે હોડીઓની ખેંચને કારણે કુમારસિંહ બાલીલાના આસપાસમાં હાથીઓ પર બેસીને ગંગાને સામે કાંઠે ઊતરી જવા માગે છે ! અંગ્રેજ જાસૂસોએ આ ખબર પોતાના સેનાપતિને પહોંચાડયા; પોતાનું જાસૂસીખાતું ભારે ચીવટાઈથી ફરજ બજાવી રહ્યાનો એણે સંતોષ પણ અનુભવ્યો. " મારા આ છૂપા જાસૂસોએ મારા શત્રુ-ક્રાંતિકારીઓનો મોટો આગેવાન કયે સ્થળેથી ગંગા ઊતરીને સામે પાર જવા ધારે છે એની ચોક્કસ બાતમી મને આણી આપી છે. હું જોઉં છું કે હવે એને એમાં કેવી સફળતા મળે છે. એના હાથીઓ અને એનું આખું લશ્કર જ ગંગામાં તણાઈ ન જાય તો. થઈ રહ્યું ! " એવા અભિમાનભર્યા ઉદ્‌ગારો સાથે તે પોતાના ગોરા સોલ્જરોને લઈને બાલીલા જઈ પહોંચ્યો, અને ત્યાં છુપાઈ રહીને કુમારસિંહ આવી પહોંચતાં જ એના ભારેખમ હાથીઓ પર તૂટી

પડવાને ઈરાદે રાહ જોતો બેઠો. શાબાશ છે, શૂરવીરો! ભાવિ વિજ-યનાં સુખસ્વપ્નોમાં તમે મહાલ્યા કરો; અને શત્રુ આવવાની રાહ જોતા સુખેથી ત્યાં છુપાઈ રહો! પણ પેલી બાજુ અહીંથી સાત માઈલ નીચાણમાં જ કુમારસિંહ ગંગા પાર કરી રહ્યો હતો! બાલી-લાના અને હાથીના ગપગોળા ચાલુ કરી કુમારસિંહ જોઈતી સઘળી હોડીઓ મેળવીને રાતોરાત શિવાપુરઘાટેથી ભાગીરથીને સામે કાંઠે જઈ રહ્યો હતો. છેતરાઈ પડેલા શત્રુને કાને જ્યારે એ સમાચાર આવી પહોંચ્યા ત્યારે તે ગુસ્સાથી સળગી ઊઠ્યો. તત્કાળ બાલીલાથી નીકળીને તે શિવાપુરઘાટ નજીક હાજર થયો, ને ભાગીરથી ઊતરી જવાને સજ્જ થયેલી કુમારસિંહની એક હોડી તેણે પકડી પાડી. પણ એ હોડી છેવટની જ હતી! લગભગ આખું લશ્કર ભાગીરથીને સામે કાંઠે જઈ પહોંચ્યુ હતું; અને કુમારસિંહ પોતે પણ આખું લશ્કર સહીસલામત સામે પાર ગયાની ખાતરી સાથે બે મિનિટમાં જ સામે પહોંચી ગયો હોત. પરંતુ દુર્ભાગ્યની વાત છે કે એ રાષ્ટ્ર-વીર, શૌર્ય અને ઉદારતાના પ્રતીક સમો—સ્વાતંત્ર્યના પરાક્રમશાલી ખડ્ગસમો કુમારસિંહ જ્યારે મધ્ય પ્રવાહે હતો ત્યારે શત્રુની એક ગોળી સુસવાટ કરતી આવીને તેના હાથમાં ઘૂસી ગઈ. એંશી વરસની જઈફ ઉંમરે પહોંચેલા એ પરાક્રમી પુરુષને એથી સહેજ પણ દુઃખ ન જણાયું. પરંતુ જ્યારે એ આખો હાથ કાપી નાખવાનું અનિ-વાર્ય બન્યું ત્યારે પોતાને જ હાથે—જે હાથ પર જખમ થયો હતો તેનાથી બીજે હાથે—તલવાર ખેંચી એણે કોણીએથી એ જખમી હાથ કાપી નાખ્યો અને "હે ગંગામૈયા! તારા વહાલા પુત્રે તને અર્પણ કરેલા આ છેલ્લા ભોગ—બલિદાનનો સ્વીકાર કરી લે!" એવા ઉદ્‌ગાર સાથે એ કાપી કાઢેલું કાંડું એણે ગંગાના જળપ્રવાહમાં ફેંકી દીધું!

ગંગાજીને મૈયાને નામે મણોધનારા તો અસંખ્ય લોકો છે, પરંતુ એ પરમ પવિત્ર માતાનું માતૃત્વ જો કશાથી 'ખરેખર સફળ અને ધન્ય' બનતું હોય તો તે કુમારસિંહ સમા કોઈ જવલ્લે જણાતા સિંહસમા પરાક્રમી પુત્ર વડે જ સફળ બને છે એ નિર્વિવાદ છે! નભોમંડળમાં અસંખ્ય તારાગણો ચમકારા મારતા હોય તોપણ કેવળ તારાનાથ ચંદ્ર એકલો જ એ નભોમંડળને ગોભાવી પોતાના અમૃતકિરણોના જાદુથી એને દૈવી સૌંદર્ય બક્ષે છે!

આવી જાતનો મહાભોગ ગંગામાતાને ધરાવીને એનો એ સુપુત્ર અંગ્રેજ લશ્કર તરફથી બીજી કોઈ જાતની મુશ્કેલી અનુભવ્યા વિના સામે કિનારે પહોંચી ગયો. આ બાજુ એના શત્રુ અંગ્રેજો છટકેલ શિકાર હાથમાંથી છટકી ગયેલા કોઈ શિકારીની પેઠે હાથ ઘસતા, અને નદી પાર જવાનું એ ક્ષણે અશક્ય હોવાથી પોતે ખરેખર બની ગયા હોઈ અતિશય નારાજ બનીને ત્યાં જ ચિડાતા બબડતા બેસી રહ્યા. શિકારીએ ઉગામેલા ભાલાના નિશાનમાંથી અગર તો ગોઠવેલા જાળામાંથી પોતાની જાતને છોડવી લઈ નાસી છૂટતા મહા પરાક્રમી વનરાજ પેઠે કુમારસિંહ પણ શાહબાદના જંગલમાં કૂદી પડી જગદીશપુર જઈ પહોંચ્યો, અને તા. ૨૨મી એપ્રિલે તેણે પોતાની રાજધાનીમાં પુનઃ પ્રવેશ કર્યો. આ રાજધાનીમાંથી જ એને આઠ મહિના પહેલાં હાંકી કાઢવામાં આવ્યો હતો. પાછો જગદીશ પુરનો વીર રાણો કુમારસિંહ ફરી પોતાના રાજમહેલમાં વિરાજમાન થયો. દેશાભિમાનથી જેમનાં હૈયાં ચેતી ઊઠ્યાં હતાં એવા ખેડૂતોની એક ટુકડી સાથે રાણાનો ભાઈ અમરસિંહ, જે કુમારસિંહ પહેલાં જ ગંગા પાર ઊતરી ગયો હતો, તે પણ તેને પાછો આવી મળ્યો. આખા લશ્કરની યોગ્ય ગોઠવણ અને વિભાગરચના કરી રાજધાનીનું બધી બાજુએથી સંરક્ષણ કરવાની કામગીરી કુમારસિંહે પોતાના

ભાઈને સોંપી, અને પહેલાંના જેવા જ ઉત્સાહ, અડગ નિશ્ચય અને હિંમત સાથે એણે ફરી ભીષણ સંગ્રામ ખેલવાનો આદર કરી દીધો.

ફરી લડાઈનો અગ્નિ પ્રજ્વળી ઊઠ્યો. કુમારસિંહ એવી વીજળીક ત્વરાથી અને જુસ્સાથી જગદીશપુરમાં દાખલ થયો હતો કે જગદીશપુરની ચોકી કરવા આરા પાસે રોકવામાં આવેલું—ખાસ છાવણી નાખી પડેલું અંગ્રેજી લશ્કર તેના આવવાના ખબર મળી જાગૃત થાય તે પૂર્વે જ કુમારસિંહ પોતાની રાજધાનીમાં સુરક્ષિત બની બેઠો હતો. શત્રુના આ વિજયથી લગભગ હરી ગયેલો આરાના લશ્કરનો સેનાપતિ લી ગ્રૅંડ ક્રોધથી સળગી ઊઠ્યો. પૂર્વ અયોધ્યામાં થાણું જમાવી પડેલા બ્રિટિશ લશ્કરની આંખમાં ધૂળ નાખી આ ખંડખોર રાણો ફરી જગદીશપુરમાં પ્રવેશ કરે, અને તે પણ પાસેના જ બ્રિટિશ લશ્કરના સેનાપતિનું નાક કાપીને દાખલ થઈ જાય? શી એની હિંમત! શી એની બેઅદબી! આ જ જંગલોમાંથી જનરલ આયરે એને હાંકી કાઢ્યો હતો; એને હજુ પૂરા આઠ મહિના પણ થયા નહોતા. ગમે તે થાય તોપણ આયરની પેઠે લી ગ્રૅંડ પણ એ ખંડખોર રાણાને પકડી લીધા વિના અગર તગડી મૂક્યા વિના જંપશે નહિ! આવા વિચારથી તા. ૨૩મી એપ્રિલના રોજ લી ગ્રૅંડ પોતાની સાથે ચારસો સિપાઈઓ અને બે તોપો લઈને ફરી એ અભાગી જગદીશપુર પર ચડી ગયો. આ હલ્લાનો સામનો કુમારે કેવી રીતે કરવો એ જ સવાલ હતો. છેલ્લા આઠ મહિનાથી આ વૃદ્ધ યોદ્ધો એક ઘડી પણ પગ વાળીને બેઠા વિના સતત રણમાં ઘૂમી રહ્યો હતો. એના સિપાઈઓને એ દરમિયાન આજ સુધી નિરાંતે પેટ ભરીને ખાવાની કે બે ઘડી શાંતિથી ઊંઘવાની પણ ફુરસદ સાંપડી નહોતી. પૂર્વ અયોધ્યા માંહેની જીવસટોસટની ઝપાઝપીઓમાંથી પરવારી હજુ તો ગઈ કાલે જ તે જગદીશપુર આવી પહોંચ્યો હતો; એના સિપાઈ-

એ પૂરા એક દિવસનો આરામ પણ પામ્યા નહોતા. અંગ્રેજોના આધારભૂત વૃત્તાંતો પરથી જણાય છે કે એનું લશ્કર "વેરવિખેર બનેલું, શસ્ત્રોની પૂરી સામગ્રી વિનાનું અને તોપખાનાવિહોણું" હતું. વધારેમાં વધારે તેની પાસે હજારેક સિપાઈઓ ભાગ્યે હશે. કુમારસિંહ પોતે પણ એંશી વર્ષની અતિ વૃદ્ધ ઉંમરે પહોંચેલો, એક હાથ કપાવાથી પ્રાણાંતિક વેદના ભોગવતો પડ્યો હતો! આવી જાતના આ લશ્કરની સામે લી ગ્રૅંડના સેનાપતિપદ તળે બ્રિટિશોના તાજામાજા અને લશ્કરી તાલીમ પામેલા સિપાઈઓનું સૈન્ય ચડી આવતું હતું. અર્થાત્ લડાઈનું પરિણામ પહેલેથી જ નક્કી થયા જેવું હતું. પોતાના બળ ઉપર અતિ અજબ વિશ્વાસ સાથે શહેરથી માઈલ દોઢ માઈલ દૂરના જંગલમાં બ્રિટિશ લશ્કર દાખલ થયું. અંગ્રેજ તોપખાનું જાણે વિજયમદથી હુંકાર કરી રહ્યું હોય તેમ એકલું જ ધણધણી ઊઠયું કેમકે તેને સામો જવાબ આપવા માટે કુમારસિંહ પાસે તોપો જ નહોતી! પરંતુ આવી પરિસ્થિતિમાં પણ એ ગીચ જંગલમાં પોતાનું લશ્કર ચારે તરફથી છોડી મૂકી અંગ્રેજોને ઘેરી લેશે કે શું એવી ભીતિ રહ્યા કરતી હતી. આમ હોઈ એશિયાઈ લશ્કરોની હિંમત તોડી નાખનારો યુરોપીય લશ્કરોનો સંગઠિત જોસબંધ હલ્લો કરવો જ અનિવાર્ય હતો! હુકમ મળતાં જ યુરોપીય લશ્કરો પ્રચંડ વેગપૂર્વક આગળ ધસ્યાં. કુમારસિંહના લશ્કરે પણ સામનો શરૂ કરી દીધો. અને શું બન્યું કોણ જાણે, પરંતુ થોડી જ ક્ષણોમાં એ હિંમતબાજ બ્રિટિશ લશ્કર પણ ઢીલું પડવા માંડ્યું, ભારે કોલાહલ મચી ગયો, અને બ્યૂગલ ફૂંકી પીછેહઠ કરવાનો હુકમ સંભળાવવામાં આવ્યો! આમ કુમારસિંહના લશ્કરે અંગ્રેજ લશ્કરને જોકે સંકડામણમાં લઈ લીધું હોઈ બ્રિટિશ ગ્રૅંડના સૂરો પીછેહઠના રાગ કાઢતા હતા, છતાં એ પીછેહઠમાં પણ ભારે જોખમ સમાયેલું હતું જ. પરિણામે મરવું જ પડે તો લડતાં

લડતાં મરવું વધારે સારું એવી પરિસ્થિતિ ઊભી થઈ. શૂરા અંગ્રેજ-પુત્રો! તમારું પાણી હવે બતાવી આપો. પણ સ્થિતિ એવી હતી કે હવે શૂરાતનનું પાણી બતાવે કે ન બતાવે, પણ જે નાસે તે જ જીવે એ સિવાય બીજો માર્ગ રહ્યો નહોતો! અને સાચેસાચ પૂંઠે-પડેલા શિકારી પાસેથી હરણાં ફાળ ભરીને નાસે તેમ અંગ્રેજો નાસભાગ કરવા લાગ્યા. ગીચ જંગલમાંથી જે તરફ રસ્તો સાંપડે તે તરફ નાસી છૂટતા સોલ્જરોનો સખત પીછો કુમારસિંહના સિપાઈઓ પકડી રહ્યા હતા. અંગ્રેજો આ યુદ્ધમાંથી માંડ જીવ લઈને નાસી છૂટ્યા.' હારીને નાસી છૂટેલા આ અંગ્રેજ લશ્કરમાં તે વેળા જાતે હાજર રહેલા એક માણસે પોતાના પ્રત્યક્ષ અનુભવો એક પત્રમાં લખી રાખ્યા છે. તે લખે છે : "સાચું કહું તો હવે પછી મારે પત્રમાં જે લખવું પડે છે તેથી હું પોતે જ શરમાઉં છું. રણક્ષેત્ર ત્યજીને અમે જંગલમાંથી બહાર તો નીકળ્યા, પરંતુ શત્રુઓ અમારો પીછો પકડી રહ્યા હતા. અમારા સાથીઓ તરસથી વ્યાકુળ બની ગયા હતા. રસ્તે એક પાણીનું ખાબોચિયું દેખાતાં જ સઘળા તે તરફ દોડ્યા. એ જ વેળા કુમારસિંહના ઘોડેસ્વારો અમને શોધતા આવી ચઢ્યા. એ પછી તો અમારા પૂરા હાલહવાલ થઈ ચૂક્યા, ને અમે હેરાન હેરાન બની ગયા. આખરે શરમને બાજુએ રાખી અમે રસ્તો દેખાય તે દિશામાં નાસવા માંડયું. લશ્કરી હુકમ, શિસ્ત અને સંગઠનને અમે આ પહેલાં જ તિલાંજલિ આપી ચૂક્યા હતા! આજુબાજુ ચારે તરફ નિસાસા, દુ:ખોદ્‌ગાર, ગાળો અને શાપોનો વરસાદ, આર્તનાદ અને પીડાથી કણસવાના સુસકારા સિવાય કશું સંભળાતું નહોતું. કુમારસિંહે અમારો દવાખાનાવિભાગ જીતી લીધો હતો તેથી દવા વગેરે કશો સરંજામનો સવાલ જ નહોતો. કેટલાકોએ એ જ સ્થળે પ્રાણ છોડ્યા, તો કેટલાકોને શત્રુઓએ ઠેકાણે પાડ્યા. ડોળીઓ

રસ્તામાં જ પડતી મૂકીને બાઈલોકો નાસી ગયા! ટૂંકમાં ચારે બાજુ એક જ તરેહનું આક્રંદ મચી રહ્યું. ઘાયલ સિપાઈઓનો બોજો ઉપાડતાં સોળ સોળ હાથીઓ પણ થાકી ગયા. સેનાપતિ લી ગ્રૅંડની છાતીમાં ગોળી લાગવાથી તે મરણશરણ થયો હતો. પાંચ પાંચ છ છ માઈલ જીવ બચાવવા દોડાદોડી કરનારા સિપાઈઓમાં હવે બંદૂક ઊંચકવાની તાકાત પણ રહી નહોતી. સૂરજના તડકાથી ટેવાયલા શીખોએ તો સહુથી પહેલાં હાથી પર બેસી પોબારા ગણ્યા હતા; આખરે ગોરાઓનો કોઈ ત્રાતા રહ્યો નહિ. એક સો નવ્વાણું ગોરાઓ પૈકી માત્ર એંશી જણા જ બચ્યા. અતિ ક્રૂર કતલ ગણાય એવું બની ગયું! કસાઈખાને કપાવા અર્થે જ જેમ ઢોરને લઈ જવામાં આવે તેમ દૈવ જાણે, માત્ર કતલ અર્થે જ અમને જંગલમાં લઈ જવામાં આવ્યા હતા!"[૫]

આમ કુમારસિંહને આ વેળા સંપૂર્ણ વિજય મળ્યો. શત્રુની તોપોનો જવાબ વાળવા પૂરતી પણ એકેય તોપ પાસે ન હોવા છતાં, એણે શત્રુઓની કતલ કરી તેમને ભારે નુકસાન પહોંચાડ્યું હતું. અને સહુથી વધારે નવાઈની વાત તો એ હતી કે અંગ્રેજોએ ગર્વભેર સાથે આણેલી બે તોપો પણ ક્રાંતિકારીઓએ જીતી લીધી હતી.[૬]

પરંતુ આ સઘળી પીછેહઠની હકીકતમાં એક વાત ખાસ ધ્યાન ખેંચે તેવી છે કે એ દહાડે મરાયેલાની કુલ સંખ્યામાં મરેલા શીખોનો આંકડો માત્ર નવનો હતો! કુમાર પોતાના અનુયાયીઓને હમેશાં કહ્યા કરતો: 'માત્ર દયાભાવથી દોરવાઈ જઈને ફિરંગી શત્રુઓને

૫. Charlls Ball's *Indian Mutiny*, Vol. II, page 288.

૬. "The English sustained on this occassion a complete defeat of the worst kind." — *White's History of the Mutiny.*

મારતી વેળા આઘુંપાછું ન જોશો; તેની જ સાથે એ પણ ધ્યાનમાં રાખજો કે ભલે શત્રુપક્ષે લડતા હોય, તોપણ કોઈ હિંદીભાઈઓના જાનને જોખમમાં ન ઉતારશો.' આ સલાહના અમલની પૂરી ખાતરી આ મરણના આંકડા કરાવે છે. ક્રાંતિના પહેલા જુવાળમાં અંગ્રેજોના પક્ષના કેટલાય બંગાળી બાબુઓને કુમારસિંહના માણસોએ પકડ્યા હતા. કુમારસિંહે એ સહુને બંધનમુક્ત કર્યા હતા એટલું જ નહિ પરંતુ તેમની ઇચ્છા પ્રમાણે તેમને પાટણામાં હાથી દ્વારા પહોંચાડ્યા પણ ખરા. સરકારી કામકાજના અંગ્રેજીમાં લખેલા કાગળપત્રો સળગાવી દેવાની જ્યારે ક્રાંતિકારીઓ હઠ ધરી બેઠા, ત્યારે કુમારસિંહે તેમને ખખડાવીને રોકી રાખ્યા હતા. કુમારસિંહનું કહેવું એવું હતું કે "અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢ્યા પછી લોકોના વંશપરંપરાગત વારસાહક્કો, તેમ જ કોણ કોની પાસે કેટલું માગે છે અગર કોને કેટલું દેવું છે એ સઘળી બાબતોના લેખી પુરાવા આ કાગળો સળગાવી દેવાથી નાશ પામે." ૭

શત્રુઓનો પૂરેપૂરો સંહાર કરીને અને નૂતન વિજયશ્રી પોતાના રાજમુકુટમાં ધારણ કરીને આ વૃદ્ધવીર રાણો કુમારસિંહ જગદીશપુરના પોતાના રાજમહેલમાં તા. ૨૩ મી એપ્રિલના રોજ પાછો ફર્યો.

પણ રાજમહેલમાં એનો આ અંતિમ પ્રવેશ હતો! કેમકે જગતની આ વિશાળ રંગભૂમિ પર પણ કુમારસિંહ ફરી પ્રવેશ કરવાનો નહોતો. ગોળી લાગવાથી કાપી નાખવા પડેલા હાથનો જખમ એને માટે પ્રાણઘાતક નીવડ્યો, અને પોતે સંપાદન કરેલા નૂતન વિજયને ત્રીજે જ દિવસે તા. ૨૬મી એપ્રિલે આ મહાન રાણો પોતાના જ રાજમહેલમાં મૃત્યુ પામ્યો. એના મૃત્યુ વેળા પોતે સ્થાપેલો

૭. *Arya Kirti* by Rajani Kanta Gupta of Bengal.

સ્વતંત્રતાનો ધ્વજ ફરકી રહ્યો હતો; તેમ જ પોતાના સ્વતંત્ર સિંહાસન પર જ તે બિરાજતો હતો. એના મૃત્યુ વેળા જગદીશપુરના રાજમહેલ પર યુનિયન જેક નહોતો ઊડતો, પરંતુ દેશ અને ધર્મના એક જ એક વિજયચિહ્નરૂપ સ્વતંત્ર દેશનો–આ સુવર્ણભૂમિનો ધ્વજ જ એના રાજમહેલ પર ફરકી રહ્યો હતો. સ્વાતંત્ર્યધ્વજની શીતળ છત્રછાયા તળે એ મરણને ભેટચો. આથી બીજા કયા વધારે ઉજ્જ્વલ મૃત્યુની વાંચ્છા રજપૂત વીરને હોઈ શકે?

પોતાને ભોગવવા પડેલા અન્યાયનુ એણે પૂરેપૂરું વેર વાળ્યું હતું. પોતાની પાસેના અતિ અધૂરાં સાધનો છતાં રણમેદાનમાં અતિ પ્રબળ શત્રુને હરાવીને એણે એને સારી રીતે ટીપી કાઢ્યો હતો. દેશ અને ધર્મનો દ્રોહ કરનાર નીચ અધમ પાતકી બનવાને બદલે એકાદ માનવીથી થઈ શકે તેટલા સઘળા પ્રયત્નો કરી છૂટીને તેણે માતૃભૂમિની ગુલામીની શૃંખલાઓને તોડી નાખીને એને સ્વતંત્ર બનાવી હતી. અને આજે તો અમર કીર્તિ પામી રહેલા રણમેદાનમાં પ્રત્યક્ષ યુદ્ધદેવીએ પોતાને હાથે જ તેના ગળામાં વિજયમાળા પહેરાવી હતી. ઓ મહાન્ રજપૂત રાજવી! હવે એ શુભ અવસર આવી પહોચ્યો છે. વૃદ્ધાવસ્થાની માંદગીથી જર્જરિત બનીને નહિ પણ માતૃભૂમિ અર્થે પ્રાણાર્પણ કરતાં કરતાં રણમેદાનમાં ઘાયલ બની એ ઘા પ્રાણઘાતક નીવડતાં ધીરે ધીરે ક્ષીણ બનતા એના જડ દેહને આખરે પંચમહાભૂતોમાં મેળવી દેવાનો–વિલીન કરી દેવાનો અંતિમ કાળ નજીક આવી પહોંચ્યો હતો. ઓ મહાભાગ! તારું મૃત્યુ પણ તારા જીવતરને અનુરૂપ એવું જ ભવ્ય અને ઉદાત્ત બનો!

સ્વતંત્ર દેશના સ્વતંત્ર ઝંડાની છાયા તળે જ એ મૃત્યુને ભેટચો. સાચા રજપૂતને – સાચા રાજબીજને આવા પુણ્યકારી મૃત્યુ કરતાં

નિષ્ક્રિયતાત્મક ( Negative ) અંગમાં તાત્યા ટોપેની તોલે આવી શકે એવો કોઈ આદમી નથી એમ જલદી સ્વીકારી લઈએ તોપણ કુમારસિંહ આ જાતના યુદ્ધતંત્રની ક્રિયાત્મક (Positive) બાજુ તેમ જ નિષ્ક્રિયતાત્મક બાજુ બંને રીતે સરખી જ રીતે ભારે ચતુરાઈ અને બુદ્ધિપૂર્વક યોજી શકતો હતો. પોતાના લશ્કરનો સંપૂર્ણ વિનાશ કરી દેવાની અગર તો નવું લશ્કર ભરતી કરી જમાવવાની શક્યતા જ ન રહે એવી વિકટ પરિસ્થિતિ કરી દેવાની તક તાત્યા ટોપે શત્રુને કદી પણ આપતો નહિ. પરંતુ કુમારસિંહ તો આ બંને બાબતો સાધવા ઉપરાંત શત્રુને સખત રીતે હરાવતો અને તેના લશ્કરનો ખુરદો બોલાવી દેવામાં ભારે ચીવટ બતાવતો. વૃકયુદ્ધ–તંત્રમાં આખરી વિજય પોતાને જ મળે એવું કરવું હોય તો પોતાના અનુયાયીઓ સહેજ પણ નાહિંમત થાય એવું બનવા જ દેવું ન જોઈએ. લડાઈના મેદાનમાંથી કાયમ નાસવા જ કરવાથી અને જોરાવર શત્રુ ભેટે ત્યારે હરેક વેળા લડવામાંથી છટકબારી જ શોધવાથી પોતાના અનુયાયીઓમાં આત્મવિશ્વાસ વધવાને બદલે ઊલટાનો ત ઓછો થતો જાય છે. આગેવાન, કોઈ ખાસ કારણસર ઈરાદાપૂર્વક હારવાનું પસંદ કરે અગર કોઈ વિશિષ્ટ સાધ્યને ધ્યાનમાં રાખી લડાઈમાંથી પીછેહઠ કરવાનું સૂચવે, તોપણ એથી પોતાના અનુયાયીઓમાં કોઈ પણ રીતની ઉદાસીનતા અગર અવિશ્વાસ પેદા ન થાય એ વિષે તેણે ખૂબ જાગ્રત રહેવું જોઈએ. હરેક વેળા લડવાનું રોકી દઈ નાસી જ જવું યોગ્ય ન ગણાય; કેમકે એથી અનુયાયીઓના દિલમાં લડવા પ્રત્યે જ ભીતિ પેદા થવાનું જોખમ સમાયેલું છે. કુશળતાપૂર્વક લડાઈની તક જતી કરવી અને હેરાન બનીને પછી રણમેદાનમાંથી નાસી છૂટવું એ બંને સાવ જુદી બાબતો છે; અર્થાત્ બીકના માર્યા રણમેદાનમાંથી નાસી જવું એ ગેરીલા યુદ્ધતંત્રથી સાવ ઊલટું છે. જો રણમેદાનમાં ઊતરવું જ પડે તો એ યુદ્ધ એટલું તો જોરદાર અને

હિંમતપૂર્વક ખેલાવું જોઈએ કે પરિણામે શત્રુનાં હૈયાં થથરી જાય અને પોતાના અનુયાયીઓના દિલમાં અસાધારણ આત્મવિશ્વાસ પેદા થાય. જે લડાઈમાં આખરે પોતે હારી જવાનો સંભવ જ વધારે ટકાનો ચોખ્ખો દેખાય એવે ઠેકાણે લડવું જ ન પડે એવી યોજના કરવામાં જ ખરી કુશળતા રહેલી છે. પરંતુ એક વાર દાવ ફેંક્યો તો તો બાજી પ્રભુ દેશપાંડેએ પાવન ખીણમાં અને કુમારસિંહે તાનુ નદીના પુલ પર જેવી નિશ્ચયાત્મક અને નિર્ણયાત્મક લડત આપી તેવી લડાઈ ખેલવાની તૈયારી હોવી જ જોઈએ. ટૂંકમાં પોતામાં શક્તિ ઓછી હોય ત્યારે આગેવાને લડવાના ફંદમાં ન પડવું એ જ સારું. શત્રુ બરોબરિયો હોય તો જરૂર તલવારો ખખડાવવી પણ ખરી; પરંતુ એક વાર જો લડવા ઊતર્યા–પછી તે જાતે ઊભું કર્યું હોય અગર આવી પડયું હોય તોપણ–તો ભયથી અગર શિસ્તને અભાવે કોઈ પણ કારણે પાછોતરાં પગલાં ભરવાં ન જોઈએ. ઊલટાનું એમ લાગે કે આમાં તો જરૂર હારવાનું છે અગર જાનથી જવાનો ભય રહેલો છે, તોપણ એવા પરાક્રમપૂર્વક યુદ્ધ ખેલાવું જોઈએ કે કદાચ વિજય હાંસલ ન થાય તોપણ કીર્તિ હાંસલ કરવામાંથી ચૂકી જવાનો અવસર તો ન જ આવે. આવાં હિંમતપૂર્વકનાં યુદ્ધો ખેલાય તો શત્રુઓ આખરે થથરી જાય છે; પોતાના અનુયાયીઓ હિંમત ગુમાવતા નથી; સિપાઈઓમાં લડાયક શિસ્ત ઢીલી પડતી નથી, અને શહીદોની ચેતનવંતી કથાઓને કારણે નવી સ્ફૂર્તિ પેદા થાય છે! શૌર્યથી શૌર્ય બમણું વધે છે, ને વિજય હાંસલ થઈ શકે છે. ગેરીલા યુદ્ધનીતિથી લડનાર લશ્કરે તેમ જ તેના આગેવાને એટલી સાવચેતી અવશ્ય રાખવી જોઈએ કે શત્રુએ પોતાની ચડિયાતી ચરવીરતાને કારણે જ પોતાને હરાવેલ છે એવી માન્યતાના ભોગ કદી કરતાં કદી થવાય નહિ. વૃકયુદ્ધ-તંત્રમાં સૌથી વધારે મહત્ત્વની બાબત જો કોઈ હોય તો તે આ જ છે.

તાત્યા ટોપેએ આ યુદ્ધતંત્રમાં ક્રિયાત્મક (Positive) બાજુ પરત્વે જરાયે ધ્યાન આપ્યું નહોતું. નર્મદા ઊતરીને પાર જવાની તાત્યાએ કરેલી હિલચાલો તેમ જ ગંગા પાર કરતી વેળા કુમારસિંહે કરેલી હિલચાલો આ દૃષ્ટિએ અભ્યાસ કરવા જોગ છે. તાત્યાના અનેક પરાજયો એની પોતાની આવડતની ખામીને લીધે નહિ પણ કેવળ ભયથી ગભરાયેલા અને બાયલા અનુયાયીઓને કારણે જ ભોગવવા પડ્યા હતા. પરંતુ પાછળ હઠી જતી વેળા પણ કુમાર પોતાનો મોરચો એવો તો જોરદાર ગોઠવતો કે જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે પીછો પકડી રહેલા શત્રુને તો સારી રીતે ટીપી શકે. એ કારણે શત્રુઓ પાછળ છેક નજીક ચાલ્યા આવતા હોય છતાં પીછેહઠ કરતી વેળા પણ તેના અનુયાયીઓમાં અજબ આત્મવિશ્વાસ અને સ્ફૂર્તિ ઉભરાઈ રહેતાં. બેશક, આપણે એ ભૂલી જવાનું નથી કે અત્યાર પહેલાના અનેક પરાજયોને કારણે જે વેળા સઘળા અનુયાયીઓ છેક નાહિંમત બની બેઠા હતા, તેમ જ જે વેળા પૂર્વાર્ધના સ્વાતંત્ર્યસંગ્રામને અંતે મોટા મોટા મહારથી શૂરવીરો ઠાર થઈ ચૂકયા હતા અગર તો ઘાયલ બની અશક્ત થઈ પડ્યા હતા, તેવે અતિ મુશ્કેલીને પ્રસંગે તાત્યાને આવાં ગેરીલા યુદ્ધતંત્રનો અવલંબ કરવો પડ્યો હતો. આ કારણે ગેરીલા યુદ્ધતંત્રનો જોકે તે ઘણો નિષ્ણાત અને કુશળ યોજક હતા, છતાં પોતા પાસે સાધનોની અછત હોવાને કારણે એને પોતાની યોજનાઓનો સફળ અમલ કરી બતાવવાનું મુશ્કેલ હતું એ સહેજે સમજી શકાય એવું છે. ગમે તે હો, પણ એટલું તો ચોક્કસ છે કે નેતા તરીકે તેની અદ્ભુત કામગરી દરમિયાન ઘણી વાર તાત્યાને લડાઈનું મેદાન છોડી નાસી જવું પડતું-પણ તેમાં મુખ્ય ભાગ તો તેના બીકણ અનુયાયીઓનો હતો. તાત્યાના પ્રયત્ન ભલે સફળ ન થયા તોપણ તાત્યાની કર્તૃત્વશક્તિ વિષે બે મત ન જ હોઈ શકે. ઉલટ પક્ષે રાણા કુમારસિંહે મહાન શૂરવીર મરાઠા શિવાજી મહારાજને પગલે

પગવે ચાલીને પોતાના લશ્કરને કદી નાહિંમત થવા જ દીધું નહોતું; વધારામાં તેમનામાં તેમ જ પોતાની જાતમાં પણ તે વખતોવખત નવો આત્મવિશ્વાસ પેદા કરી શકયો એટલે અંશે એનું પરાક્રમ, એની હિંમત અને એનો શિસ્તબદ્ધ વર્તાવ વખાણવાલાયક ગણાવાં જોઈએ. લડાઈ લડી લેવામાં તેમ જ એને ટાળવામાં, બન્નેમાં એણે પોતાની અપ્રતિમ કુશળતા દાખવી. અને તેથી જ તો શત્રુની ધૂળધાણી કરી નાખી ગળામાં વિજયમાળા પહેરી સ્વતંત્રતાના ઝંડાની છત્રછાયા તળે સ્વતંત્ર સિંહાસન પર રાજપદ ભોગવતા ભોગવતાં આ વૃદ્ધ અને મહાપરાક્રમી ભારતમાતાનો યોદ્ધો વીરને છાજે તેવું ગૌરવશાળી મૃત્યુ પામી શકયો!

તા. ૨૬મી એપ્રિલ ૧૮૫૮ના રોજ રાણા કુમારસિંહનું અવસાન થયું. એ ભવ્ય પુરુષ ઇતિહાસની રંગભૂમિ પરથી અદશ્ય થતાં જ એના જ જેટલી શૂરવીરતા અને સ્વદેશભક્તિવાળો એક બીજો વીર પુરુષ એ જ રંગભૂમિ પર ઊતરી પડ્યો! આ નૂતન વ્યક્તિ અન્ય કોઈ નહિ પરંતુ ખુદ કુમારસિંહનો જ નાનો ભાઈ અને તેનો પરાક્રમી સેનાપતિ રાજા અમરસિંહ હતો! પૂરા ચાર દહાડાનો પણ આરામ લીધા વિના તેમ જ યુદ્ધનું જોર જરા ય નરમ પડવા દીધા વિના જ અમરસિંહે સીધી આરા પર જ દોટ દીધી. આરામાં બ્રિટિશોને મળેલી હારના ખબર મળતાં જ ગંગાની આ બાજુ પરનું બ્રિટિશ લશ્કર ગંગા પાર કરી બ્રિગેડિયર ડગ્લસ અને જનરલ લ્યુગાર્ડની સરદારી તળે તા. ૩ જી મેના રોજ અમરસિંહ ઉપર ચડી ગયું. એક બાજુથી અંગ્રેજ લશ્કરે ક્રાંતિકારી લશ્કરને ઘેરી લેવાનો આરંભ કર્યો તો બીજી બાજુથી અમરસિંહે પણ જાતજાતની નવી નવી યુક્તિઓ અજમાવવા માંડી. શત્રુ જીત પર છે એવું દેખાતાં જ તે પોતાના લશ્કરની નાની નાની ટોળીઓ બનાવી દઈ તેમને છૂટી

છૂટી વેરાઈ જવાનું કહેતો, અને એમ પીછેહઠ કરવામાં આવતી. એ સઘળી ટુકડીઓ વળી પાછી ઠરાવેલ સમયે અને નક્કી કરેલ સ્થળે એકઠી થઈ જતી. આ કારણે એમનો સરળ રીતે પીછો પકડવાનું શત્રુઓ માટે અશક્ય બની જતું. આવા છુપાઈ રહેતા લશ્કર સાથે શી રીતે લડવું એ વિકટ પ્રશ્ન બ્રિટિશો સામે આવી ઊભો. હરેક વેળા જ્યાં બ્રિટિશોને પોતે બરાબર જીત્યા છે એવી ખાતરી હોય ત્યાં જ અમરસિંહનું લશ્કર પહેલાંના જેટલું જ બળવાન અને લડવા માટે ઉત્સુક બની કોઈ અન્ય સ્થળે ખડું થઈ ગયું હોય! જંગલને એક છેડેથી તેમને બ્રિટિશો હાંકી કાઢે ત્યાં તો બીજે છેડે પહોંચી જઈ એણે જબરી ધમાધમી મચાવી જ હોય! વળી ત્યાં જઈને તેમને હાંકી કાઢે તો પહેલાંની જગ્યોએ તે પોતાની હકુમત જમાવીને પાછો પડ્યો હોય! આખરે અતિશય હેરાન પરેશાન બની, નિરાશ થઈ, અપમાનિત બની, બ્રિટિશ સેનાપતિ લ્યુગાર્ડે જૂન તા. ૧૫ મીના રોજ રાજીનામું આપ્યું અને ફારેગ થઈ ઇંગ્લાંડમાં આરામ લેવા અર્થે તે રવાના થઈ ગયો. તેનું લશ્કર પણ પીછેહઠ કરી અસલ છાવણીએ પાછું ફર્યું.

અમરસિંહને માટે પોતાની ટોળીઓ એકઠી કરી વિજયી સેનાપતિ તરીકે રણમેદાનમાં પડકાર કરવાનો આ યોગ્ય અવસર હતો! બરાબર આ જ અરસામાં દેશના સ્વાતંત્ર્યસંગ્રામમાં જોડાવા માટે ગયાના પોલીસોનાં દિલ વાળી લેવામાં ક્રાંતિકારીઓને સફળતા મળી ગઈ. તુરત અંગ્રેજી લશ્કરને ખોટી બાતમીથી ઊંધે રસ્તે ચડાવી અમરસિંહે આરા પર હલ્લો કર્યો, અને શહેરમાં પ્રવેશ્યો. એટલું જ નહિ, પરંતુ ત્યાર પછી તે પોતાની જગદીશપુરની રાજધાનીમાં પણ દાખલ થયો. જુલાઈ ગયો, ઑગસ્ટ પૂરો થયો અને સપ્ટેમ્બર પણ ખલાસ થવા આવ્યો; છતાં જગદીશપુરના રાજપ્રાસાદો પર

પૂર્ણસ્વાતંત્ર્યનો આસ્વાદ લેતો પ્રજાનો યશસ્વી ઝંડો ફરકતો જ હતો; જગદીશપુરની ગાદી પર લોકોનો પ્રિય રાણો અમરસિંહ જ રાજ કરતો હતો! બ્રિગેડિયર ડગ્લસ અને તેના સાત હજાર અંગ્રેજી લશ્કરે તો અમરસિંહને નામશેષ કરવાનું જાણે બીડું ઝડપ્યું હતું. એટલું જ નહિ પરંતુ જે કોઈ અમરસિંહનું માથું ગમે તે રીતે હાજર કરે તેને જબરું ઇનામ આપવાનું પર જાહેર કરવામાં આવ્યું હતું. જંગલો કાપી, મોટો વિશાળ પાકી સડક બનાવી, તે માર્ગે અંગ્રેજ લશ્કર આગળ વધી રહ્યું હતું; પરંતુ કુમારસિંહની ગાદી પર બેઠેલા એના શૂરા અને પરાક્રમી ભાઈએ એ કશાને ગણકાર્યાં નહિ. સ્થળસંકોચને કારણે અહીં એની સઘળી હિલચાલોનું વિગતવાર વર્ણન આપી શકાય તેવું નથી, તોપણ એટલું જણાવવું બસ થઈ પડશે કે આખી લડાઈ અમરસિંહે એવી તો કુશળતાથી ચાલુ રાખી હતી કે લોકો રાણો કુમારસિંહ ગુજરી ગયાની વાત જ જાણે ભૂલી ગયા હતા!

આખરે ગમે તે ઉપાયે આ યુદ્ધનો અંત આણવાનો અંગ્રેજોએ નિરધાર કર્યો. જુદી જુદી સાત દિશાએથી સાત વિભાગમાં જગદીશપુર ઉપર એક સાથે હલ્લો કરી તે જીતી લેવાનું અંગ્રેજોએ નક્કી કર્યું. તેમણે જગદીશપુરના સઘળા માર્ગો રોકી-રૂંધી દઈ રાણાને પાંજરામાં પૂર્યો હોય એવી એની દશા કરી દીધી. આખરે આ ઘેરો ઘાલનારી ટુકડીઓ નજીક નજીક આવતાં તા. ૧૭મી ઓક્ટોબરે અંગ્રેજોએ ખુદ જગદીશપુરને ચારે બાજુથી પૂરેપૂરું ઘેરી લીધું! અરેરે, એ ક્રૂર ફાંસલામાં જ સ્વતંત્રતાનો પ્રેમી એ શૂરો સિંહ મરાવાનો હતો! નક્કી કરેલે વખતે સઘળી ટુકડીઓએ એકી સાથે જગદીશપુરમાં દાખલ થઈ—સહુએ એ અસહાય સિંહને ઘેરી લીધો! પણ, ધન્ય છે અમરસિંહ તને! તને લાખો વાર ધન્ય છે!

અંગ્રેજોના બધા પ્રહારો ખાલી પાંજરા પરના પ્રહારો જ એમ દેખાઈ આવ્યું ! સહેજ પણ ઈજા પામ્યા વિના અંદરનો સિંહ તો ક્યારનો પાંજરું છોડી નાસી છૂટ્યો હતો !

એવું બન્યું હતું કે હુકમ મુજબ છએ ટુકડીઓ જોકે શહેર પર જુદી જુદી દિશાએથી ચડી આવી હતી, પરંતુ સાતમી ટુકડીને આવી પહોંચતાં પાંચ કલાકનું મોડું થયું. આ તકનો લાભ લઈને બરાબર એ જ દિશાએથી પોતાના તમામ લશ્કર સાથે અમરસિંહ જગદીશપુરની બહાર નીકળી છૂટ્યો હતો.

બિહારી ક્રાંતિકારીઓને સંપૂર્ણ રીતે ચગદી નાખવાની અંગ્રેજોની યોજના આમ વિફળ બની જવાથી નાસી છૂટેલા ક્રાંતિકારીઓનો પીછો પકડવા સારુ અંગ્રેજોએ ઘોડેસ્વાર લશ્કરને રવાના કર્યું. હાથ ધોઈ પાછળ પડેલા આ અંગ્રેજ લશ્કરે અમરસિંહને ઘડીનો પણ આરામ લેવા ન દીધો. આ અરસામાં વળી અંગ્રેજ લશ્કર પાસે નવી શોધાયલી રાયફલો પણ આવી પહોંચી હતી; તેમની સામે ક્રાંતિકારીઓ પાસેની જામગરીવાળી બંદૂકો તદ્દન નકામી બની ગઈ; અને પરિણામે પાછળ પડતા ઘોડેસ્વાર લશ્કરને રોકવાનું અગર તેમની પાસેથી છટકી જવાનું ક્રાંતિકારીઓ માટે અશક્ય બની ગયું. છતાં અમરસિંહે શરણે જવાની વાત ઉચ્ચારી નહિ ! તા. ૧૯મી ઑક્ટોબરના રોજ અંગ્રેજ લશ્કરે ક્રાંતિકારીઓને નીનદી ગામમાં બરાબર ઘેરી લીધા, અને ૪૦૦ જણામાંથી ૩૦૦ જણાને ઠાર કર્યા! પણ બાકીના ૧૦૦ ક્રાંતિકારીઓ પ્રાણની પણ પરવા કર્યા વિના જુસ્સાભેર લડ્યા અને અંગ્રેજ મોરચો તોડીને વિફરેલા વાઘની જેમ આરપાર નીકળી ગયા. પણ ફરી બીજી લડાઈ થઈ, અને એમાં તો ફક્ત ત્રણ જ જણા બાકી રહ્યા–એ ત્રણ પૈકી એક તેટ રાણો અમરસિંહ જ હતો, જે છૂપે વેશે લડતો હતો! લોહીની પિચ-

કારીઓ ઉડાડતી અનેક ઝપાઝપીઓ થઈ, અને સ્થળે સ્થળે લોહીની નદીઓ ચાલી; 'પાંડે' સેન્યે આવાં તુમુલ યુદ્ધો ખેલ્યાં, અને સ્વાતંત્ર્યનો ઝંડો ફરકતો રાખ્યો! રાણો અમરસિંહ તો ભારે વિકટ સંકટોમાંથી અતિશય મુશ્કેલીથી બચી ગયો હતો; એક વાર તો તેના હાથીને જ શત્રુઓએ પકડી લીધો, પણ તુરત કૂદકો મારી નાસી છૂટી રાણાએ મુક્તિ સાધી. આમ કરતે કરતે આખરે એ મંડળ બિહાર પ્રાંતની બહાર નીકળી જઈ કૈમુરની ટેકરીઓ પાસે આવી પહોંચ્યું. પાછળ પડેલા સિપાઈઓને "પ્રાંતના સઘળા લોકોએ સતત અને યુક્તિપૂર્વક ભૂલથાપો ખવડાવી આ ક્રાંતિકારીઓને બચાવી લીધા હતા." ૯

છતાં પણ આખરે શત્રુઓએ કૈમુર ટેકરીઓ પરના આ ક્રાંતિકારીઓને કોઈ રીતે છોડ્યા નહિ. ક્રાંતિકારીઓએ એકેએક ટેકરી, એકેએક ખીણ અને એકેએક કોતરામાં લડાઈ ચલાવી. ક્રાંતિકારીઓ પૈકી એક પણ આદમી, અગર તેમની સાથેની એક પણ સ્ત્રી શત્રુને હાથ ન પકડાતાં લડતાં લડતાં મૃત્યુને ભેટી. મહારાણા કુંવરસિંહના અંતઃપુરની દોઢસો સ્ત્રીઓએ જ્યારે જોયું કે હવે કોઈ તરણોપાય રહ્યો નથી, ત્યારે તેમણે પોતે પોતાની જાતને તોપોને મોંએ બાંધી જાતે જ જામગરી ચેતવી મૃત્યુને આવકાર્યું: શહીદીની અનંતતામાં પોતાની જાતને સમાવી દીધી!

સ્વાતંત્ર્યના જન્મસિદ્ધ હક્ક અર્થે પરદેશી શત્રુઓ સાથે બિહારે આવું ભીષણ યુદ્ધ ખેલી બતાવ્યું!

પરંતુ ગમે તેટલા ઉપાયો કર્યાં છતાં રાણો અમરસિંહ શત્રુઓને હાથ તો ન જ પકડાયો! રાજલક્ષ્મીએ એનો ત્યાગ કર્યો હોવા છતાં એની આત્મજ્યોતિએ એને છેહ ન દીધો.

૯. Malleson's *Indian Mutiny*, Vol. IV, page 344.

અમરસિંહનું પછી શું થયું ! પોતાનું શેષ જીવન એણે ક્યાં ગાળ્યું ? અનેક ચિત્રવિચિત્ર ઘટનાઓમાં ગૂંચવાયેલ ઇતિહાસને હજુ આ સવાલોનો જવાબ સાંપડ્યો નથી; એના કેવળ પડઘાઓ જ માત્ર એ ઇતિહાસમાંથી ઊઠે છે: "અમરસિંહનું પછી શું થયું ! પોતાનું શેષ જીવન એણે ક્યાં ગાળ્યું ?"

## પ્રકરણ નવમું

### મૌલવી અહમદશાહ

લખનૌના પતન પછી રોહિલખંડ તેમ જ અયોધ્યા પ્રાંતમાં ક્રાંતિકારી દળોનું સંગઠન થઈ શકે તેવું એક પણ મજબૂત સંઘટના-કેન્દ્ર રહ્યું નહિ. અંગ્રેજોએ આક્રમણકારી હલ્લાઓ દ્વારા બિહાર તેમ જ દોઆબનાં ક્રાંતિકારી દળોને દબાવતાં દબાવતાં તેમને રોહિલ-ખંડ અને અયોધ્યાના રોજ રોજ મર્યાદિત બની જતા રણક્ષેત્રમાં ભીડવા માંડ્યાં હતાં. આમ સઘળી દિશાએથી ઘેરાઈને ભીંસાઈ જવાને કારણે તેમ જ કોઈ મજબૂત આશ્રયસ્થાન પોતા માટે બાકી ન રહેવાને લીધે ક્રાંતિકારીઓને પોતાની અસલ યુદ્ધનીતિ બદલીને ગેરીલા યુદ્ધનીતિ અખત્યાર કરવી પડી. આ પદ્ધતિ તેમણે શરૂઆતથી સ્વીકારી હોત તો તેઓ ઘણા વિજયો હાંસલ કરી શકત. છતાં ભલે મોડે મોડેથી પણ તેમણે આ યુદ્ધનીતિનો સ્વીકાર કર્યો તે એક રીતે સારું ગણવું જોઇએ. વિજયની આશા તો હવે સદાને માટે જાણે કે નિર્મૂળ થયા જેવું થઈ ચૂક્યું હતું. છતાં ક્રાંતિપક્ષના કોઈ પણ કેન્દ્રકાર્યાલયમાંથી શરણાગતિની વાતો હજુ સંભળાતી

નહોતી. 'ગિલટુ' ગેરીલા યુદ્ધનીતિનું અવલંબન કરીને લડાઈ ચાલુ રાખવાના નિશ્ચયથી અયોધ્યા અને રોહિલખંડના ક્રાંતિકારીઓએ આખા પ્રાંતમાં પ્રગટ કરવા માટે એક જાહેરનામું પણ પ્રસિદ્ધ કર્યું. તેમાં સહુને જણાવવામાં આવ્યું : "દેશના શત્રુઓ સામે—તેમનાં કવાયતી શિસ્તબદ્ધ લશ્કરો સામે ખુલ્લા રણમેદાનમાં લડવાનો વિચાર ભૂલેચૂકે પણ કોઈએ કરવો નહિ. લશ્કરી કવાયતમાં અને શિસ્તમાં શત્રુઓ આપણા કરતાં વધારે કસાયેલા છે, ઉપરાંત તેમની પાસે તોપખાનાનું જોર આપણા કરતાં વધારે છે. આવી પરિસ્થિતિમાં તેમની સઘળી હિલચાલો ઉપર નજર રાખતા રહી, નદીઓના ઘાટ રોકી દઈ, તેમની અવરજવર તોડી પાડી, તેમને મળતાં દાણોપાણી અટકાવી, તેમનો પત્રવહેવાર ખોરંભે પાડી દઈ તેમને કેવળ છાવણીઓમાં જ ગૂંગળાવી રાખવા, એ જ માર્ગ સ્વીકારવાની અત્યારે જરૂર છે. ટૂંકમાં શત્રુને જરાય આરામ લેવા દીધા વિના સતત તેને હેરાન કરવાનું ધોરણ આપણે અખત્યાર કરવું જોઈએ."[1] મૌલવી અહમદશાહે આવા જ માર્ગનું અવલંબન કર્યું. લખનૌના અંગ્રેજ લશ્કરની બરાબર નજર રાખીને તેણે પોતાનો જમાવ લખનૌથી ૨૯ માઈલ દૂર આવેલા બારી નામના ગામમાં કર્યો. બેગમ હઝરતમહાલ પણ પોતાની સાથે ૭ હજાર સૈનિકો લઈને બિતૌલીમાં છાવણી નાખી પડી હતી. આ બંને શત્રુઓનો વિનાશ કરવાને ઇરાદે સાથે ત્રણ હજાર સૈનિકો અને મજબૂત તોપખાનું રાખીને હોપ ગ્રૅંટ પહેલાં તો બારી પર ચડી ગયો. એ બ્રિટિશ લશ્કરની માહિતી મેળવી લેવા એ જ વેળા મૌલવીએ પોતાના કેટલાક છૂપા જાસૂસોને મોકલ્યા હતા. એ જાસૂસો ખાનગી રીતે એ જ રાતમાં અંગ્રેજોની

1. Russel says: "This general order bears marks of sagacity and points out the most formidable war we would encounter." —*Diary*, page 276.

છાવણીમાં ઘૂસી ગયા. અંગ્રેજ સોલ્જરોએ તેમને અટકાવીને પૂછ્યું ત્યારે "અમે ૧૨મી પલટનના સિપાઈઓ છીએ" એવી ગપ્પ મારી તેઓ આગળ વધ્યા. સિપાઈઓનો એ જવાબ જોકે અક્ષરશઃ સાચો તો હતો જ! કેમકે તેઓ ખરેખર ૧૨મી પલટનના જ સિપાઈઓ હતા. પણ એ ૧૨મી પલટન તો ગયા જુલાઈમા 'બળવો' કરીને પોતાના અંગ્રેજ અધિકારીઓને મારી નાખવામાં સામેલ થયેલી પલટનો પૈકીની એક પલટન હતી એ હકીકત ચોકી કરનારા બિચારા અંગ્રેજ સોલ્જરો ક્યાંથી જાણતા હોય? સિપાઈઓની શાંત અને નિર્ભયતાપૂર્વક ચાલવાની રીત, તેમનો નીડર અને સ્પષ્ટ જવાબ તથા તેમની છેક જાણીતા માણસોના જેવી વર્તણૂકને કારણે પહેરા પરના સોલ્જરોની શંકાઓ દૂર થઈ, અને તેમણે તેમને અંદર જવા દીધા. એ રીતે જાસૂસો અંદર છાવણીમાં દાખલ થયા; તેમણે એ લશ્કરની પૂરતી માહિતી મેળવી લીધી અને પાછા પોતાના માલેક પાસે તેની જાણ કરવા હાજર થઈ ગયા.

શત્રુઓની છાવણીની આ રીતે સંપૂર્ણ માહિતી મળી આવતાં જ મૌલવીએ પોતાની યોજના વિચારી-ગોઠવી લીધી, અને હલ્લો આરંભ્યો. તેણે આગળ વધી બારી પાસેના ચાર માઈલ પરનું એક ગામડું કબજે કરી લીધું. મૌલવીની યોજના એવી હતી કે આ ગામડામાં સંતાઈ રહી પાયદળે શત્રુઓનો સામનો કરવો અને ઘોડેસ્વાર લશ્કરે બીજે છૂપે રસ્તે જઈને શત્રુની પીઠ પર ચડી આવી તેને ખંખેરવો. કોઈ પણ જાતના જોખમના ખ્યાલ વિના બ્રિટિશ સેનાપતિ બીજે દહાડે સવારમાં આ ગામડા પાસે આવશે જ એવી મૌલવીની ખાત્રી હતી. શત્રુ બરોબર સકંજામાં આવી પહોંચે એટલે આગળથી પાયદળે અને પાછળથી ઘોડેસ્વાર લશ્કરે એને ટીપી મારવો એવો મૌલવીનો વ્યૂહ હતો. મેલિસન લખે છે: "મૌલ-

વીની આ યોજના ખરેખર ચતુરાઈભરી હતી. તેનામાં લશ્કરી વ્યૂહ ગોઠવવાની શક્તિ કેવી હતી તેનો આ પરથી આપણને ખ્યાલ આવી શકે છે."

એ વખતે વિજય મેળવવાની દૃષ્ટિએ ખાસ બે બાબતો કરવાની જરૂર હતી; એક તો એ કે ગામડામાં છૂપાયેલા મૌલવીના લશ્કરે ખૂબ ગુપ્તતા જાળવવી, અને બીજી એ કે ગામડામાં છૂપાયેલા આ લોકો શત્રુઓની આગલી હરોળ પર તૂટી ન પડે ત્યાં સુધી ઘોડેસ્વાર લશ્કરે પોતાને સોંપાયેલો પિછાડી પરનો હલ્લો શરૂ કરવો નહિ. અસલ યોજના મુજબ મૌલવીએ ઘોડેસ્વાર લશ્કરને બીજે રસ્તે મોકલી આપ્યું અને પોતે પાયદળ લઈને એ ગામડું કબજે કરી તેમાં છુપાઈ બેઠો. બ્રિટિશ સેનાપતિ તેની ઠરાવેલી યોજના મુજબ બીજે દિવસે સવારમાં નદીને કાંઠે આવી હાજર થયો. હવે માત્ર અરધા કલાકની જ વાર હતી; એ પછી બ્રિટિશ લશ્કર બરોબર સાંપટમાં આવી ભીંસાઈ જાત!

પણ એ અરધા કલાકમાં જ મૌલવીએ ભારે હોશિયારીપૂર્વક ગોઠવેલો એ વ્યૂહ ફસકી ગયો. એનું કારણ એ હતું કે એના ઘોડેસ્વાર લશ્કરે અપાયેલી સૂચનાઓનો બરાબર અમલ ન કર્યો! એ ઘોડેસ્વાર લશ્કર શત્રુઓની પીઠ પાછળ છાનુંમાનું પહોંચી ચૂક્યું હતું અને તેણે એક અનુકૂળતાભરી મારો કરવા લાયક જગ્યા પણ હાથ કરી લીધી હતી; શત્રુ પર તૂટી પડવા માટે ઘોડેસ્વારો ટાંપી પણ રહ્યા હતા. પરંતુ મૌલવીએ આપેલા સ્પષ્ટ હુકમોને ભૂલી જઈને એ ઘોડેસ્વારના ઉપરીએ શત્રુઓની કેટલીએક અરક્ષિત તોપો પર તૂટી પડવા માટે ઘોડેસ્વારોને હુકમ આપ્યો. ક્રાંતિકારીઓએ તેમાંથી થોડીએક તોપો કબજે પણ કરી; પરંતુ દરમિયાન શત્રુઓને તેઓ આવી પહોંચ્યાના ખબર મળતાં જ તેમણે

પાછા ફરી સામે હલ્લે કર્યો અને એ તોપો પાછી જીતી લીધી. સિવાય આ બનાવને કારણે શત્રુ સાવધાન થઈ ગયો, પીઠ પાછળ હલ્લો આવેલો દેખી આગલી હરોલ પર પણ તેણે પાકી તૈયારી કરી લીધી, અને એ રીતે મૌલવીનો આખો દાવ નિષ્ફળ બની ગયો. પોતાના ઘોડેસ્વારોએ આવી જબ્બર ભૂલ કરીને પોતાની યોજના ધૂળ મેળવી, તેથી મૌલવી પોતે પણ જે ગામડામાં છુપાઈ બેઠો હતો તેમાંથી સટકી જઈને કોઈ બીજો માર્ગ લેવાના વિચારે રવાના થઈ ગયો.

ક્રાંતિકારીઓને અયોધ્યામાંથી હાંકી કાઢવા માટે જ્યારે હોપ ગ્રૅંટ તેમને બારીથી બિતૌલી સુધી ઉપર દબાવ્યે જતો હતો તે જ વેળા આ બાજુ ૧૫મી એપ્રિલે રૂઈયાના કિલ્લા પાસે એક ખરેખરું યુદ્ધ જામી પડ્યું હતું. દોઆબ પ્રાંતમાં અંગ્રેજોએ પોતાના લશ્કરને બે વિભાગમાં વહેંચી દઈને જુદી જુદી દિશાએથી તેને રવાના કરી તેમની મદદથી ક્રાંતિકારીઓને ફતેહગઢ સુધી કેવી પીછેહઠ કરાવી હતી એનું વર્ણન અગાઉ આવી ગયું છે; વાચકોને તે બરાબર યાદ પણ હશે જ. આવી જ બીજી વિશાળ યોજના ગોઠવી બ્રિટિશ લશ્કરે બધી બાજુએથી સામટા હલ્લા શરૂ કરી ક્રાંતિકારીઓને ઉત્તરે અયોધ્યા બહાર હાંકી કાઢવાનો દાવ આરંભ્યો. ૧લી એપ્રિલ ૧૮૫૮ ના અરસામાં બ્રિટિશ પક્ષે ગોરા સોલ્જરોની સંખ્યા ૯૬ હજાર સુધી પહોંચી ગઈ હતી; સિવાય એમાં 'વફાદાર' શીખોનો ઉમેરો તો થયો જ હતો. પઠાણ, પરીહા (અસ્પૃશ્ય) તેમ જ બીજા સિપાઈઓની પલટનો જોકે શરૂઆતમાં ઉતાવળે બળવો કરવામાં સામેલ થઈ હતી, તોપણ રણમેદાનના અત્યાર સુધીના અનુભવે તેમણે પોતાનું વલણ બદલ્યું હતું, અને અંગ્રેજોની પીઠ થાબડવામાં હવે તેઓ પણ ઘણે આગળ પહોંચી ગયા હતા! અધૂરામાં પૂરું અંગ્રે-

એને મદદ કરવા અર્થે દેશી રાજાઓએ પાઠવેલાં અંગત લશ્કરો પણ રણમેદાનમાં લડતાં હતાં. આમ ગોરી તેમ જ કાળી અસંખ્ય પલટનો આભપાતાળ એક કરીને ક્રાંતિકારીઓ પાસેથી અયોધ્યા પ્રાંત પાછો કબજે કરી લેવા માટે હવે રણમેદાનમાં ઊતરી પડી હતી. ગયા પ્રકરણમાં લખ્યા પ્રમાણે લ્યૂગાર્ડ અને ડગ્લસને બિહાર ઉપર, હોપ ગ્રૅંટને બારી અને બિતૌલી ઉપર તથા વૉલ્પોલને ગંગાને કાંઠે કાંઠે ચડાઈ કરવા સારુ રવાના કરવામાં આવ્યા હતા. આમ સરસેનાપતિની આગેવાની તળેની પલટનો તેમ જ બીજી પણ અનેક પલટનો ક્રાંતિકારીઓને રોહિલખંડમાં ધકેલી દેવા તેમના પર નિશ્ચયપૂર્વક હલ્લો કરી રહી હતી. એ યોજનાનુસાર લખનૌથી ૫૧ માઈલ પર આવેલા રૂઈયા કિલ્લા પર હલ્લો કરવા માટે તા. ૧૫મી એપ્રિલે જનરલ વૉલ્પોલ ચડી આવ્યો હતો.

રૂઈયાનો કિલ્લો બહુ મોટો પણ નહોતો, તેમ ત્યાંનો દુર્ગાધિપતિ નરપતસિંહ ભારે બળવાન હતો એવું પણ નહોતું. પરંતુ સ્વાતંત્ર્યની રણવેદી પર દેશના પુનરુત્થાન અર્થે પ્રગટાયેલા ભીષણ અગ્નિકુંડમાં એ નાનકડો જમીનદાર પોતાનું સર્વસ્વ હોમી દઈને કૂદી પડ્યો હતો. કિલ્લાના રક્ષણ અર્થે નરપતસિંહ પાસે ૨૫૦ સિપાઈઓ હતા; છેક છેલ્લી ઢબની શસ્ત્રસરંજામવાળી અંગ્રેજ ટુકડીઓ સામે આટલું મૂઠીભર લશ્કર શો ટકાવ ધરવાનું છે એમ માની બીકથી નરપતસિંહ જરૂર ભાગી ગયો હશે એમ વૉલ્પોલે ધારેલું. પરંતુ તે જ દહાડો સવારે નરપતસિંહે કેદમાંથી છોડી મૂકેલા એક ગોરા કેદીએ વૉલ્પોલને આવીને જણાવ્યું : "ભલે છેવટ એક જ, પરંતુ ભારે સખ્ત અને જબ્બરદસ્ત યુદ્ધ ખેલી અંગ્રેજોને એકાદ વખત પણ હરાવવા છે, અને એ રીતે પોતાનું વેર બરોબર વાળ્યા પછી જ કિલ્લો છોડવો છે, એવો વજ્રનિરધાર નરપતસિંહે કર્યો છે!"

છિ ! આવો બે બદામનો જમીનદાર વળી અમને હરાવવાની છે ? તિરસ્કાર સાથે ગુસ્સામાં આવીને વોલ્પોલે પોતાના લશ્કરને કિલ્લા ઉપર તૂટી પડવાનો હુકમ આપ્યો. કાયમી શિરસ્તા મુજબ, નરપતસિંહનું લશ્કર બે હજાર કરતાં વધારે છે એવું ખોટું બૂમરાણ અંગ્રેજોએ અગાઉથી જ આદરી દીધુ હતું; કેમકે નરપતસિંહને તો જરૂર હંફાવી દઈને મોંમાં જોડા લેવરાવી શકશું એવી વોલ્પોલને ખાતરી હોવાથી પોતાના વિજયનાં વધારે બણગાં ફૂંકી શકાય તેટલા ખાતર શત્રુઓના લશ્કરની સંખ્યા ગમે તેટલી વધારીને કહેવી, એ સિવાય બીજી કોઈ રીત તેઓ જાણતા નહોતા. નરપતસિંહનું લશ્કર ક્રમમાક્રમ હજારથી દોઢ હજારનું હશે એવી સગવડભરી સમજણ વોલ્પોલે પોતાના મન સાથે સ્વીકારી લીધી ! કેદખાનેથી છૂટીને આવેલો ગોરો જોકે નજરોનજર જોયેલી હકીકત તરીકે જ નરપતસિંહનું લશ્કર ૨૫૦ આદમીઓથી જરા ય વધારે નથી એમ વારંવાર કહી રહ્યો હતો, તેથી તેને પણ નરપતસિંહે ફોડ્યો હશે એમ ઠોકી મારવામાં અંગ્રેજોએ પાછું વાળી જોયું નહિ ! અંગ્રેજોએ પણ અભિમાનમાં આવી જઈને ગઢની નબળી બાજુ છોડીને મજબૂત અને સિપાઈઓથી રક્ષાયેલી બાજુ પરથી જ હલ્લો કરવાની શરૂઆત કરી. હલ્લાની શરૂઆત થતાં જ કિલ્લામાંથી નરપતસિંહના માણસોએ ઝાડોમાં સંતાઈને ગોળીઓનો વરસાદ શરૂ કર્યો. શત્રુઓ જ્યારે ખાઈ નજીક આવી પહોંચ્યા ત્યારે તો આ વરસાદે માઝા મૂકી દીધી ! આગળ વધી રહેલા દોઢસો ગોરા સોલ્જરોમાંથી છેંતાળીશ તો ત્યાં જ ઠાર થયા. આમ કિલ્લાની મજબૂત બાજુએથી આવો પ્રબળ સામનો થયેલો દેખીને વોલ્પોલે હવે કિલ્લાની નબળી બાજુ પરથી હલ્લો કરવાનો વિચાર કર્યો. એ યોજના મુજબ કિલ્લાની એ દિશા પર અંગ્રેજોની તોપોનો મારો ચાલુ થયો. પરંતુ અહીં કમનસીબી એ બની કે તેમની તોપોના ગોળા કિલ્લાની અંદર જઈ પડવાને બદલે

કિલ્લાની બહારના બ્રિટિશ લશ્કર પર જ પડવા માંડ્યા ! શત્રુઓ સાથે લડનારા શૂરા સેનાપતિઓ આજ સુધી અનેક થયા હશે, પરંતુ એક જ વેળા શત્રુ અને મિત્ર બંને સાથે સરખી કુશળતાથી અને શૂરવીરતાપૂર્વક યુદ્ધ ખેલનારા આ વોલ્પોલને ચડી જાય એવો કોઈ સેનાપતિ થયો નથી અને ભવિષ્યમાં એવો કોઈ પાકશે એમ પણ લાગતું નથી ! એની આ લડાયક કુશળતા દેખી એ શૂરા સેનાપતિની મદદે જનરલ હોપ દોડી ગયો. પરંતુ એની પ કમનસીબી હતી કે એ બિચારો ક્રાંતિકારીઓએ ચેતવેલા ભીષણ રણાગ્નિમાં ખાખ થઈ ગયો ! હવે ગ્રોવે પણ પીછેહઠની વાત આણી. ભારે ગડબડ-ગોટાળો મચી ગયો, અને આમ એકંદરે પરાજયનો સિક્કો લઈને અંગ્રેજ સૈન્ય હાથ ઘસતું પાછું ફર્યું !

સેનાપતિ હોપના મૃત્યુથી હિંદુસ્તાન માંહેના અંગ્રેજોને ભારે જબરો આઘાત થયો. માત્ર લૉર્ડ કૅનિંગ અને સર કોલીન જ નહિ પરંતુ આખું ઈંગ્લાંડ શોકાવેગથી હલી ઊઠ્યું. તે વખતનો હિંમત-બાજ અને અત્યંત શૂરા અંગ્રેજ અધિકારીઓ પૈકીનો જ એક હોપ ગ્રૅંટ પણ હોવાથી એના મૃત્યુને કારણે હજારો સૈનિકોના મૃત્યુથી પણ ન થાય એટલું દુઃખ અને શોકાવેગ આખા ઈંગ્લાંડે અનુભવ્યો. રૂઈયાના નરપતસિંહે પણ પોતાના વચન મુજબ 'પોતાનું પૂરેપૂરું વેર વાળી લીધા પછી જ' બાકી વધેલા મૂઠીભર સિપાઈઓ સાથે લડતાં લડતાં અને સ્વરાજનો ઝંડો અણનમ ફરકાવતાં કિલ્લા બહાર પ્રયાણ કર્યું.

જુદા જુદા લશ્કરી વિભાગો દ્વારા પહેલાં તો અયોધ્યાના ક્રાંતિકારીઓને ઉત્તર દિશા તરફ અને ત્યાંથી રોહિલખંડમાં હાંકી કાઢ્યા પછી સરસેનાપતિએ પોતે સઘળાં લશ્કરો પાછાં એકઠાં કરીને રોહિલખંડ પર હલ્લો કરવાની તૈયારી કરી. ક્રાંતિકારીઓના

સઘળા આગેવાનો આ વેળા શાહજહાનપુરમાં એકઠા થયા હતા. એમાં મૌલવી અહમદશાહ તેમ જ કાનપુરથી નાનાસાહેબ પણ આવ્યા હતા. બ્રિટિશ સેનાપતિએ તેમને પકડવાના અનેક પ્રયત્નો કર્યા; પણ એ સઘળાને નિષ્ફળ બનાવીને એ બન્ને વિજયી યોદ્ધાઓ અગાઉની પેઠે નીડરતાથી ચોતરફ ફર્યા કરતા હતા. આ વેળા ક્રાંતિકારીઓના આ બંને મુખ્ય આગેવાનો સહેજે પોતાના હાથમાં સપડાઈ જાય એવે સ્થળે આવી ચડેલા જાણતાં જ સર કોલીને પોતાની હિલચાલની સહેજ પણ ગંધ તેમને આવી ન જાય એ રીતે એ બંને આગેવાનોને પકડી લેવા સારુ આખા શહેરની નાકાબંદી કરી લેવાનો મનસૂબો રચ્યો. એણે શાહજહાનપુરને ચોતરફથી ઘેરી લીધું. પરંતુ કમનસીબી એ બની કે પક્ષીઓ પાંજરામાંથી તે પહેલાં જ છટકી ગયાં હતાં! કોલીનને વધારે નિરાશા તો એ કારણે થઈ કે શહેરની સઘળી બાજુએ જે જુદા જુદા લશ્કરોએ ઘેરી હતી, તેમાં ઘેરાની ખુદ પોતાની બાજુએથી જ એ બંને જણા છટકી ગયા હતા!

શાહજહાનપુરમાં આગેવાનોને પકડવા માટે પોતે મારેલો છાપો આમ નિષ્ફળ જવાથી ચિડાઈને સર કોલીને આખરે બરેલીને ઠેકાણે આણવાને ઇરાદે એ બાજુએ પ્રયાણ કર્યું. ચાર તોપો અને થોડુંએક લશ્કર શાહજહાનપુરમાં રાખીને તા. ૧૪ મી મેના રોજ તે ત્યાંથી એક દિવસની મજલને અંતરે આવેલા બરેલી શહેરે જઈ પહોંચ્યો. દિલ્હી અને લખનૌના પતન પછી રોહીલા ખાન બહાદુરખાન બરેલીને ટકાવી રહ્યો હતો. હજુ સ્વતંત્રતાનો ઝંડો ફરકાવી રહેલા ક્રાંતિકારીઓના આ શહેરમાં સિપાઈઓનાં રોજ ટોળેટોળાં આવી રહ્યાં હતાં. દિલ્હીના બાદશાહી કુટુંબનો મિરઝા ફિરોજશાહ, શ્રીમંત નાનાસાહેબ, મૌલવી અહમદશાહ, બેગમ હઝરતમહાલ, અને રાજા તેજસિંહ વગેરે નાના મોટા અનેક ક્રાંતિકારી આગેવાનો

આશ્રય મેળવવા અર્થે રોહિલખંડમાં આવ્યા હતા; અને એ સહુનાં દિલ હરખથી ફુલાવે તેવો સ્વતંત્ર દેશનો વિજયી સ્વાતંત્ર્યઝંડો હજુ બરેલી પર ફરકી રહ્યો હતો! અને એ જ કારણે બરેલીને નામશેષ કરવાનું કોલીનને બીડું ઝડપ્યું. પરંતુ ક્રાંતિકારીઓએ તાજેતરમાં જાહેર કર્યા મુજબ હવે શત્રુ સામે માત્ર ગેરીલા યુદ્ધનીતિથી જ સામનો કરવાનું નક્કી કરી નાખ્યું હતું, તેથી બરેલીમાં રહી કોઈ પણ જાતની લડાઈ લડવી નહિ એવો નિર્ણય ત્યાંના સઘળા આગેવાનોએ કર્યો. તેમની યોજના એવી હતી કે સહુએ આખા રોહિલખંડમાં પથરાઈ જવું અને એમ ગેરીલા યુદ્ધનીતિ ધારણ કરી છૂટક છૂટક લડવું. બરેલી શહેર ખાલી કરવાની સઘળી તૈયારીઓ પૂરેપૂરી થઈ ચૂકી હતી; માત્ર છેવટના પ્રયાનના હુકમો આપવાની જ વાર હતી. પરંતુ પોતાના નીચ શત્રુ ફિરંગીને બરેલીની દીવાલો પાસે જ આવેલો દેખ્યા પછી હવે તેમનું થોડુંક પણ લોહી ચાખ્યા વિના પોતે બરેલી છોડશે નહિ એવી હઠ શૂરા રોહિલાઓ લઈ બેઠા. પોતાની એ કૃતિ દ્વારા જાણે તેઓ રાષ્ટ્રસ્વાતંત્ર્યના ધ્યેય અર્થે દેવા ઉત્સુક બની રહ્યા છે એ બતાવવા માગતા ન હોય!

બરેલીને ઘેરો ઘાલવા આવી પહોંચેલું અંગ્રેજોનું લશ્કર પણ અતિ પ્રબળ હતું. તેમનું તોપખાનું બરાબર સજ્જ હોઈ તેમની પાસે તોપો પણ ઘણી હતી. તેમનું પાયદળ તેમ જ ઘોડેસ્વાર લશ્કર પણ બરોબર કસાયેલું તથા શસ્ત્રાસ્ત્રોથી સુસજ્જ હતું. સૌથી વધારે તો આખા ય લશ્કરનું સેનાપતિપદ સર કૉલીન કૅમ્પબેલ સમા સમર્થ સેનાપતિને સોંપાયું હતું તે હતું! એ સમર્થ લશ્કરની સામે ખાન બહાદુરખાનની તોપો કામિયાબ નીવડી નહિ તેથી આખરે તા. ૫મી મેના રોજ ક્રાંતિકારીઓએ પોતાની તલવારો ખેંચી. એ તલવારો ખેંચનારા, વિજયની કોઈ આશા નથી એ ચોખેચોખ્ખું જાણતા હોવા

છતાં–અરે, પરાજયનો ચોક્કસ નિરધાર કરીને જ–રણમાંથી પાછોતરાં પગલાં ભર્યાં વિના પોતાના પરમ પવિત્ર ધ્યેય પ્રત્યેની અદમ્ય અને અટલ શ્રદ્ધા સાથે હસતે મુખે મૃત્યુને બાથ ભીડવા નીકળી પડેલા ક્રાંતિકારી શહીદો જ હતા! પવિત્ર ધ્યેય અર્થે જાનની કુરબાની કરવી એ જ સ્વર્ગે પહોંચવાની સાચી ચાવી છે! જેની ખાતર પ્રાણ ન્યોછાવર કરી દેવા જોઈએ એવાં ધ્યેયો પૈકી જ સ્વરાજપ્રાપ્તિનું ધ્યેય પણ હોવા વિષે તેમની ચોક્કસ ખાતરી હતી. આ આદર્શથી રંગાઈને તેઓ તલવારો ખેંચી અંગ્રેજ લશ્કર પર તૂટી પડયા. માથે લીલી પાઘડીઓ બાંધીને, કેડે મજબૂત કમરબંદ વીંટીને, કુરાનની પવિત્ર આયતો કોતરેલી રૂપાની વીંટીઓ પહેરીને આ બિહામણા દેખાતા ગાઝીઓ જમણી બાજુએથી નીકળી પડ્યા. તેમણે ઢાલ તળે પોતાનાં માથાં સંતાડ્યાં હતાં, હાથમાં વીંઝાતી ખુલ્લી તલવારો સૂર્યના તાપમાં ચળકાટ મારી રહી હતી અને મોંએથી 'દિન દિન' ની ભયંકર ગર્જનાઓ તેઓ સંભળાવી રહ્યા હતા. બ્રિટિશ પલટનો ઉપર તેમણે એવા નિશ્ચયથી અને પ્રાણની પણ દરકાર રાખ્યા વિના ધસારો કર્યો કે તેમના એ જોરદાર ધસારા સામે બ્રિટિશ સૈનિકો પણ થથરી ગયા, મૂંઝાઈ રહ્યા. ૪૨મી હાઈલૅંડર પલટને તેમને અટકાવવાનો થોડો પ્રયત્ન કર્યો, પરંતુ સાક્ષાત્ યમદૂત જેવા દેખાતા એ ક્રાંતિકારી વીરોએ જોરદાર ધસારા સાથે અંદર ઘૂસી જઈ બ્રિટિશોની પિછાડી–પીઠ પાછળના મોરચા–સુધી તેઓ આરપાર નીકળી ગયા. એ વીરોમાંથી એક પણ નર પાછો ન ફર્યો, કેમકે એમાંનો એકેએક આદમી બ્રિટિશ લશ્કરની કતલ કરતાં કરતાં જ મૃત્યુને ભેટ્યો હતો! એઓ સહુ ખતમ થયા તોપણ સિંહની પેઠે લડતાં લડતાં જ પડ્યા; શરણાગતિ અગર પાછેહઠનો વિચાર સરખો આણ્યા વિના તેઓ ખપી ગયા! એ સઘળા પૈકી માત્ર એક જ વીરનર બ્રિટિશ સંગીનોથી ઘવાયા વિના પડેલો દેખાતો હતો. શા

અને ઓફિસો સાફ કરી ઉડાવી દેવાના હુકમો તેમણે શહેર છોડતાં પહેલાં જ આપી દીધા હતા. એ દૂરદર્શી અને બુદ્ધિશાળી આગેવાનોએ બરાબર જોઈ લીધું કે શાહજહાનપુરમાં બહુ થોડું લશ્કર પાછળ રાખીને જ સર કોલીન બરેલી લેવા દોટ દેશે. આવી ગણતરીથી કોલીન બરેલી રવાના થાય એટલે બરેલીનું જાણે વેર વાળવું હોય તેમ આ બાજુ મૌલવીએ શાહજહાનપુર પર તૂટી પડવું, ત્યાં રાખેલા થોડાક સૈન્યનો ખુરદો બોલાવી દેવો અને શાહજહાનપુર લૂંટી લેવું એવી તેમની યોજના હતી. તે પછીના બધા બનાવો પણ તેમણે ધાર્યું હતું તે જ રીતે બરાબર બન્યા. શાહજહાનપુરમાં બહુ થોડું લશ્કર, માત્ર ચાર જ મોટી તોપો સાથે રહેવા દઈને બ્રિટિશ સેનાપતિ બરેલી દોડી ગયો હતો. બધાં તૈયાર મકાનો અને સંરક્ષણવાળી જગ્યાઓ નાનાસાહેબે અગાઉથી જ ભાંગી તોડી નાખી હોવાથી અંગ્રેજ લશ્કરને ખુલ્લા મેદાનમાં જ છાવણી નાખી રહેવું પડ્યું. તા. ૨૨ મી મેના રોજ મૌલવી અહમદશાહ શાહજહાનપુર ઉપર કૂચકદમ મજલ કરતો ચડી ગયો. એ વેળા એનો શિકાર (અંગ્રેજ લશ્કર) સુરક્ષિતપણાના ખોટા ભ્રમમાં ઘોરતો પડ્યો હતો! પણ ગમે તેની હઠીલાઈને કારણે હો, પરંતુ મધ્ય રાત્રે આવી પહોંચેલું મૌલવીનું લશ્કર શાહજહાનપુરથી ચાર માઈલ જ દૂર આવી થંભી ગયું— રોકાઈ ગયું; પરિણામે મૌલવીની યોજના નિષ્ફળ નીવડી. કેમકે "અંગ્રેજોએ રોકેલા હિંદી જાસૂસો પૈકી એક જણે ભારે હોંશિયારી દાખવી મૌલવીની આ સઘળી હિલચાલો પર બરાબર ધ્યાન રાખીને એ બધી બાતમી શાહજહાનપુરમાં કર્નલ હેઈલને જઈને પહોંચાડી." એ દેશદ્રોહી હિંદી જાસૂસે આણેલા સમાચાર મળતાં જ બ્રિટિશ સેનાપતિ તુરતાતુરત પોતાના સિપાઈઓ સાથે નવા બાંધેલા મજબૂત ગઢમાં પહોંચી ગયો! પોતાનો શિકાર સાવચેત બની જઈ સુરક્ષિત જગ્યાએ સંતાઈ રહ્યાની માહિતી મૌલવી પાસે હોવા છતાં

તલવાર પણ બૂઠી નીવડી હતી એવા એ ક્રાંતિના મુખ્ય આગેવાનનું માથું ઉડાવી દે એવું પાણીદાર ખડ્ગ કોઈ સંપડાવશે ખરું? આમાથી રસ્તો કાઢવા કયો સર્વશ્રેષ્ઠ ઉપાય અજમાવવા જેવો છે?

સર્વશ્રેષ્ઠ ઉપાય શોધવો છે? તો એ માટે અંગ્રેજોએ આટલી બધી ચિંતા સેવવાનું કશું જ કારણ નથી! હિંદ ખાતેની બ્રિટિશ સત્તાના જાની દુશ્મનોસમા ક્રાંતિકારીઓના મૂળ ઉખેડી કાઢી એમનો સત્યાનાશ કરવામા બ્રિટિશ તલવાર અત્યાર સુધી તો અપયશસ્વી અને નિર્બળ બની ચૂકી હતી, આંખો ઉઘાડી રાખી ફરનારને તો એ સાફ દેખાઈ આવે તેવું સત્ય હતુ. આમ હોવાથી ઈંગ્લાંડની મુશ્કેલીને કાળે અને તેમની પડતી દશાને ટાણે જેમણે એને સહાય આપી બચાવ કર્યો હતો, એમણે જ ફરી આ જીવસટોસટની અણીને વખતે તેમની મદદે ધાવુ ઉચિત હતું! ભારતમાતાની રમ્ય મનોહર મૂર્તિના ટુકડા કરવામા ઈંગ્લાંડની તલવાર જો અશક્ત અને બૂઠી બની ગઈ હોય તો હવે માતૃદ્રોહી કોઈ કટાર અગર ખંજરે આગળ આવી એ પુણ્યકાર્ય(!) અવશ્ય પાર પાડવુ જોઈએ!

અયોધ્યામા ફરી દાખલ થઈને પરદેશી શત્રુનો બરાબર મજબૂત સામનો કરતા કરતા અયોધ્યામા બીજી વખત એક પ્રચંડ આંદોલન પેદા કરવાની મૌલવીની ધારણા અને યોજના હતી એ યોજનાને સફળ બનાવવામા પોવેનનો રાજા તેના થોડાઘણા લશ્કર સાથે પણ પોતાને મદદ કરે તો ઘણ કામ થાય, એવી મૌલવીની ગણતરી હતી આ કારણે તેણે બેગમની રાજમુદ્રાવાળો એક વિનંતિપત્ર પોવેનના રાજાને મોકલી આપ્યો એ ક્ષુદ્ર રાજાને કાને રણમેદાન અને લડાઈના શબ્દો પડતા જ એને ધ્રુજારી છૂટી! પરંતુ તે ડરપોક અને બીકણ હતો તે સાથેસાથે અત્યંત નીચ સ્વભાવનો તથા રાજદ્રોહી પણ હતો તેણે મૌલવીને પોતાને ઉપર મળવાને જણાવ્યુ.

બેગમ, મિયાસાહેબ, મહમ્મદીના રાજા, દિલ્હીના ફિરોજશાહ, કાનપુરના નાનાસાહેબ, સઘળા આગેવાનો પોતાનાં લશ્કરો સાથે શાહજહાનપુરમાં મુશ્કેલીમાં આવી પડેલા સ્વાતંત્ર્યધ્વજના સંરક્ષણ અર્થે દોડ્યા. આમ લશ્કરી મદદનો લાભ મળવાથી શત્રુ સામે રાત-દિવસ ઝૂઝીને, તેને હેરાન કરીને, સર કોલીને ચારે તરફથી વીંટી લઈ નાનો નાનો કરવા માંડેલો ઘેરો તોડીને, મૌલવી અહમદશાહ શાહજહાનપુરમાંથી પણ નાસી છૂટ્યો. શાહજહાનપુરમાં ક્રાંતિકારીઓના સામનાનું જોર નરમ પડેલું દેખીને મૌલવીને હવે સહેલાઈથી પકડી શકાશે એની ખાતરી માનીને સર કોલીને પોતાના લશ્કરના જુદા જુદા વિભાગ કરી સહુને જુદી જુદી દિશામાં આ પહેલાં જ રવાના કરી દીધા હતા. પણ ત્યાં તો શત્રુની સઘળી આશાઓને ધૂળમાં મેળવતો મૌલવી તો ક્યારનો ત્યાંથી છૂ થઈ ગયો હતો! પણ તે નાસીને ગયો ક્યાં? એ અયોધ્યા પ્રાંતમાં જ ઘૂસ્યો હતો. રે અયોધ્યા! પૂરા એક વરસ સુધીની મહામહેનત અને સતત ભીષણ યુદ્ધોને અંતે, ભયંકર રક્તપાત પછી એ પ્રાંતમાંથી ક્રાંતિકારીઓનો સમૂળગો વિનાશ કરવામાં અંગ્રેજો માંડમાંડ સફળ થયા હતા. પણ જ્યારે કોલીને અયોધ્યા પ્રાંત સર કર્યો ત્યારે મૌલવીએ રોહિલખંડમાં થાણું જમાવ્યું અને હવે જ્યારે કોલીને રોહિલખંડમાં આવી એ પ્રદેશ હસ્તગત કર્યો ત્યારે વળી પાછો વ્યૂહ બદલીને મૌલવીએ ફરી અયોધ્યામાં ધામા નાખ્યા!

આમ જુસ્સાદાર અને છતાં અતિ મજબૂત સામનાઓ કરીને મૌલવીએ શત્રુને ત્રાહિ ત્રાહિ પોકરાવી દીધી! મૌલવીની આ ભયંકર હિલચાલોનો અંત આણવા અને તેને ભીંસી દેવા બ્રિટિશ સત્તાએ કમર કસી. આવી પરિસ્થિતિમાં બ્રિટિશો તરફ મદદનો હાથ લંબાવનારો કોઈ મળશે ખરો? જેને મારવામાં સર કોલીનની

એ અત્યંત નીચ અને દેશદ્રોહી કૃત્યના બદલામાં એને પચાસ હજાર રૂપિયાનું ઇનામ આપ્યું.

મૌલવીના મૃત્યુના ખબર ઇંગ્લાંડમાં પહોંચતાં જ "બ્રિટિશોનો ઉત્તર હિંદુસ્તાન માંહેનો એક ભયંકર શત્રુ ખતમ થયો!" એવા શબ્દો સાથે અંગ્રેજોએ નિરાંતનો દમ લીધો.[૩] મૌલવીનો બાંધો ઊંચો અને પાતળો છતાં એનું શરીર કસાયેલું અને શ્રમ સહન કરી શકે તેવું મજબૂત હતું. એની આંખો વિશાળ અને દૃષ્ટિ ભેદક હતી; નેણ આગળ પડતાં અને ખૂબ ભરાવદાર હતાં. નાક લાંબું અને અણીદાર હતું; તેની હડપચી લાંબી તથા સહેજ પાતળી હતી. એ શૂરા મુસ્લિમનું જીવન એ સાબિતી આપે છે કે ઇસ્લામના સિદ્ધાંતો પ્રત્યેની અડગ છતાં વિવેકભરી શ્રદ્ધા હિંદુસ્તાનની આ ભૂમિ પ્રત્યેના એકનિષ્ઠ અને અતીવ પ્રેમ સાથે કદી વિરોધી અગર વિસંવાદી હોઈ ન શકે. એટલું જ નહિ, પરંતુ કેવળ પોતાના જ ધર્મ પ્રત્યે આસ્થા ધરાવનારો હોવા છતાં એક વિચારી અને બુદ્ધિવાદી મુસ્લિમ પણ, (અગર તો એમ કહો કે તે તેવો હોવાને જ કારણે) ભારતમાતા પોતાનું સ્વતંત્ર અને વિજયી મસ્તક ઉન્નત રાખી શકે તે અર્થે એના ચરણોમાં પોતાના લોહીનું બિંદુએ બિંદુ સમર્પણ કરી દેનારો ઊંચી કોટિનો દેશભક્ત હોઈ શકે છે. એનો અર્થ એ કે ઇસ્લામના સાચા અનુયાયીએ સ્વદેશ અર્થે ખુદ મૃત્યુને ભેટવા માટે પણ સ્વેચ્છાથી તૈયાર રહેવું જોઈએ — અરે, પોતાની માભોમના એક સાચા સપૂત તરીકે એ કાર્યને તેણે પોતાનું પ્રથમ અને પવિત્ર કર્તવ્ય માનવું જોઈએ.

અંગ્રેજ ઇતિહાસકાર મેલિસન ક્રાંતિકારી નેતાઓના સદ્‌ગુણોનું યોગ્ય અને વાસ્તવિક મૂલ્ય આંકવામાં પણ આનાકાની બતાવ્યા કરે

---

૩. Holme's *History of the Indian Mutiny*, page 539.

રાજાના આમંત્રણનો સ્વીકાર કરીને મૌલવી તેને રૂબરૂ મળવા ગયો. પરંતુ મૌલવી શહેર પાસે પહોંચતા જ શહેરના દરવાજા બંધ કરી દેવામાં આવ્યા, અને કિલ્લા પર સશસ્ત્ર પહેરેગીરો ગોઠવી દેવામાં આવ્યા! એ પહેરેગીરોમાં પોવેનનો રાજા જગન્નાથસિંહ પોતે અને તેનો નાનો ભાઈ પણ નજરે પડ્યા! તેમને ત્યાં ઊભેલા જોતાં જ મૌલવીને ભારે નવાઈ લાગી. આ બધી ગોઠવણનો સાચો અર્થ શો છે એ તેણે તુરત જો કે જાણી લીધું હતું, છતાં ગઢ ઉપર ઊભેલા પોવેનના રાજા સાથે તેણે બહારથી જ વાતચીત કરવા માંડી. એ બીકણ રાજા કિલ્લાના દરવાજા ઉઘાડવાનો નથી એ જણાતાં જ મૌલવીએ પોતે જે હાથી પર બેઠો હતો તે હાથીને જ દરવાજો તોડી નાખવા માટે છિતમારવા માવતને હુકમ કર્યો. એ પ્રચંડ ગજરાજના કુંભસ્થળની એક જ ધીંક દરવાજો ખખડી પડ્યો હોત, પરંતુ ત્યાં તો રાજાના ભાઈએ નિશાન તાક્યું, અને એ દુષ્ટ આદમીના હાથથી છૂટેલી ગોળીએ મૌલવી અહમદશાહને ઠાર કર્યો. તુરત મૌલવી નીચે ઢળી પડ્યો. તે સાથે જ પોવેનનો એ બાડિયો રાજા અને તેનો ભાઈ દરવાજો ઉઘાડી બહાર આવ્યા, મૌલવીનું માથું તેમણે ધડવેગળું કર્યું અને એક કપડામાં વીંટી પાસેના તેર માઈલ ઉપર આવેલા અંગ્રેજ થાણામાં ને ત્યાંથી શાહજહાનપુરમાં બ્રિટિશોની છાવણીમાં પહોંચાડ્યું. બ્રિટિશ અધિકારીઓ તે વેળા ખાણામાં મશગૂલ હતા. રાજા તુરત જ અંદર દાખલ થયો, અને કોઈ વિજયચિહ્નનું પ્રદર્શન કરતો હોય તેમ મૌલવીનું કપડામાં વીંટેલું માથું બહાર કાઢ્યું, અને અંગ્રેજોના ચરણોમાં તેને રેડવી દીધું. એ કપાયેલ માથામાંથી હજુ પણ થીજી ગયેલ લોહીના જાડા રગેડા વચ્ચે વચ્ચે નીકળતા હતા! બીજે દિવસે સરકારી કહેવાતા એ અંગ્રેજોએ છેલ્લી ક્ષણ સુધી એક વીરને શોભે તેવું પરાક્રમયુદ્ધ ખેલી રહેલા પોતાના જાની દુશ્મનનું એ કપાયેલું માથું દરવાજે લટકાવ્યું! અને પોવેનના રાજાના

એ અત્યંત નીચ અને દેશદ્રોહી કૃત્યના બદલામાં એને પચાસ હજાર રૂપિયાનું ઇનામ આપ્યું.

મૌલવીના મૃત્યુના ખબર ઇંગ્લાંડમાં પહોંચતાં જ " બ્રિટિશોનો ઉત્તર હિંદુસ્તાન માંહેનો એક ભયંકર શત્રુ ખતમ થયો ! " એવા શબ્દો સાથે અંગ્રેજોએ નિરાંતનો દમ લીધો.[૩] મૌલવીનો બાંધો ઊંચો અને પાતળો છતાં એનું શરીર કસાયેલું અને શ્રમ સહન કરી શકે તેવું મજબૂત હતું. એની આંખો વિશાળ અને દૃષ્ટિ ભેદક હતી; નેણ આગળ પડતાં અને ખૂબ ભરાવદાર હતાં. નાક લાંબું અને અણીદાર હતું; તેની હડપચી લાંબી તથા સહેજ પાતળી હતી. એ શરા મુસ્લિમનું જીવન એ સાબિતી આપે છે કે ઇસ્લામના સિદ્ધાંતો પ્રત્યેની અડગ છતાં વિવેકભરી શ્રદ્ધા હિંદુસ્તાનની આ ભૂમિ પ્રત્યેના એકનિષ્ઠ અને અતીવ પ્રેમ સાથે કદી વિરોધી અગર વિસંવાદી હોઈ ન શકે. એટલું જ નહિ, પરંતુ કેવળ પોતાના જ ધર્મ પ્રત્યે આસ્થા ધરાવનારો હોવા છતાં એક વિચારી અને બુદ્ધિવાદી મુસ્લિમ પણ, (અગર તો એમ કહો કે તે તેવો હોવાને જ કારણે) ભારતમાતા પોતાનું સ્વતંત્ર અને વિજયી મસ્તક ઉન્નત રાખી શકે તે અર્થે એના ચરણોમાં પોતાના લોહીનું બિંદુએ બિંદુ સમર્પણ કરી દેનારો ઊંચી કોટિનો દેશભક્ત હોઈ શકે છે. એનો અર્થ એ કે ઇસ્લામના સાચા અનુયાયીએ સ્વદેશ અર્થે ખુદ મૃત્યુને ભેટવા માટે પણ સ્વેચ્છાથી તૈયાર રહેવું જોઈએ – અરે, પોતાની માભોમના એક સાચા સપૂત તરીકે એ કાર્યને તેણે પોતાનું પ્રથમ અને પવિત્ર કર્તવ્ય માનવું જોઈએ.

અંગ્રેજ ઇતિહાસકાર મેલિસન ક્રાંતિકારી નેતાઓના સદ્ગુણોનું યોગ્ય અને વાસ્તવિક મૂલ્ય આંકવામાં પણ આનાકાની બતાવ્યા કરે

૩. Holme's *History of the Indian Mutiny*, page 539.

તેવો છે; અર્થાત્ તે ક્રાંતિકારીઓનાં અતિશયોક્તિભર્યાં વખાણ તો કરે જ શાનો? છતાં એ ઇતિહાસકાર મેલિસન પોતે પણ લાગણીના પૂરમાં તણાઈ જઈ, પોતે અંગ્રેજ છે એ જાણે કે ભૂલી જતો હોય તેમ, લખે છે: "મૌલવી ખરેખર એક અસાધારણ પુરુષ હતો. 'બળવા' ના સમયની એની યુદ્ધયોજનાની કુશળતાનાં અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે; તેમાં પણ આ પ્રકરણમાં વર્ણવાયેલા બનાવોનો ખાસ ઉલ્લેખ કરવો જોઈએ. સર કોલીન કેમ્પબેલને પણ રણમેદાનમાં બબ્બે વાર છક્કડ ખવરાવનારો કુશળ યુદ્ધનાયક કેવળ મૌલવી જ છે! અન્યાયથી ઝૂંટવાયેલી માતૃભૂમિની સ્વતંત્રતા પાછી મેળવવા અર્થે અનેક યુક્તિપ્રયુક્તિઓ દ્વારા અને જરૂર જણાતાં રણમેદાનમાં જંગ પણ ખેલી જાણનારા પુરુષને જો દેશભક્તનું અભિધાન આપી શકાતું હોય તો ખરેખર મૌલવી એ પદવીને સર્વ રીતે લાયક હતો એમ કહેવું જ પડે. નિરપરાધીઓની ક્રૂર હત્યા દ્વારા એણે પોતાની તલવારને કદી કલંકિત થવા દીધી નથી; માત્ર ખૂન અને રક્તપાતમાં એણે કદી પોતાની સંમતિ બતાવી નથી. માતૃભૂમિનું સ્વાતંત્ર્ય છીનવી લેનારા પરદેશી શત્રુઓ સામે તે નીડરતાથી, મરદાનગીથી અને વીરતાભર્યા જુસ્સાથી લડ્યો. અને એ જ કારણે જગતના સઘળા દેશોના પ્રખ્યાત, પરાક્રમી, શૂરા દેશભક્તોની હારમાળામાં એનું નામ સદાને માટે નોંધાયેલું રહેશે." ૪

---

૪. Malleson's *Indian Mutiny*, Vol. V, page 381.

## પ્રકરણ દસમું

## રાણી લક્ષ્મીબાઈ

"હું ઝાંસી છોડું ? ના, નહિ જ છોડું ! જેનામાં હિંમત હોય તે પોતાનું બળ અજમાવી જુએ ! મેરી ઝાંસી નહીં દૂંગી !" એવા નીડર આહ્વાન સાથે ઝાંસીની શૂરી રાણીએ અંગ્રેજો વિરુદ્ધ ક્રાંતિનો ઝંડો ફરકતો કર્યો. સાગર, નૌગાવ, બાંદા, બાણપુર, શાહગઢ વગેરે સઘળે સ્થળે વેરના પ્રલયકારી અને ભયંકર મોજાઓ ઊછળી રહ્યા હતા. ક્રાંતિકારીઓએ અંગ્રેજ લોહીની નદીઓ વહાવીને તેમના પર તેમ જ તેમના હાથતળેના લશ્કર પર પૂરતું વેર વાળ્યું. પરિણામે બુંદેલખંડમાં સાગર, નૌગાવ, બાંદા, બાણપુર, શાહગઢ વગેરે સ્થળોએ અંગ્રેજ સત્તાનું હવે કોઈ નામનિશાન રહ્યું નહિ. હરેક સ્થળે લોકોએ રાણી લક્ષ્મીબાઈના રાજ્યનો અમલ હર્ષભેર માથે ચડાવ્યો, અને રાણીએ ઉત્સાહથી રાજકારોબાર ઉપાડી લઈ મુક્ત થયેલ એ આખા પ્રાંતમાં શાંતિ અને વ્યવસ્થા પુનઃ પ્રસ્થાપિત કરી દીધી.

રાણીની હમેશની દિનચર્યા આ પ્રકાર હતી :

"રાણી મળસ્કે પાંચ વાગતાં ઊઠીને સુવાસિત જળ વડે સ્નાન કરતાં. મોટે ભાગે તે ધોળી ચંદેરી સાડી પહેરતાં. સ્નાન આટોપ્યા પછી નિત્યપૂજાપાઠમાં બેસતાં. પતિના મૃત્યુ પછી માથે કેશ રાખવા બદલ પ્રાયશ્ચિત્ત તરીકે રોજ તેઓ અર્ઘ્ય પણ આપતાં. ત્યાર પછી તુલસી-વૃન્દાવનમાં જઈ તુલસીની પૂજા કરતાં. પાર્થિવ પૂજા વેળા રાજના ગાયક—ભજનૈયાઓનું ગાનવાદન ચાલતું. ત્યાર પછી પુરાણકથા-

શ્રવણ કરતા તે પૂરુ થતા જ સરદારો અને આશ્રિતો રોજની સનામીએ આવતા રાણીની સ્મરણશક્તિ એટલી તો તીવ્ર હતી કે સવારે સનામીએ આવનારી સાતસો સાડાસાતસો વ્યક્તિઓ પૈકી જો કોઈ એકાદ વ્યક્તિ ગેરહાજર રહેતી તો બીજે દિવસે મ ભારીને આગલે દહાડે ન આવવાનુ કારણ તે વ્યક્તિને પૂછવાનું તે કદી ભૂલી ન જતા પૂજાપાઠ પછી ભોજન થતું કોઈ ખાસ કામ ન હોય તો ભોજન પછી તેઓ એકાદ કલાક આડે પડખે થતા જાગ્યા પછી સવારે સનામીને સમયે ભેટ તરીકે આવેલી ચીજો જોવા મગાવતા, તે વેળા એ સઘળી ચીજો રૂપાના થાળમા ઉપર રેશમી રૂમાલ ઢાંકીને બાઇસાહેબ પાસે રજૂ કરવામા આવતી ખાસ મનગમતી અને ધ્યાન ખેંચે તેવી ચીજો તેઓ પોતા માટે રાખતા, જ્યારે બાકીની સઘળી ચીજો ચાકરવર્ગમા વહેંચી દેવા માટે ભંડારીને સ્વાધીન કરી દેવામા આવતી બપોરના ત્રણ વાગે જ્યારે તેઓ રાજસભા (દરબાર)મા જતા ત્યારે મોટે ભાગે પુરુષવેશમા જ જતા નીચે પાયજામો, ઉપર ઘેરા વાદળી રંગનુ પહેરણ ને માથે સુંદર બત્તીવાળી ટોપી ઓઢતા, પાતળી કમર પર જરકસી દુપેટો હોય અને પડખે રત્નજડિત અસિલતા લટકતી હોય રાજસભાનો સામાન્ય પહેરવેશ હમેશા એ જાતનો રહેતો એ વેશમા તેઓ દેવીસમા દીપતા ' કોઈ કોઈ વાર તેઓ સ્ત્રીનો પોશાક પહેરીને પણ દરબારમા જતા પતિના મૃત્યુ પછી નાકમા નથ સરખા સૌભાગ્ય-અલંકારો તેમણે કદી વાપર્યાં નહોતા દાગીનામા કેવળ હાથમા હીરાની બંગડીઓ, ગળામા એક નાનેરો મોતીનો કંઠો અને આંગળીએ એક હીરાની વીંટી એટલુ જ તે પહેરતા કેશનો પાછળ અંબોડો વાળતા શ્વેત સુંદર ધોયેલી સાડી પર એવી જ ધોળી ચોળી એમને દીપી ઊઠતી આ રીતે કોઈ વાર પુરુષ વેશમા તો કોઈ વાર સ્ત્રીવેશમા જઈને તેઓ રાજસભાસ્થાનને શોભાવતા રાજસભાના સભાસદો તેમના પ્રત્યક્ષ દર્શન કદી પામી

શકતા નહિ, કેમકે જે ઓરડામાં તેઓ બેસતાં તે ઓરડો રાજસભાગૃહની છેક બાજુએ આવેલો હોઈ, તેને રાજસભામાં પડતું માત્ર એક જ બારણું હતું. દરવાજાનાં બારસાખ સોનાની કોતરણીવાળાં હતાં, અને બારણા આગળ સુંદર જરીકામવાળો એક રગબેરગી પડદો ઝૂલી રહેતો. આ ગર્ભગૃહમાં પીંછાંની સુંવાળી ગાદી ઉપર એક તકિયાને સહેજ અઢેલીને તેઓ બેસતાં. દરવાજા બહાર બે છડીદારો (હજુરિયાઓ) હાથમાં સોનારૂપાની છડીઓ લઈને ઊભા રહેતા. ઓરડાની સામે લક્ષ્મણરાવ પ્રધાન અગત્યના કાગળો હાથમાં રાખી ઊભા રહેતા; તેમની પાછળ દરબારના નોંધણી કામદાર (રજીસ્ટ્રાર) ઊભા રહેતા. રાણીની બુદ્ધિશક્તિ અતિ કુશાગ્ર હોવાથી આવી પડેલા હરકોઈ પ્રશ્નનો ખ્યાલ તેમને તુરત આવી જતો, અને તે અંગેની તેમની આજ્ઞાઓ પણ સ્પષ્ટ, અસંદિગ્ધ અને યથાયોગ્ય જ નીકળતી. કોઈ કોઈ વાર તેઓ પોતાના હુકમો પોતે જાતે જ લખતાં. ન્યાયદાનની બાબતમાં તેઓ ખૂબ કાળજીથી ધ્યાન આપતાં, અને દીવાની તેમ જ ફોજદારી ખટલાઓના નિકાલો—ચુકાદાઓ પણ તેઓ એટલી જ કુશળ બુદ્ધિશક્તિથી આપતાં. મહાલક્ષ્મીમાતા પ્રત્યે બાઈમહારાજની સવિશેષ ભક્તિ હતી. કમળોથી સુશોભિત એવા એક તળાવને કાંઠે શ્રીમહાલક્ષ્મીનું મંદિર આવેલું હતું. એ મંદિરે દર મંગળવાર તથા શુક્રવારે તેઓ નિયમિત દર્શને પણ જતાં. એક વેળા દર્શન કરીને દક્ષિણ દરવાજેથી બાઈમહારાજ જ્યારે પાછાં ફરતાં હતાં તે વેળા એવું બન્યું કે હજારો ભિખારીઓ એકઠા મળી એ સ્થાને ભારે ગડબડાટ મચાવી રહ્યા હતા. આથી 'આ બધું શું છે?' એ બાબતમાં તેમણે પોતાના પ્રધાન લક્ષ્મણરાવ પાડેને પૂછ્યું. પાંડેજીએ તેમની વચ્ચે જઈ પૂછપરછ કરતાં જણાયું કે એ ભિખારીઓ ભારે કંગાળ હોઈ ટંડીથી તેઓ ધ્રૂજી રહેલા છે; બાઈમહારાજ પાસે તેમની એવી નમ્ર માગણી છે કે તેમની આ મુશ્કેલી ધ્યાનમાં લઈ

ગરીબો માટે તેઓ કશીક ગોઠવણ કરે. એ હકીકત સાંભળતાં જ બાઈમહારાજને ભિખારીઓ પ્રત્યે ભારે કરુણા ઊપજી, અને ત્યાં ને ત્યાં જ તેમણે એવો હુકમ કર્યો કે આજથી બરાબર ચોથે દિવસે એ સઘળા ભિખારીઓને બોલાવીને તે દહાડો દરેકને એકેક ટોપી, એકેક ધોળી અગર કાળી કામળી અને એકેક જાડું પહેરણ વહેંચવું. તુરત જ બીજે દિવસે શહેર આખાના બધા દરજીઓને બોલાવીને તેમને પહેરણ અને ટોપીઓ સીવી આપવાનું કામ સોંપવામાં આવ્યું. નક્કી કરેલે દિવસે ગામમાં દાંડી પીટીને બધા ભિખારીઓને રાજમહેલ સામે એકઠા કરવામાં આવ્યા અને સહુને બાઈએ પોતાને હાથે એ કપડાં વહેંચ્યાં. બાઈને દુવા દેતા દેતા સઘળા ભિખારીઓ ચાલ્યા ગયા.

...નથ્થેખાન સાથે થયેલી લડાઈમાં ઘાયલ સૈનિકોને જ્યારે ગામમાં લાવવામાં આવ્યા ત્યારે તેમના ઘા પર પાટાપીંડી કરતી વેળા જાતે હાજર રહેવા માટે બાઈમહારાજ ખૂબ આગ્રહ બતાવતાં. સિપાઈઓની તબિયત વિષે આટલી મમતાથી ચિંતા કરનાર બાઈની માત્ર હાજરીથી પણ તેમની શારીરિક વેદનાઓ ઘણી ઓછી થઈ જતી—થઈ ગયેલી જણાતી; પોતાની નોકરી અને બહાદુરીની આમ કદર બુજાયેલી જણાતાં જ તેમને શેર શેર લોહી ચડતું. સૈનિકોનાં દુઃખો પરત્વે સહાનુભૂતિ દાખવી બાઈ કોઈને કશા અલંકારો તો કોઈને કશો ચાંદ આપી એમનું ગૌરવ વધારતાં. ઘાયલ સિપાઈઓની વેદનાઓથી ગભરાઈ જવાને બદલે સામેથી તેમને જ હિંમત આપનારી સ્રીને દેખતાં જ એવી બાઈ ખાતર રણમેદાનમાં પ્રાણ પણ ન્યોચ્છાવર કરી દેવામાં સિપાઈઓ પાછા હઠતા નહિ. જે વેળા તેઓ બહાર ફરવા નીકળતાં તે વેળાનો ઠાઠ તો વળી અપૂર્વ બની રહેતો. શ્રીમહાલક્ષ્મીને મંદિરે દર્શનાર્થે જતી વેળા કોઈ વાર તેઓ ઘોડેસ્વારી કરી જતાં તો કોઈ વાર મેનામાં બેસીને પણ જતાં. મેનામાં બેસીને જતાં હોય ત્યારે એ મેનાને સોનેરી દોરીથી બાંધેલા જરીના પડદા લટકાવવામાં

આવતા પુરુષવેશમા ઘોડે બેસી જતી વેળા ઊંચી જાતની બત્તીનુ છોગુ પીઠ પર રોનકદાર રીતે ડાબા મ્હતુ સવારીમા સૌથી આગળ ઝંડો રહેતો, તે સાથે રણગીતોના સૂર કાઢતા બીજા વાજાઓ વાગી રહેતા ઝડા સાથે બસો યુરોપિયન સૈનિકો રહેતા, અને સો ઘોડેસ્વારો બાઈની આગળ પાછળ ગોઠવાતા એના સાથે કારભારી, મત્રી, ઈનામદાર, જાગીરદાર અને ભૈયાસાહેબ ઉપાસને સરખા બીજા અધિકારીઓ પણ રહેતા સવારીમા કોઈ કોઈ વાર સાથે લશ્કર પણ સામેલ રાખવામા આવતુ સવારી નીકળતા જ રાજમહેલની નોબત ગગડાવા માડતી, અને તે જ વેળા સામેથી શ્રી મહાલક્ષ્મીના મદિરના નગારાખાનામા પણ નોબત વાગવી શરૂ થતી " ૧

એ વેળા વિંધ્યપર્વતથી યમુના સુધીના ભાગમા બ્રિટિશ સત્તાનુ કોઈ પણ ચિહ્ન જણાતુ નહોતુ એટલુ જ નહિ, પરતુ તેનુ નામ પણ સભળાતુ બધ થઈ ગયુ હતુ બ્રાહ્મણ, મૌલવી, સરદાર અમલદાર, સિપાઈ, પોલીસ, રાવ, રાજા, શેઠશાહુકાર, ખેડૂત, દરેક જણ દેશના સ્વાતત્ર્ય ખાતર જગે ઝુકાવવા ઉત્સુક બન્યો હતો હજારો કઠમાથી રણકી રહેલો એ સ્વાતત્ર્યનો શબ્દધ્વનિ જાણે એમ જ મોએ ઉચ્ચારાવાનો હોય તેમ પોતાના મીઠાશભર્યા પરતુ દૃઢ નિશ્ચય દર્શાવતા અવાજે લક્ષ્મીબાઈ એ ઉદ્ગારો કાઢ્યા "नहीं, मेरी झासी नहीं दुगी ! જેની તાકાત હોય તે પોતાનું બળ અજમાવી જુએ ! "

આવો સાફ સાફ અને જોસભર્યો 'નકાર' દુનિયામા આ પહેલ્યા જવલ્લે જ ઉચ્ચારાયો હશે મહાન અને ઉદારતાભર્યો હૃદયવાળા હિંદુસ્તાનને મોએથી આજ સુધી 'કેટલુ આપુ ?' 'કેટલુ જોઈએ ?' એવા શબ્દો જ નીકળતા સભળાયા હશે પરતુ આજે જ એ રિવાજને તોડી પાડી એમએક ક્રોધે ભરાઈ

૧. શ્રી પારસનીસકૃત 'ઝાંસીની રાણીનુ ચરિત્ર' (મરાઠીમાં) પૃ ૧૪૭ થી ૧૫૧.

સખ્તાઈવાળા એ વારે નિશ્ચયી સ્વરમા નીચેના શબ્દો સરી પડ્યા : "નહિ આપુ ! મારું ઝાંસી હું કદી નહિ આપુ !" પ્યારી જન્મ-ભૂમિ ! તારે મોએ–તારા પુત્રપુત્રીઓને મોએ આ પડેના આ જ શબ્દોનો રણકાર ગાજી રહ્યો હોત તો ? આ અણધાર્યો ને દઢતા ભર્યો નકાર કાને પડતા જ ફિરંગી હેમતાઈ જઈ પાછો હઠ્યો ! આમ તોફ ટલેલો વ્યાપ્યો. હશે તેનો શ્વાસ ફરી લઈ એને વખતસર જ દબાવી દેવાને ઇરાદે પાચ હજાર હથિયારબધ સિપાઈઓ અને પુષ્કળ તોપો સાથે સર હ્યુરોઝને ઝાસી રવાના કરી દેવામા આવ્યો.

૧૮૫૮ની શરૂઆતમા હિમાલયથી માડીને વિંધ્ય પર્વત સુધીનો ક્રાન્તિકારીઓના કબજામા ગયેલો હિંદુસ્તાનનો સઘળો મુલક પાછો છતી લેવા માટે અગ્રેજોએ એક વિનાશ યુદ્ધયોજના ગોઠવી હતી. આ વિશાળ પ્રદેશના બે ભાગ પાડી દઈને દરેક ભાગ માટે એકેક મોટું લશ્કર યોજવામા આવ્યુ હતુ ગગાયમુનાના ઉત્તર વિભાગમા અનાદમાથી ઉપર ચડીને સર કાર્લિન કેમ્પબેલ દોઆબ પ્રાત જીતી લઈ ગગી ઊતરીને લખનૌ પર ફરી ગીને ચડી ગયો, લખ-નૌનો વિનાશ કરીને એણે બનારસ અયોધ્યા અને બિહારમાં પથરાયેલી ક્રાતિકારીઓની ક્રાતિજ્વાળાઓ શી રીતે બુઝાવી દીધી, આખરની લડાઈમા એણે અયોધ્યા પ્રાતના ક્રાતિકારીઓને રોહિલ-ખડમા શી રીતે હાકી કાઢ્યા, અને એમ કરીને ક્રાતિકારીઓના કબજાનો સઘળો ઉત્તરપ્રદેશ એણે શી રીતે સર કરી લીધો, એ સઘળુ વર્ણન આ પહેલાના પ્રકરણોમાં આવી ગયુ છે. યમુનાની ઉત્તરમાથી હિમાલય તરફ જે વેળા કોલીન ચડી જતો હતો, તે જ વેળા યમુના અને વિંધ્ય પર્વત વચ્ચેનો દક્ષિણ વિભાગ સર કરવા સર હ્યુરોઝ પણ નીકળ્યો હતો ઉત્તરમા શીખ, ગુરખા અને બીજાં રજવાડા પોતપોતાના લશ્કરો સાથે સર કોલીનની મદદે ધાયા હતા.

તો દક્ષિણમાં સર હ્યુ રોઝની મદદમાં હૈદ્રાબાદ, ભોપાળ અને બીજાં સંસ્થાનો આવી પહોંચ્યાં હતાં. એમાં મુબઈ, મદ્રાસ અને હૈદ્રાબાદના 'કન્ટીન્જન્ટ' લશ્કરની મદદનો ઉમેરો થયો હતો. સર હ્યુ રોઝના સાથમાં હિંદી પલટનો પણ લડતી હતી એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય; કારણ કે સર હ્યુ રોઝ ઉપરાઉપરી લડાઈઓ જીતે જતો હતો એમાં જ બધું સમજી જવાનું છે! બધી લડાઈઓમાં અંગ્રેજો જીત્યા હતા અને તે પણ પોતાના જ જોરે જીત્યા, એ વિધાન દુનિયામાં સૌથી અશક્ય બનાવ પૈકીનો જ એક બનાવ છે! દક્ષિણ ભાગ સર કરવા આવેલી હિંદી પલટનોના પણ વળી બે વિભાગ પાડી દેવામાં આવ્યા હતા. એક વિભાગ જબલપુરથી રવાના થઈ રસ્તામાં સઘળો ભાગ કબજે કરતા સર હ્યુ રોઝને જઈને મળનારા બ્રિગેડિયર વ્હિટલૉકના અધિકાર તળે રવાના કરવામાં આવ્યો હતો, જ્યારે બીજો વિભાગ સર હ્યુ રોઝે પોતાના હાથ તળે રાખ્યો હતો. વ્હિટલૉક જબલપુરથી રવાના થાય કે તુરત સર હ્યુ રોઝે પણ મહૂથી નીકળવું એવી ગોઠવણ હતી. એનો વિચાર ઝાંસી થઈને કાલ્પી જવાનો હતો. નક્કી થયા મુજબ તા. ૬ ઠ્ઠી જાનેવારી ૧૮૫૮ના રોજ રવાના થઈ તેણે રાયગઢ જીતી લીધું. ત્યાંથી સાગર પહોંચી ક્રાંતિકારીઓના હાથમાં કેદ પકડાયેલા અંગ્રેજોને એણે છોડાવ્યા. ત્યાંથી દક્ષિણ પ્રાંતમાં ઘૂમીને તા. ૧૦મી માર્ચના રોજ બાણપુર અને તા. ૨૦મી માર્ચના રોજ ચંદેરીનો પ્રસિદ્ધ કિલ્લો એણે જીતી લીધો; ત્યાંથી નીકળી એ વિજયી લશ્કરે ઝાંસીથી ચૌદ માઈલ દૂર આવી છાવણી નાખી. એ વેળા નર્મદા કાંઠેથી ઉપર સુધીના સઘળા પ્રદેશમાં પથરાયેલાં ક્રાંતિદળો પણ ઝાંસીમાં આવી એકઠાં થયાં હતાં. અને એથી તો એકઠા થયેલા ક્રાંતિદળોનું નિકંદન કાઢવા અર્થે સર હ્યુ રોઝ ખૂબ જ ઝડપભેર પ્રથમ ઝાંસી પર ચડી ગયો. પરંતુ તે પહેલાં જ તાત્યાના ઘેરામાં સપડાઈ પડેલા ચરખારીના રાજાને

છોડાવવાને લોર્ડ કેનિંગ અને સર કોલીને તેને હુકમ આપ્યો. જો એણે એ હુકમને માથે ચડાવ્યો હોત તો ઝાંસી જીતવાની એની સઘળી યોજના ફસકી જાત. તે ભારે મૂંઝવણમાં આવી પડ્યો; ન તો તે તેમના હુકમોનો અનાદર કરી શકયો, કે ન એ આજ્ઞાનું યથાર્થ પાલન કેમ કરવું તેનો માર્ગ શોધી શકયો. આ મુશ્કેલીમાં ઝાંસી પર હલ્લો કરવો એ જ માર્ગ અંગ્રેજોના લાભની દૃષ્ટિએ અંગીકાર કરવા જેવો હતો. આથી હુકમની અવગણના કરવાની સઘળી જવાબદારી સર રોબર્ટ હેમિલ્ટને ઉપાડી લેતાં જ જીત મેળવવાની સંપૂર્ણ આશા સાથે બ્રિટિશ સેનાએ ઝાંસી પર હલ્લો કર્યો. પરંતુ ઝાંસીની હદમાં ડગલું દેતાં જ અંગ્રેજ લશ્કરને સખત લપડાક ખાવાનો વારો આવ્યો. કેમકે શત્રુને કોઈ પણ જાતની સાધન-સામગ્રી ન મળી શકે એ ખાતર રાણીના હુકમથી ક્રાંતિકારીઓએ ઝાંસીની આસપાસનો સઘળો મુલક સાફ કરી દીધો. ખેતરોમાં એક કણસલું કે એક દાણો રહ્યો નહોતો, તેમ બીડમાં ઘાસનું એક તણખલું પણ રહેવા પામ્યું નહોતું; એટલું જ નહિ પણ છાંયો લેવા માટે એક ઝાડ પણ બાકી રહ્યું નહોતું! સ્પેનિશ લોકોને હાથ નેધર્લૅંડ જાય તે કરતાં એ આખો દેશ જળમય બનાવી દેવાનો માર્ગ અગાઉ જેમ વિલિયમ ઑફ ઑરેન્જે સ્વીકાર્યો હતો, તેમ આ વેળા ઝાંસીએ પણ ધીકતીધરાના માર્ગનું અવલંબન કર્યું હતું.

ઝાંસી હવે પ્રલયકારી યુદ્ધઘોષણાઓથી ધણધણી ઊઠ્યું; એના નેત્રમાંથી ક્રોધની અગ્નિજ્વાલાઓ ભભૂકવા માંડી! બાણપુરનો રાજા મર્દાનસિંહ, શાહગઢનો વિફરેલો રાજશ્રેષ્ઠ, હાથમાં લીલાં માથાં લઈ રણમેદાનમાં નીકળી પડેલા બુંદેલખંડના દૃઢનિશ્ચયી તાલુકદારો અને સરદારો, સહુ પોતપોતાનાં લશ્કરો સાથે ઝાંસીમાં એકઠા થયા; સઘળાઓ હવે યુદ્ધાવેશથી સળગી રહ્યા હતા. અને જુઓ, હવે

તો એ સઘળા સંગ્રામ–મહોત્સવની અધિષ્ઠાત્રી દેવી જાણે પ્રગટ અવતાર ધારણ કરી નીકળી પડી છે! સ્વાતંત્ર્યની કેન્દ્રભૂત ભાવના-સમી–સ્વરાજની સાક્ષાત્ તેજસ્વી મૂર્તિસમી એ પ્રગટી રહી છે! સ્વાતંત્ર્યનું એ જ સ્ફૂર્તિસ્થાન છે, સ્વરાજનું એ જ પ્રગટ રૂપ છે!

ધીકતીધરાને કારણે વેરાન બનેલા પ્રદેશમાં થઈ અંગ્રેજ સૈન્ય આખરે ઝાંસી આવીને ભિડાયું. સિંધિયા અને તહેરીના રાજાના ઉપકાર તો અંગ્રેજો માને તેટલા ઓછા છે, કેમકે ઘાસચારો, શાકભાજી, બળતણ વગેરેનો પૂરતો જથ્થો અંગ્રેજ લશ્કરને એમણે જ પહોંચાડ્યો હતો![2] મહારાણી! સિંધિયા જેવા આપ્ત લોકોએ જ્યારે તારો દ્રોહ કરવા માંડ્યો છે, તે જોતાં હવે વિજયની આશા બહુ ઓછી રહે છે. તો પછી સર્વનાશ થતો અટકાવવા તું અત્યારે જ અંગ્રેજોને શરણે કાં નથી જતી? શું કહ્યું? શરણે જાય? અને તે પણ ઝાંસીની રાણી? લક્ષ્મણ-રાવ પ્રધાન, મોરોપંત તાંબે, શૂરા સરદારો અને ઠાકોરો, તેમ જ સહુ ક્રાંતિકારી શૂરવીર ભાઈઓ! આ ક્ષણે હવે લડવું એટલે મૃત્યુને ભેટવું અને શરણે જવું એટલે શિરસલામત રાખવું એવો અર્થ થાય છે; બોલો, આમાંથી તમે કયો માર્ગ અંગીકાર કરશો?

ગીતાના શબ્દોમાં હજારો મોં વાટે ઝાંસીએ રણહાક બોલાવી જવાબ આપ્યો: "હરેક જન્મેલા માનવીને માથે મરણ તો નક્કી લખાયેલું જ છે. તો પછી પોતાની પવિત્ર પ્રતિજ્ઞાને માથે કલંક ચડાવવામાં શો અર્થ છે?"

આમ સ્વદેશની પ્રતિષ્ઠામાં કલંકનો કાળો ડાઘ ન ચોંટે તે અર્થે અંગ્રેજો સાથે લડી લેવાનો નિરધાર કરવામાં આવ્યો; અને ઝાંસી તેમ જ ઝાંસીની લક્ષ્મી ઉભય લડાઈ માટેની તૈયારી કરવામાં લાગી

૨. Mallesson's *Indian Mutiny*, Vol. V, page 110.

ગયાં. લશ્કરમાં શૂરા સિપાઈઓ ઘણા હતા, પરંતુ સાચા અનુભવી અને કસાયેલા સૈનિકોનો જ તોટો હતો. શિસ્તનો તો લગભગ અભાવ જ હતો. છતાં લશ્કરની સરદારી રાણીએ પોતે સ્વીકારી. કિલ્લાને દરવાજે દરવાજે અને બુરજે બુરજે ફરીને તે જાતે સઘળું તપાસતી હતી. તોપો માટેના બાંધેલા મોરચાઓ તે જાતે જોઈ લેતી; હોશિયાર નિશાનબાજ ગોલંદાજોની પસંદગી કરવામાં તે હમેશાં રોકાયેલી રહેતી. ને એમ કરીને ચેતનહીન બની ઠરી ગયેલાં અંતઃકરણોમાં પણ પોતાના અસરકારક વ્યક્તિત્વને લીધે તેણે સ્ફૂર્તિ અને ઉત્સાહ આણ્યાં. ઝાંસીના વિદ્વાન બ્રાહ્મણો ઝાંસીને જીત મળે એટલા માટે પ્રાર્થનાઓ કરતા હતા. યુદ્ધમાં ખપ લાગે તેવો દારૂગોળો અને સ્ફોટક દ્રવ્યો તૈયાર કરવામાં શહેરના કારીગરો રાતદિવસ મંડ્યા રહેતા હતા; ઝાંસીના પુરુષો તોપખાના ઉપર કામ કરતા, તોપોમાં દારૂ ઠાંસવામાં મદદ કરતા અને હાથમાં તલવારો લઈને ઝૂઝતા પણ હતા; તો ઝાંસીની સ્ત્રીઓ પણ જરૂર પડે ત્યાં દારૂગોળો પહોંચાડવાનું, તોપો માટે મોરચા રચવાનું ને બીજી શસ્ત્રસાધન અને સામગ્રી પહોંચાડવાનું કામ કરવામાં રોકાઈ જતી હતી.[૩] તા. ૨૩મીની રાત પડતાં જ આખા શહેરમાં રણવાદ્યો ગર્જી રહ્યાં, તથા કિલ્લા પર થોડી થોડી વારે સળગતી મશાલો દેખાવા માંડી. રક્ષકસૈન્યે થોડાએક ભડાકા પણ કર્યા. તા. ૨૪મીની સવાર પડી. હવે વિલંબ ન જોઈએ! 'ઘનગર્જ' તોપે કાન ફાડી નાખે તેવી મેઘગર્જના કરવા માંડી.

ઘેરાના પૂર્વાર્ધનું વર્ણન આ સ્થળે, તે વેળા જાતે હાજર રહેતા એક ગૃહસ્થે લખી રાખેલી હકીકતમાંથી જ ઉતારીએ છીએ.

"લડાઈની ખરેખરી શરૂઆત તો ૨૫મીથી થઈ. શત્રુએ રાતદિવસ

૩. "The women were seen working in the batteries carrying ammunitions etc." — Sir Hugh Rose.

તોપખાનાનો મારો ચાલુ રાખ્યો હતો. રાતમાં તો કિલ્લા પર અને શહેરમાં પણ ગોળાઓ પડતા હતા. એ દૃશ્ય જોવું ભારે ભયંકર હતું. પચાસ સાઠ પૌંડનો તોપનો ગોળો નાનકડા ટેનિસના દડા જેવડો જ છતાં ધગધગતા અંગારા જેવો દેખાતો. દિવસે આ ગોળાઓ આટલા સ્પષ્ટ રીતે દેખાતા નહિ, પણ રાત્રિ પડતાં જ તે ચોખ્ખા દેખી શકાતા, અને એથી રાત્રિ ભારે ભયાનક અને ભેંકારરૂપ ધારણ કરતી. તા. ૨૬મીએ દક્ષિણ દરવાજા પરનું તોપખાનું શત્રુઓએ —અંગ્રેજોએ ખોલતું બંધ કરી દીધું; પરિણામે ત્યાંનો સામનો પણ અટકી ગયો; તથા ત્યાંના રણમેદાનમાં લડનારાઓ પણ હિંમત હારી બેઠા. આથી પશ્ચિમના દરવાજા પરના તોપખાનાવાળા ગોલંદાજોએ તોપોનાં મોં ફેરવીને ચારે તરફ ગોળાઓ ફેંકવા માંડ્યા; ને ત્રીજે જ ધડાકે એણે અંગ્રેજ તોપખાનાના ગોલંદાજને ઠાર કર્યો. તુરત અંગ્રેજ તોપો ખોલતી બંધ થઈ. આ પરાક્રમથી ખુશી થઈને રાણીએ એ ગોલંદાજને ચાંદીનો તોડો ઈનામમાં આપ્યો. એ ગોલંદાજનું નામ ગુલામ ઘોશખાન હતું. નથ્થેખાન સાથેની લડાઈમાં પણ આ ઘોશખાને આવી જ તરેહનું પરાક્રમ કરી બતાવ્યું હતું.

"પાંચમે છટ્ઠે દિવસે ફરી પાછું આવું જ યુદ્ધ જામ્યું. રાણીના તોપખાનાએ પાંચ છ કલાક સુધી न भूतो न भविष्यति એવો પ્રલયકારી મારો ચલાવ્યો. એથી અંગ્રેજોને પારાવાર નુકસાન થયું. કેટલોએક વખત સુધી તો તેમની તોપો પણ બંધ જ રહી. પરંતુ પછી એકાએક અંગ્રેજોએ જોર દાખવ્યું, એટલે ઝાંસીનું લશ્કર ઢીલું પડ્યું અને તેમની તોપો અટકી ગઈ. આમ સાતમે દહાડે ઝાંસીની ડાબી બાજુની તોપ નકામી થઈ ગઈ, ને ત્યાંનો સામનો પણ થંભી ગયો. શત્રુની તોપોના અગ્નિવર્ષાવને પરિણામે મારો કરવાની ભીંત જ ઊખડી પડી. પરંતુ રાતોરાત કામળીઓ ઓઢાડી અગિયાર

કડિયા આણીને દિવસ ઊગે તે પહેલાં જ એ ભીંત પાછી પહેલાં હતી તેવી ચણી લેવામાં આવી. આમ ફરી ભીંત ચણાઈને તે પરથી પાછો તોપોનો મારો શરૂ થયેલો દેખતાં જ અંગ્રેજો આશ્ચર્યચકિત બની ગયા. એ વેળા અંગ્રેજ લશ્કરમાં પણ પુષ્કળ અવ્યવસ્થા થઈ પડવાથી એમને પણ ઘણું નુકસાન થયું, અને એમની તોપો પણ લાંબો વખત સુધી અટકી પડી.

"આઠમે દિવસે અંગ્રેજ લશ્કર શંકર–કિલ્લા તરફ ફર્યું. અંગ્રેજોની પાસે અદ્યતન અને ભારે કિંમતી દૂરબીનો હોવાથી તેની મદદ વડે તેમણે કિલ્લાની પાણીની ટાંકીઓ પર ગોળા ફેંકવા માંડ્યા. પાણી ભરવા આવેલા સાત માણસોમાંથી ચાર જણા તો ત્યાં જ ઠાર થયા અને બાકીના લોકો પાણીનાં બેડાં ત્યાં જ પડતાં મૂકી નાસી ગયા. ચાર કલાક સુધી પાણી ન મળવાથી નાહવાનું કે રોજનો બીજો વ્યવહાર અટકી પડ્યો. આથી પશ્ચિમ તેમ જ દક્ષિણ દરવાજા પરના ગોલંદાજોએ શંકર કિલ્લા પર આગ વરસાવતી અંગ્રેજોની તોપોને બંધ કરી દીધી, ત્યારે જ શહેરના માણસો ખાવા પીવા માટે પૂરતું પાણી મેળવી શક્યા. આંબલીઓની ઝાડીમાં દારૂ ખાંડવાનો દંગો હતો. દંગામાં બે મણ દારૂ ખંડાઈ રહે એટલે તુરત તેને ત્યાંથી ઉઠાવી ભોંયરામાં લઈ જવામાં આવતો. એ દારૂના દંગા ઉપર જ એક ગોળો આવી પછડાયો ને તેમાં ત્રીસ પુરુષો તથા આઠ સ્ત્રીઓ સળગી ગઈ. આ વેળા ખરેખર ભયંકર પ્રલય વ્યાપ્યો. તે દહાડો વળી બારે ગડબડ મચી રહી; ભયંકર યુદ્ધ મંડાયું હતું. લડવૈયાઓ જોરશોરથી બૂમો પાડતા હતા. બંદૂકો અને તોપોમાંથી છૂટતા ગોળાઓનો ભયંકર અવાજ થઈ રહ્યો હતો. ચોતરફ રણવાદ્યો ગરજી રહ્યાં હતાં. ધુમાડો તેમ જ ધૂળને લીધે આકાશ છવાઈ ગયું; બુરજ પરના કેટલા ય ગોલંદાજો અને કેટલા ય સિપાઈઓ ઠાર

થયા. તુરત જ એ સ્થળે બીજા સિપાઈઓ ગોઠવી દેવામાં આવ્યા. આ ધમાલમાં રાણી પોતે જાતે હાજર રહીને બધી ગોઠવણ નજરે જોતાં હતાં. બુરજે બુરજે તે જાતે ફરતાં હતાં, સિપાઈઓને જાતે હુકમો આપતાં હતાં તેમ જ મુશ્કેલીઓને દૂર કરવા તુરત પગલાં લેતાં હતાં. આથી સિપાઈઓમાં પણ અજબ ઉત્સાહ પ્રગટી નીકળતો, અને તેઓ પણ ભારે જોસ પર આવી લડવા તૈયાર થતા. આવા સખત અને અડગ સામના સામે કશું જોર ન ચાલવાથી અંગ્રેજો પાસે આટલી બધી તોપો અને દારૂગોળો હોવા છતાં તા. ૩૧મી માર્ચ સુધી તેઓ કિલ્લામાં દાખલ થઈ ન શક્યા."૪

પરંતુ એક પછી એક આવી રહેલી મુશ્કેલીઓથી ત્રાસી ઊઠેલી ઝાંસીની આ રણચંડી એક ખાસ દિશામાં આટલી બધી ઉત્સુકતાથી –આતુરતાથી શું જોઈ રહી છે ? જુઓ જુઓ, હવે તો તેના મોં પર આનંદની છટા પણ દેખાવા લાગી છે. સૈનિકો ! ઊઠો, અને લશ્કરી સલામી આપવા તૈયાર થાઓ. બજાવો એ રણવાદ્યો, અને ભારે રણગર્જનાઓથી આખું વાતાવરણ ધણધણી ઊઠે તેવો જયઘોષ કરો ! જુઓ, પેલો તાત્યા ટોપે પોતાના લશ્કર સાથે ઝાંસીની મદદ અર્થે આ બાજુ આવી રહ્યો છે ! ખરેખર, અંગ્રેજી લશ્કરની છાતી બેસાડી દેતો, અને ઝાંસીના સૈન્યને ઉત્તેજિત કરતો તાત્યા ટોપે લશ્કર સહિત આવી પહોંચ્યો હતો.

કાનપુરમાં વિંડહેમને હરાવ્યા પછી, કૉલીનના વિજયને અંતે ગંગા ઊતરીને તાત્યાએ શ્રીમંત નાનાસાહેબની છાવણીમાં પ્રવેશ કર્યો. ત્યાંથી નાનાસાહેબને ત્યાં જ રહેવા દઈ તાત્યા કાલ્પી નજીક જમુના પાર કરી ગયો. પેશ્વાએ પોકારેલા આ ક્રાંતિના–સ્વાતંત્ર્યપ્રાપ્તિના યુદ્ધમાં મદદ કરવાની ચરખારીના રાજાએ ના પાડવાથી પેશ્વાના

૪. શ્રી પારસનીસકૃત "ઝાંસીની રાણીનું ચરિત્ર" (મરાઠીમાં) પૃ. ૧૮૭ થી ૧૯૩.

સેનાપતિ તરીકે તાત્યાએ એની રાજધાની પર હુમલો કર્યો. એ દેશદ્રોહીને સારી પેઠે શિક્ષા કરીને તાત્યાએ તેની પાસેથી વીશ તોપો પડાવી તેમ જ ત્રણ લાખ રોકડ રૂપિયા પણ કઢાવ્યા. ત્યાંથી તાત્યાએ કાલ્પી તરફ પ્રયાણ કર્યું. એ સ્થળે ઝાંસીની રાણીએ મોકલેલો ઘેરા ઉઠાવવામાં મદદ કરવા આવી પહોંચવાનો સંદેશો—પત્ર તાત્યાને મળ્યો. તુરત જ કુલમુખત્યાર તરીકે રાવસાહેબ પેશ્વાને તાત્યાએ ચિઠ્ઠી મોકલી રજા માગી; એ રજા આવી મળતાં જ એણે અંગ્રેજોની પીઠ પર હલ્લો કરી તેને ઝૂડવાનો આદર કરી દીધો. અને એ રીતે તાત્યાને આવી પહોંચેલો જાણતાં જ રાણીના મોં પર આનંદની રેખાઓ ઊભરી રહી. નાનપણમાં બ્રહ્માવર્તના રાજમહેલમાં એ બંને જણાં બાળકરૂપે સાથે રમ્યાં હતાં; આજે રણભૂમિ પર તેમને સાથે રમત માંડવાની વેળા આવી હતી. ચોતરફ ફરી વળતી ભીષણ અગ્નિજ્વાળાઓની વચ્ચે બુરજ ઉપર ઝાંસીની રાણી ખડી હતી, તો બીજી બાજુ બાવીશ હજારના સૈન્ય સાથે તાત્યા બેટવા નદી નજીક આવી પહોંચ્યો હતો. તે બંનેની બાલરમતો લોકોએ કદાચ બહુ નહિ જોઈ હોય; પરંતુ તેમની આજની રણરમતો આખી દુનિયા અનિમિષનેત્રે જોઈ રહી!

આજના જેટલું વિશાળ સૈન્ય તાત્યા પાસે આ પહેલાં હતું નહિ; આટલી તૈયારીથી તાત્યાને આવતો દેખતાં જ અંગ્રેજો ભયથી ધ્રૂજી રહ્યા. એ વેળા અંગ્રેજ લશ્કર ખરેખર બહુ નાનું હોવાથી રણમેદાનમાંથી નાસી છૂટતાં તેમને ભોં ભારે થઈ પડત. સામે રાણી લક્ષ્મીબાઈ ઊભી હતી, તો પીઠ પાછળ પોતાના બાવીશ હજાર પંજાઓ ઉગામીને વિફરેલા વાઘસમો મરાઠો તાત્યા ટોપે ટાંપી રહ્યો હતો! ત્યારે ઝડપ મારીને તાત્યાએ હ્યુ રોઝને કાં ફાડી ખાધો નહિ? એ વાઘે છલંગ મારવાનો વિચાર તો રાખ્યો જ હતો, પરંતુ તેના

બાવીશ હજાર પંજા જ અણીને ટાણે ઢીલા થઈ ગયા! અને પંજા-વિહોણો વાઘ ભલે વિફર્યો હોય તોપણ એનાથી શું થઈ શકે તેમ હતું? ઓહ, બેટવા નદી પર ક્રાંતિકારી લશ્કરે પોતાના બાયલા-પણાનું મોટામાં મોટું શરમજનક પ્રદર્શન કરી બતાવ્યું! આગલા ભાગમાંથી ઝાંસીની રાણીએ અને પીઠ પાછળથી તાત્યા ટોપેએ હલ્લો કરવાની વ્યૂહયોજના ખરેખર ચતુરાઈભરી હતી. પરંતુ નિરાશા-માંથી જન્મેલા ક્રોધના માર્યા અંગ્રેજોએ તાત્યા પર હલ્લો કર્યો તથા ઝાંસી ઉપર તોપોની લાય વરસાવવા માંડી. આમ થવાથી હલ્લો કરવા આવતા લશ્કરના બંને પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા. શિવાજી મહારાજના માવળાની પેઠે અગર તો કુમારસિંહના ચુનંદા સૈનિકોની પેઠે તે વેળા જો એક પણ જીવસટોસટનો હલ્લો અંગ્રેજો પર લાવવામાં આવ્યો હોત, તો યુનિયન જેક અને તેના અનુયાયીઓનાં શબોના ઢગલા પર ગીધડાંઓ ખરેખર ભારે મજેથી ઉજાણી ઉડાવી શકત! પરંતુ અંગ્રેજોના તીરસમા ધસારા સામે ક્રાંતિકારીઓ નામર્દ નીકળ્યા; તેમાંથી કોઈ લડાઈ કરવા તૈયાર થયો નહિ! બીજી પાસ ઝાંસી તરફથી પણ (એમાં નીચ વિશ્વાસઘાત હતો એમ માનવું કે ડર-પોકપણું હતું એમ ધારવું?) એકે ય તોપનો ગોળો છૂટ્યો નહિ. આથી લશ્કર તેમ જ સેનાપતિ સહુને હારી જઈને મેદાનમાંથી નાસી જવું પડ્યું. આ વેળા અપરંપાર યુદ્ધસામગ્રી અંગ્રેજોને હાથ આવી. તાત્યાની બધી તોપો અંગ્રેજોએ તાબે કરી લીધી; તથા માત્ર પીછો મૂક્યો તેમાં પણ ક્રાંતિકારીઓના પંદરસો માણસો મરાયા. એક હજાર અને પાંચસો આદમી ઠાર થયા? મૂર્ખાઓ અને બાયલા નહિ તો! નાસી જઈને બીકણને મોતે મરવા કરતાં તમે કશું ન કરતાં માત્ર સામે મોંએ સર હ્યુ રોઝના લશ્કર પર કૂચ કરી ગયા હોત તોપણ હ્યુ રોઝના લશ્કરનો નિકાલ આણી દેત, અને બરેલીના મરદશાહીદો જેવું નામ કાઢત—અને કીર્તિ અમર બની જાત! છતાં

પરમાત્મા તમને મારી બક્ષે એમ ઇચ્છીએ! તમારા પ્રત્યે અમને આદરભાવ પેદા નથી થતો તોપણ અમારા દિલમાં કરુણા તો જરૂર પેદા થાય જ છે! તમે ગમે તે રીતે મૃત્યુ પામ્યા હો, તોપણ તમારું મૃત્યુ દેશ કાજે થયાનું તો અવશ્ય નોંધાયું જ! કાંઈ નહિ તો તમારા એ મૃત્યુ પછી પણ અમારા દેશભાઈઓ એક ધડો તો લેવાના જ કે જીવવાની આશાએ નાસી જનારાઓ આખરે મૃત્યુના મોંમાં જ ફસાય છે, જ્યારે મૃત્યુને ભેટવા આતુર થઈને જેઓ રણમેદાનમાં ઊતરી પડે છે તેઓ જ ખરેખરા અમરપણાને પામે છે!

અને રાણી લક્ષ્મીબાઈ પણ મૃત્યુને ભેટવાને ઇરાદે જ ઝૂઝી રહી હતી. તો પછી એ સરદારો, ઠાકોરો અને સિપાઈઓ અધવચથી જ કાં હાથપગ જોડીને ઢીલા થઈ ગયા? તાત્યા ટોપે મદદ કરવા આવી પહોંચશે એ આશામાં નવ દિવસ અને નવ રાત્રિઓ સુધી ઘણેણી રહેલી તોપોના અગ્નિગોળા સહીને તેં સામનો ચાલુ રાખ્યો! એને આવી પહોંચેલો દેખતાં જ હર્ષની એક આછી રેખા તારા મોં પર ચમકી ઊઠી-આનંદનો ઝીણો લલકાર તારા મોં વાટે નીકળી ગયો! પરંતુ તા. ૧લીના રોજ તાત્યાને મળેલી સજ્જડ હાર પછી એ આનંદ જ નહિ પરંતુ વિજયની સઘળી આશા ઊડી ગઈ! અને જે અપાર યુદ્ધસામગ્રી મેળવવા અર્થે હજારો લોકોના પ્રાણનાં બલિદાનો દેવાયાં હતાં તે સહેલાઈથી અને જેમની તેમ શત્રુને હાથ જઈ પડી! તાત્યાની તોપો તેમ જ સઘળો દારૂગોળો પણ શત્રુઓ ઉઠાવી ગયા. એ બધું ખરું. પણ તેમાં આ બાયલાપણું અને નિરાશા શાં? વિજયી વીરનરો તરીકે જીવવાનું શત્રુઓ તમારે માટે અશક્ય કરે એ બનવા જોગ હોય, તોપણ માનવંતા મૃત્યુને ભેટવાનું સદ્‌ભાગ્ય તમારાં પાસેથી એ કોઈ રીતે છીનવી શકે તેમ નથી! માટે હવે નિરાશ

થવાનું અગર ડરી જવાનું છોડી દ્યો. સાવધાન! ઝાંસીની રણ-ચંડીની તીક્ષ્ણ વાણી તમે સાંભળી? ત્યારે સાંભળો—

"ભાઈઓ! ઝાંસીએ આજ સુધી જે લડત ચલાવી છે તે પેશ્વા પર આધાર રાખીને નથી જ ચલાવી; અને હજુ પણ લડત ચાલુ રાખવી હોય તો પેશ્વાની મદદની ઝાંસીને ગરજ છે એવું તો ન કહેવાય! આજે ભારે વખાણવાલાયક શૂરવીરતાથી, ધીરજથી, નીડરતાથી, સ્વાભિમાનપૂર્વક તમે સહુ ઝૂઝયા છો. હવે પછી પણ એવા જ નિરધાર સાથે પ્રાણની પણ પરવા કર્યા વિના તમે લડો એવું મારું તમને આગ્રહભર્યું આહ્વાન છે!"

શૂરવીરો! તો હવે પ્રાણની પરવા કર્યા વિના રણમેદાનમાં કૂદી પડો! રણવાદ્યો, ભેરીઓ, રણશીંગાઓ બધામાંથી એકસામટો રણ-ઘોષ સુણાવવા માંડો. આકાશે પહોંચતી યુદ્ધઘોષણાઓ તેમ જ તોપોની પ્રચંડ ધણધણાટીથી ગગનમંડળ ભલે ભેદાઈ જતું!

તા. ૩જી એપ્રિલના સૂર્યોદય સાથે અંગ્રેજોએ ઝાંસી પરના આખરી હલ્લાની શરૂઆત કરી દીધી. હવે તો શત્રુ ચારે બાજુએથી દબા-વતો આવે છે, માટે આગળ પાછળનો કશો વિચાર કર્યા વિના તેના પર તૂટી જ પડો! જુઓ, હાથમાં ખડ્ગ સાહીને એ રણચંડી સજ્જ થઈને ઊભી છે! પોતાની વીરતા પર આખરી કલશ ચડાવવો હોય તેમ જુઓ, તે વીજળીની ત્વરાથી પોતાના લશ્કરમાં સઘળે ઘૂમી રહી છે! જુઓ જુઓ, એ રણદેવતા હવે સિપાઈઓમાં અનેરો ઉત્સાહ આણતી ચમકી રહી છે—કોઈને હાથમાંનાં સોનાનાં કડાં કાઢીને ભેટ આપે છે તો કોઈને કિંમતી વસ્ત્રો આપે છે; કોઈને પોતાના મૃદુ સ્પર્શથી રણે ચડવા પ્રેરે છે તો કોઈને માત્ર હાસ્યથી જ વારતાનો પાનો ચડાવી રહી છે! ચાલો તો હવે ગુલામ ઘોશખાન અને ખુદાબક્ષખાનની ગોલંદાજીની ધમાચકડીનો પ્રલયકારી

હાથ તેમને ચાખવા દો! શત્રુએ હવે મુખ્ય દરવાજે હલ્લો કર્યો છે, અને જુદી જુદી આઠ જગોએ એણે સીડીઓ માંડી મોરચાઓ ગોઠવ્યા છે. બોલો: "હર હર, મહાદેવ!" તુરત જ કિલ્લામાંથી, રાંગેરાંગેથી, બૂરજે બૂરજેથી, અરે ઘેરેઘેરથી ગોળીઓનો વરસાદ મંડાયો. તોપોનાં લાંબાં અને ઊંડાં ઉદરમાંથી ભયંકર અગ્નિગોળા ફીંકાઈ રહ્યા છે. આ તુમુલ યુદ્ધમાં આ તે શું રણચંડી ઊતરી આવી છે કે સાક્ષાત્ રણદેવતા-કાલીમાતાએ જ માનવી રૂપ ધારણ કર્યું છે? "મારો ફિરંગી કો!" "હર હર મહાદેવ!" ત્યાં તો લેફ્ટેનંટ ડિક અને કર્નલ મેક્લિન્જીન કિલ્લાની દીવાલે સીડીઓ માંડીને પોતાના માણસોને સાદ પાડતા દેખાયા. ધુડુમ, ધુડુમ! ધડ, ધડ! પળવારમાં જ એ સાહસી અંગ્રેજ સૈનિકો મૃત્યુની કરાલ દાઢોમાં કચરાઈ ગયા! પાછળ કોણ આવે છે? લેફ્ટેનંટ બોનસ અને લેફ્ટેનંટ ફૉક્સ તો નહિ? શૂરાઓ! તમે શું મૃત્યુને ભેટવા અતિ ઉતાવળા થયા છો? ભલે, તો તમારી એ ઇચ્છા પૂરી કરવામાં આવશે. સૂ...સૂ... ને તેઓ પણ મૃત્યુને ભેટયા! ભારે મહેનત કરીને સડસડાટ સીડીઓ ચડી આવનારા એ ચારે મરદો ગોળીઓથી વીંધાઈ ને નીચે પટકાયા; તેમણે માંડેલી સીડીઓ ધ્રૂજવા માંડી; અરે, ગોરા સૈનિકોના ભારથી એ વાંકી વળી ગઈ, ને આખરે ભાંગી પણ ગઈ. અંગ્રેજોએ પીછેહઠનું બ્યૂગલ વગાડયું. લશ્કર પાછું ફર્યું અને સોહજેરો પથ્થરો પાછળ તેમ જ મોટી તરાડોમાં સંતાતા છૂપાતા ત્યાંથી નાસી છૂટયા![૫]

૫. No sooner did we turn into the road leading towards the gate, then the enemy's bugle sounded, and a fire of indescribable fierceness opened upon us from the whole line of the walls and from the tower of the fort overlooking this site. For a time it appeared like a sheet of fire, out of

મુખ્ય દરવાજે આવી તરેહનો સખ્ત સામનો મંડાયો હતો. પરંતુ પેલા દક્ષિણ તરફના બુરજ પરથી આ કરુણ ચીસ કોની સંભળાય છે? નીચતાભરી નિમકહરામીએ 'મોરચા' દરવાજે કાંઈ દગોફટકો રમવાનો તો આરંભ નથી કર્યો? હાય, કમનસીબી! એમ જ બન્યું હતું. એમ કહેવાય છે કે ફૂટેલા માણસોની મદદ વડે અંગ્રેજોએ દરવાજાનો કબજો લીધો ને ગઢ પરથી જોસ કદમ કરતા તેઓ સીધા અંદર પેઠા. એ દહાડો મરવું અગર મારવું એ વિના બીજી કોઈ વાત કોઈને મોંએ સંભળાતી નહોતી! એક વાર શહેરમાં દાખલ થયા પછી અંગ્રેજોએ તેનો કોઈ ખૂણો પણ ખાલી રહેવા ન દીધો. લોહીની તો નદીઓ વહેવા માંડી. એકેએક અગત્યનું સ્થાન તાબે કરતા, ગોળીઓની ઝડી વરસાવતા અને ભયંકર કાપાકાપી કરતા અંગ્રેજો રાજમહેલ સુધી પહોંચી ગયા. રાજમહેલ તોડીને તેમણે હજારો રૂપિયાની લૂંટ ચલાવી, રક્ષકોને કાપી નાખ્યા અને મકાનોનો ભાંગીને ભૂકો કર્યો. હાય, આખરે ઝાંસી અંગ્રેજોને હાથ પડ્યું!

બુરજ ઉપર ઊભા રહી રાણીએ એક વાર આખા ઝાંસી ઉપર નજર ફેરવી લીધી. દક્ષિણ દરવાજે મચી ગયેલા ભયંકર સંહાર

which burst a store of bullets, round shots, and rockets destined for our annihilation .....But the fire of the enemy waxed stronger, and amidst the chaos of sounds, of volleys, of musketry and roaring of cannon, hissing and bursting rockets, stink-pots, infernal machines, huge stones, blocks of wood and trees, all hurled upon our heads. It seemed as though Pluto and Furies had been loosened upon us, carrying death amongst us fast. At this instant a bugle sounded on our right for the Europeans to retire " — Lowe's *Central India*, page 254.

અને પથરાયેલ હાહાકારનું ભીષણ દૃશ્ય તેની આંખ સામે ખડું થયું. શત્રુઓએ આખરે તેનું ઝાંસી પાદાક્રાંત કર્યું હતું ! રાણીની આંખો લાલ અંગારા સમી બની ગઈ; ક્રોધ અને વૈરાગ્નિથી જાણે તેનું મગજ ભમી જવા લાગ્યું. તલવાર હવામાં વીંઝતી પોતાના હજાર દોઢ હજાર જેટલા માણસો સાથે લઈને તે કિલ્લામાંથી એટલી તો વેગભેર બહાર નીકળી ગઈ કે પોતાનાં બચ્ચાંનું વેર લેવા માટે વાઘણ પણ એટલી ચપળતાથી ભાગ્યે જ નીકળે ! દક્ષિણ દરવાજે ગોરી પલટનો ખડી હતી. રાણીએ તેમાં પવનવેગે ધસારો કર્યો. તલવાર સાથે તલવાર અફળાઈ, અને સખ્ત મારામારી તેમ જ કાપાકાપી જામી પડી. અનેક અંગ્રેજોને કાપી કાઢવામાં આવ્યા; અનેક શહેર તરફ નાસી ગયા અને કેટલાક મળ્યું તેની ઓથે સંતાઈને ગોળીઓ વર્ષાવવા લાગ્યા. ફિરંગીઓનું લોહી છંટાયેલું દેખીને એ કોપાવિષ્ટ કાલીનો ક્રોધ કંઈક અંશે ઓછો થયો ! કિલ્લાથી આટલે દૂર એકલાં એકલાં લડવામાં ડહાપણ નથી એ તેણે તુરત પારખી લીધું. પરંતુ તેણે તાજા જ બતાવેલ શૌર્યના – એ અપ્રતિમ સાહસના પડઘા શહેરની શેરીએ શેરીએથી ગાજી ઊઠ્યા. આખું ઝાંસી લોહીથી રંગાઈ ગયા છતાં રાજમહેલના પચાસ ખાસદારોએ ઘોડાર ખાલી કરવાની ચોખ્ખી ના સંભળાવી. 'શરણ' જેવો શબ્દ તેમની પાસે હતો જ નહિ ! જેટલા શત્રુઓને કાપી શકાય તેટલાઓને ગુસ્સામાં કાપી નાખ્યા પછી જ એમાંનો એકેક આદમી વારાફરતી ત્યાં જ મરણને ભેટ્યો; ને તે પછી જ એ ઘોડાર શત્રુઓને હાથ આવી શકી ! દરમિયાન અંગ્રેજોએ આખું ઝાંસી પાયમાલ કરી દીધું હતું. પાંચ વરસના બાળકથી માંડીને એંશી વરસના ડોસાડગરા સુધી જે કોઈ માનવી હાથ આવ્યું તેના ટુકડા ઉડાવી દેવામાં આવ્યા. આખું શહેર જલાવી દેવામાં આવ્યું. ઘાયલ બની મૃત્યુને માર્ગે પળી રહેલાઓની કરુણ આર્ત ચીસોથી

ઝાંસીનું વાતાવરણ વધારે ભયાનક બની રહ્યું : કષ્ટની એક અતિ ઊંડી આહ ઝાંસીના મોંમાંથી જાણે નીકળી ગઈ!

કિલ્લાના બુરજ પર ઊભા રહી એ હૃદયદ્રાવક દૃશ્ય જોતાં જ શોકાવેગથી રાણીની આંખે આંસુ છલકાયાં—ઝાંસીની રાણી રડી રહી! એ સુકુમાર સુંદર નેત્રો રુદનથી આરક્ત બન્યાં. 'મારા ઝાંસીની આ દશા?' તેણે ઊંચે નજર ફેંકી તો પોકાર કરી પરતંત્રતાની જાહેરાત કરતો ફિરંગીઓને ઝંડો કિલ્લાને માથે ઊંડી રહ્યો હતો! પણ એટલામાં તો એ આંસુભર્યાં નેત્રોમાંથી કોઈ અસાધારણ તેજ ચમકી રહ્યું દેખાયું! તેની હિંમત, તેની દૃષ્ટિ, તેનું હૃદય સર્વને ધન્ય છે! હજારો વાર ધન્ય છે! પણ અરે, આ ઘોડેસ્વાર આટલો વેગભેર તેના તરફ શા માટે દોડ્યો આવે છે? પાસે આવતાં જ મુજરો કરી એણે સંદેશો આપ્યો: "મહારાણી દેવી! કિલ્લાના મુખ્ય દરવાજાનું રક્ષણ કરનારા આપના શૂરા અને મુલ્કમશહૂર ગોલંદાજો સરદાર કુંઅર ખુદાબક્ષ અને ગુલામ ઘોશખાન મૃત્યુને ભેટયા છે." દુઃખમાં ડૂબેલા રાણીના અંતર પર આ જબરો આઘાત હતો! દુઃખોની શી પરંપરા ખડકાઈ રહી હતી! દોડતા આવેલા એ વૃદ્ધ સરદારને રાણીએ જણાવ્યું: "બાકી રહેલો સઘળો દારૂગોળો સળગાવી દઈને હું મારે હાથે જ આખા કિલ્લાને ઉડાવી દેવા માગું છું!" જરીપટકા—ભગવા ઝંડા સાથે જ મહારાણી ઘૂમી શકે: કાં તો સિંહાસન પર અને નહિ તો આખરે ચિતાગ્નિ પર!

એ સાંભળી એ વૃદ્ધ સરદારે શાંતિથી જવાબ વાળ્યો: "મહારાણી દેવી! હવે આ ક્ષણે અહીં વધારે વખત થોભવું ભારે જોખમકારક બનતું જાય છે. માટે મહારાણીજીએ આજે રાતમાં જ છટકી જઈને કિલ્લામાંથી નાસીને પેશવાને જઈ મળવું એ જ સૌથી સારો માર્ગ છે. મૃત્યુ જો માર્ગમાં જ ભેટવા આવે તો પડખે લટકતી

અસિલતા દ્વારા આ પુણ્યપાવન રણક્ષેત્રમાં જ સ્વયં રક્તસ્નાન કરી લેવું કે સ્વર્ગે સંચરવામાં વિલંબ ન થાય!" જવાબમાં લક્ષ્મીબાઈએ જણાવ્યું : "રણક્ષેત્રમાં મૃત્યુને ભેટવા તો હું તૈયાર જ છું. પરંતુ પાછળ રહેતા આ માટીના દેહને શત્રુઓ રંજાડશે એનો હું વિચાર કરી રહી છું!" "આપના દેહને રંજાડે?" રાજસભાના સઘળા સરદારો એકીસાથે બોલી ઊઠ્યા. "અશક્ય! જ્યાં સુધી અમારા દેહમાં પ્રાણ છે, જ્યાં સુધી અમારામાંથી એક પણ આદમી જીવતો છે, ત્યાં સુધી મહારાણીના પવિત્ર દેહને હાથ સરખો લગાડવાની હિંમત કોણ આચરી શકે છે તે અમે જોઈ લઈશું!"

"ભલે ત્યારે!"

અને નક્કી કર્યા પ્રમાણે રાત્રિના ઓળા ઊતરવા માંડતાં જ પોતાના પ્રિયજનોની આખરી· પ્રેમવિદાય અને શુભેચ્છાના આશીર્વાદો સાથે રાણીએ પગલાં ઉપાડ્યાં. આજે રાણી ઝાંસી છોડીને ચાલી જાય છે—એની એ વિદાય આખરી વિદાય તો નહિ નીવડે? આ સકારણ ભયને લીધે લોકોની આંખો આંસુઓથી ભીની બની—સહુની આંખે ચોધાર આંસુ વહેવા માંડ્યાં. સાથે થોડાએક ચુનંદા સવારો તેણે રાખી લીધા. જરજવાહીરથી લાદેલો એક હાથી વચ્ચે રાખી "હર હર મહાદેવ!"ના ઘોષ સાથે રાણી કિલ્લો ઊતરી આવી. એ વેળા તેણે પુરુષવેશ ધારણ કર્યો હતો. અંગ પર જાળીનું પોલાદી બખતર, કમરપટ્ટામાં જમિયો, કમરે 'બીજલી' તલવાર, ખોળામાં ચાંદીનો પ્યાલો અને પીઠ પર રેશમી શેલામાં વીંટીને બાંધેલો વહાલો દત્તક પુત્ર દામોદર : આ તેનો દેખાવ હતો. ઉત્તરને દરવાજે આવી પહોંચતાં ત્યાંનો પહેરેગીર તેહરીના દેશદ્રોહી લશ્કર માંહેનો જ સિપાઈ હતો એમ જણાયું. "તમે કોણ છો? અને ક્યાં જાઓ

છો ?" એવા સવાલના જવાબમા "આ લશ્કર તો તેહરીનું છે અને સર હ્યુ રોઝની મદદ અર્થે જાય છે " એવો ટૂંકો જવાબ મળ્યો આટલા જવાબથી પહેરેગીરને સતોષ થયો, ને રાણી ત્યાથી નાસી છૂટી આગળ જતા ફરી આવા જ ટૂંકા જવાબ આપી તેણે અંગ્રેજ ચોકીદારોને પણ ફસાવ્યા, ને તુરત આગળ ચાલી નીકળી શત્રુઓની છાવણીમાથી રાણી પોતે, સાથે એક દાસી, એક બારગીર અને અંગરક્ષક તરીકે દસબાર ઘોડેસ્વારો સાથે છટકીને મઉળ કાલ્પી તરફ જવા નીકળ્યુ પણ છાવણીમા આગળ વધતા તેની સાથેના ઘોડેસ્વારોને અંગ્રેજોએ પકડયા અને બંને વચ્ચે બરાબરની લડાઈ જામી પડી મોરોપત તામે ઘાયલ થયો હોવા છતા તે દાતિયા સુધી જઈ શક્યો પરંતુ તે રાજ્યના દેશદ્રોહી નીચ દીવાને તેને પકડીને અંગ્રેજોને હવાલે કર્યો, જેમણે તેને આગળ જતા ફાસીએ લટકાવ્યો.'

રાણી લક્ષ્મી ! ઘોડાને એડી લગાવી હવે એને પવનવેગે જવા દે ! કેમકે ચુનંદા ઘોડેસ્વારો સાથે લેફટેનટ બોકર તને પકડી લેવા તારી પીઠ પાછળ જ દોડયો આવે છે ! અને આવુ પવિત્ર વજન ઊંચકી જવાનુ સદ્ભાગ્ય મેળવનાર ઓ અશ્વશ્રેષ્ઠ ! તુ પણ હવે ચારે પગે તીરવેગે દોડવા માડ ! ભારતભૂમિના બોલતા ચાલતા માનવ પ્રાણીઓ તો ભલે નીચ અને માતૃદ્રોહી નીવડે, પણ ઓ મૂગા પ્રાણી ! આ પ્રસગે મારી નહિ તો તું તો અવશ્ય વફાદાર રહેજે ! ઓ રજનીદેવી ! મહારાણી લક્ષ્મી અને તેના શત્રુઓની વચ્ચે તુ તારા ઘેરા અંધારાના પડદા નાખી દેજે ! પવનને પણ પાછળ રાખે એવી ગતિથી દોડનારા ઓ અશ્વરાજ ! મહારાણીને તું ફૂલની જેમ ઊંચકીને લઈ જજે રાજમાર્ગો ! રાણીના રસ્તામા તમે કોઈ જાતની અડચણ રહેવા ન દેશો તારાગણો ! તમે શત્રુઓને માટે આગ પ્રકાશિત ન કરશો એટલુ આછુ અને શીતળ તેજ પાથરજો કે

ફૂલ સમી આ નાજુક અને સુકુમાર સૌંદર્યમૂર્તિમાં તમારાં અમૃત સરખાં કિરણોથી નવું ચેતન આવે! જુઓ જુઓ, હવે પૂર્વ દિશા આરક્ત બનવા લાગી છે. ને હવે રાત આખી પવનવેગી અશ્વ પર બેસીને ભ્રમણ અર્થે નીકળી પડેલી ઓ સ્વાતંત્ર્યદેવી! આ ભાંડેર ગામને પાદર તું જરા વિશ્રાંતિ લે; ત્યાંનો મદદકારી તારા પ્રિય દામોદરને થોડું ખવરાવશે પણ ખરો.

સવારનો નાસ્તો ઉકેલીને તુરત જ રાણીએ પાછો કાલ્પીનો પ્રવાસ આરંભ્યો. અરે! પણ આ પાછળ ધૂળના ગોટા શાના જણાય છે? લક્ષ્મીદેવી! હવે ઘોડાને જરા વધારે એડી લગાવ, અને વહાલા દામોદરને સાચવીને ઘોડાને પૂરપાટ જવા દે! હવે તો તલવાર ખેંચી તૈયાર થઈ જા; જો પેલો બોકર હવે લગોલગ આવી પહોંચ્યો છે! પણ આ જીવ સટોસટના પીછાનું પરિણામ શું આવી શકે તેનો અનુભવ તેને ચાખવામાં ક્યાં વિલંબ થવાનો છે? બોકર! વીજળીના ચમકારાને હાથેથી પકડવાની મૂર્ખાઈ તું શા માટે આદરી બેઠો છે! રાણીની તલવારના એક જોરદાર અને લાંબા ફટકા સાથે બોકર ઘોડા પરથી ગબડી પડ્યો! તે સાથે જ દસપંદર ઘોડેસ્વારો અને પીછો પકડી રહેલા અંગ્રેજોની ઝપાઝપી શરૂ થઈ. પણ પહેલે ઝપાટે લક્ષ્મીબાઈએ બોકરને જ રંગદોળ્યો હોવાથી તેના મૂઠીભર લોકોએ પીછો આવવાનું છોડી નાસી જવાનું જ પસંદ કર્યું. આખરે માતૃભૂમિની તલવાર જ યશસ્વી નીવડી અને અસાધારણ તેજથી ચમકી ઊઠી! આકાશમાર્ગે સૂર્યભગવાને અને પૃથ્વીતળ ઉપર રણચંડી લક્ષ્મીબાઈ બંનેએ પોતાનો માર્ગ આગળ આક્રમવો શરૂ કર્યો. મધ્યાહ્ન થયા છતાં રાણી અટકી નહિ. સાંજ પડી અને ગગનમંડળે તારાગણોનો ચંદરવો બાંધી દીધો. છતાં ગઈ કાલ રાતની પેઠે આજે રાત્રે પણ તારામંડળે રાણીને ઘોડા પર સતત પ્રવાસ કરતી જ નીરખ્યા

કરી. આખરે મધરાતે રાણીએ કાલ્પીમાં પ્રવેશ કર્યો. પોતાની પીઠ પર ભારે મૂલ્યવાન ચીજ છે એ જાણે સમજીને જ ઘોડાએ એને સહીસલામત કાલ્પી સુધી આણવા માટે મહા પ્રયત્ને પ્રાણ સાચવી રાખ્યા હતા! રાણીને કાલ્પી સહીસલામત ઊતરેલી દેખતાં જ એણે ભૂમિશયન કર્યું! રાણીને એ ઘોડો ઘણો પ્યારો હતો. તુરત જ છ માણસો એની સારવારમાં રોકાઈ ગયા. કષ્ટ કાર્ય પાર પાડનાર આવા નિમકહલાલ પ્રાણીની સ્મૃતિ પણ ચિરંજીવ જ રહે ને!

મળસકું થતાં સુધી રાણીએ આરામ કર્યો. સવારમાં રાવસાહેબ પેશ્વા અને રાણીની અતિ હૃદયસ્પર્શી મુલાકાત થઈ. બંનેને પોતાના પ્રતાપી પૂર્વજોનું સ્મરણ થઈ આવ્યું. જે પૂર્વજોએ અશક્યપ્રાય સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી, તેમનાં વીરતાભર્યાં કાર્યોના સ્મરણથી બંનેના દિલમાં અજબ સ્ફૂર્તિ પેદા થઈ. મરાઠી સામ્રાજ્યનો વિજયી ઝંડો અટકને પેલે પાર પહોંચાડવામાં સિંધિયા, હોળકર, ગાયકવાડ, બુંદેલા અને પટવર્ધન સમા શાર્દૂલવિક્રમશાલી સાથીઓએ સ્વરાજ અર્થે પ્રાણાર્પણ કર્યાની એ સિદ્ધિ હતી એનું પણ એમને સ્મરણ થઈ આવ્યું. પરિણામે જે સ્વરાજ અને વિજયી ભગવા ઝંડા (જરીપટકા) અર્થે પૂર્વજોએ પોતાનાં લોહી રેડ્યાં હતાં તેની ખાતર આજે સ્વદેશનો વિનાશ કરી રહેલા શત્રુઓ સાથે પ્રાણ જતાં સુધી લડી લેવાના તેમણે શપથ લીધા!

અંગ્રેજોનાં બે લશ્કરો તૈયાર થયાં હતાં, તથા તે પૈકીના સર હ્યુ રોઝની સરદારીવાળા વિભાગે ઝાંસી જીતી લીધું હતું, એ હકીકત આપણે જોઈ ગયા છીએ. ઝાંસી પડતાની સાથે જ ત્યાં ભારે ગજબનાક ઘમસાણ મંડાયું. નાદીરશાહને પણ લજવે એવી ભયંકર લૂંટફાટ, મંદિરો અને મૂર્તિઓનો વિનાશ, અને સ્ત્રીઓ તથા બાળકોની બેફામ કતલ, વગેરે અત્યાચારોનો તો કોઈ નેડો ન રહ્યો. આ ભીષણ સંહાર પછી બ્રિટિશ લશ્કરે કાલ્પી જઈ ત્યાંની લડાઈમાં જોડાઈ જવાનું હતું. આ આખરી કાર્યક્રમ પાર પાડવાની જવાબદારી બ્રિગેડિયર વ્હિટ્લોકને સુપરત કરવામાં આવી હતી. બ્રિગેડિયર વ્હિટ્લોકે પોતાની કાર્યસિદ્ધિ અર્થે સાથે યુરોપિયન પલટનો, મદ્રાસની હિંદી પલટનો, ગોરું તેમ જ દેશી ઘોડેસ્વાર લશ્કર અને સુસજ્જ તોપખાનું લઈને ૧૦મી ફેબ્રુઆરીના રોજ જબલપુરથી પ્રયાણ આરંભ્યું. તેણે સાગરમાં વિજયપ્રવેશ કર્યો; ચોર્છાનો રાજા પણ તેને ત્યાં જ આવીને મળ્યો. એ પ્રાંતમાં ક્રાંતિકારીઓનો મુખ્ય આગેવાન બાંદાનો નવાબ હતો. વ્હિટ્લોકના લશ્કરે પહેલાં તો તેના પર હલ્લો કર્યો. ક્રાંતિની શરૂઆતમાં ઝાંસી, સાગર તેમ જ અન્ય સ્થળોએ ભયંકર કતલો ચાલેલી હોવાથી ત્યાંના યુરોપિયનો પોતાના પ્રાણની રક્ષા અર્થે ગમે ત્યાં નાસી છૂટતા હતા; તે વેળા આ નવાબે જ તેમને પોતાના મહેલમાં રાખી આશરો આપ્યો હતો. પરંતુ એક બાજુ તે આશરે આવેલા અંગ્રેજોનું રક્ષણ કરી રહ્યો હતો, તો બીજી બાજુ ક્રાંતિના ભયંકર આઘાતથી ખોખરી બની ગયેલી બ્રિટિશ સત્તાને ઉખેડીને ફેંકી દેવા અર્થે તેના પ્રયત્નો સતત ચાલી રહ્યા હતા. છેક શરૂઆતથી જ તેના રાજ્યમાંથી પરતંત્રતાનાં દ્યોતકસમાં જે કંઈ ચિહ્નો-અવશેષો હતા તે સઘળાનો વિનાશ કરી દેવામાં આવ્યો હતો; પોતાના રાજ્યમાં તે સ્વતંત્ર રાજા તરીકે હવે અમલ ચલાવતો હતો. બ્રિટિ-

શોને પોતા પર ચડી આવેલા દેખતાં જ લોકોના દબાણને કારણે અને તેમની જ મદદ વડે તેણે લડવાની તૈયારી કરી લીધી. બંને લશ્કરો વચ્ચે નાની મોટી ઘણી ઝપાઝપીઓ થઈ, પણ આખરે નવાબ હારી ગયો, તથા લશ્કર સાથે તે કાલ્પી તરફ નાસી છૂટ્યો. વિજયી વિટ્લોક તા ૧૯મી એપ્રિલના રોજ બાંદામાં દાખલ થયો. ત્યાંથી કીર્વીના રાવ ઉપર ચડાઈ કરવાની તેની યોજના હતી.

કીર્વીના રાવ માધવની ઉંમર ફક્ત દસ વર્ષની હતી, અને એની સગીર વયને કારણે રાજ્યની વ્યવસ્થા અંગ્રેજો જ કરતા હતા. આ રાવ માધવ બાજીરાવ પેશ્વાનો એક નજીકનો સગો થતો હતો. ઈ. સ. ૧૮૨૭માં કીર્વીના તે વેળાના રાવ અનંતરાવે બનારસનાં ધર્મમંદિરોમાં ધર્માદા અર્થે રૂપિયા બે લાખનું એક ટ્રસ્ટ અંગ્રેજોને હવાલે કર્યું હતું. પરંતુ રાવ અનંતરાવ મરણ પામતાં જ એ સઘળી રકમ અંગ્રેજો ડોહિયાં કરી ગયા; એટલું જ નહિ પરંતુ અનંતરાવના પુત્ર રાવ વિનાયકરાવે આગના અનુભવ પછી પણ મૂર્ખાઈથી અંગ્રેજોને હવાલે જે બીજા થોડાએક લાખ રૂપિયા સોંપ્યા હતા તે પણ વિનાયકરાવના મરણ પછી હજમ કરી દીધા! વિનાયકરાવનો દત્તક પુત્ર રાવ માધવ સગીર ઉંમરનો હોવાથી તેના પાલક તરીકે અંગ્રેજોએ રાજ્યની વહીવટીમતા રામચંદ્રરાવ નામના એક કારભારીને હાથ સોંપી હતી. આ કારણે કીર્વી રાજ્યમાં ક્રાંતિનો કશો ફણગો ફૂટશે નહિ એવા ભ્રમમાં અંગ્રેજો હતા. પરંતુ ૧૮૫૭ની સાલ કોઈ એવી અજબ તંદની લાગી હતી કે એ કાળે રાવ હોય કે મહારાવ હોય, એણે લીધેલાં કોઈ પગલાં પ્રજાવર્ગ મૂગે મોંએ સહી લેવા તૈયાર નહોતો. દેશની આ સાચી શક્તિ સો વર્ષનો કાળ વીત્યા પછી કોઈ વાર છાની રીતે તો કોઈ વાર ખુલ્લંખુલ્લાં પણ ધીરે ધીરે મૂંઝીને પ્રગતિને પથે પ્રયાણ કરી રહી હતી. કીર્વીના

જમીનદારો, વિદ્વાન ધર્માચાર્યો, શેઠસાહુકારો, એટલું જ નહિ પણ ત્યાંનો હરેક આમપ્રજાજન પણ સ્વાતંત્ર્યની ચાલુ ચિનગારી મેળવીને દિલ્હી, લખનૌ, ઝાંસી વગેરે સ્થળે સ્થપાતી સ્વાતંત્ર્યપ્રેમી રાજગાદીઓના સમાચાર ખૂબ ખૂબ હર્ષભેર વધાવી લેતા થયા હતા. આમ ચોતરફના પ્રોત્સાહક સમાચારો અને બનાવોથી ઉત્સાહમાં આવી જઈ રાવનો અગર તો રાવના દીવાનનો મત શો છે તે જાણવાની સહેજ પણ દરકાર રાખ્યા વિના જ કીર્વીની આમ-જનતાએ સ્વાતંત્ર્યની ઘોષણા સાથે પરદેશી સત્તાની ધૂસરી ધડ કરતી ને ફેંકી દીધી. પરંતુ લોકોએ સ્વતંત્રતાનો ગમે તેવો જયઘોષ કર્યો છતા એ નવ દસ વર્ષની ઉંમરના કીર્વીના રાવ માધવે અંગ્રેજો સાથેના પોતાના સબંધોને કોઈ રીતે બગડવા દીધા નહોતા. એટલું જ નહિ, પરંતુ જે વેળા અંગ્રેજ લશ્કર બુંદેલખંડમાં પાછું ફર્યું તે વેળા તેના સ્વાગત અર્થે તે તેની સામે પણ ગયો, અને તેને પોતાના શહેરની મુલાકાત લેવા વિનંતિ કરી. તેના આમંત્રણ અનુસાર અંગ્રેજ લશ્કર ચુપચાપ કીર્વીમા દાખલ થયું. પણ એમનું એ આગમન તો એની રાજધાનીનું શહેર અને આખા ય રાજમહેલને લૂંટી–બાળીને વિનાશ કરવા અર્થે જ હતું ! ભયાનક લૂટફાટ,૬ આગ અને સેતાની વેરવૃત્તિએ કીર્વીમા જાણે રાક્ષસી તાંડવ આદર્યું ! છેવટે એ રાજ્યને ખાલસા કરી દેવામા આવ્યુ

૬ "With regard to this injustice done to Rao, Malleson has to confess:" Not a shot had been fired against him (Whitlock), but he resolved nevertheless to treat the young Rao as though he had actually opposed the British forces. The reason for this perversion of honest dealing lay in the fact that in the palace of Kirwi was stored the wherewithal to compensate soldiers for many a hard

જીતી લીધેલા પ્રાંતોમાં ફરી શાંતિ સ્થાપવા અર્થે વ્હિટ્લોક-છાવણી નાખીને પડ્યો. ખરું જોતાં એની ચડાઈનું કામ હવે પૂરું થયું હતું. બુંદેલખંડનો સઘળો પૂર્વ ભાગ એણે પાછો જીતી લીધો હતો. બાકી રહેલાં એકાદ બે સ્થળોએ શાંતિ સ્થાપવા એણે પોતાના સૈન્યની ટુકડીઓ મોકલી આપી હતી. આથી હવે વ્હિટ્લોકને અહીં-છાવણીમાં જરા આરામ લેતો મૂકી, વળી પાછા આપણે ઝાંસીની-પરાક્રમી રાણીનાં પવિત્ર પગલાં પાછળ જઈએ.

પેશ્વાનું લશ્કર લઈને ભારે ઉત્સાહભેર રાણીએ કાલ્પીથી ૪૨ માઈલ દૂર આવેલ કુંચગાંવ ઉપર હલ્લો કર્યો. પરંતુ તેને જે જાતની લશ્કરી વ્યવસ્થા જોઈતી હતી તેવી રાવસાહેબે પોતાના લશ્કરમાં કરી આપી નહોતી. બેશક, એ પણ એટલું જ સાચું છે કે એ કાળે રાવસાહેબ પેશ્વા હોય અગર તાત્યા ટોપે હોય, કોઈને પણ પોતાના લશ્કરની મનમાની રચના કરવાની અનુકૂળતા જ નહોતી. એ સ્થળે જો કે બાંદાના, શાહગઢના અને બાણપુરના રાજાઓ પણ સ્વાતંત્ર્યના ઝંડા તળે આવી હાજર થયા હતા, છતાં તેમના લડાયક સૈનિકદળમાં એકદિલી, એક વિચાર એક જ કાર્યક્રમ અને એક જ આગેવાન તથા શિસ્તનો પૂરનો અભાવ હોવાને કારણે સંગઠિત અને એક જ તરેહની શિસ્તથી સંકળાયેલું સ્વરૂપ ક્રાંતિના એ વિશાળ લશ્કરને કદી મળી શકે તેવું જ નહોતું – મળ્યું જ નહોતું. એકતંત્રતાને બદલે અહીં ઊલટો ગોટાળો જ હતો. સામે પક્ષે અંગ્રેજોની બાજુએ એથી જુદી જ પરિસ્થિતિ હતી. એમના આગેવાનોમાં કોઈ જાતનો મતભેદ દેખાય તેવું નહોતું. એમનું લશ્કર સુસંગઠિત, સ્વયંપૂર્ણ અને સુનિ-

fight and many a broiling sun. In its vaults and strong rooms were species, jewels, and diamonds of priceless value......The wealth was coveted." — Kaye and Malleson's *Indian Mutiny, vol. V, pp. 140–141.*

યંત્રિત હતું. સર હ્યુ રોઝના હાથમાં સરદારી સોંપાઈ તે પહેલાં અંગ્રેજોને પક્ષે પણ મતભેદ અને ચર્ચાઓ ખૂબ જામી પડ્યાં હતાં. પણ સર હ્યુ રોઝે હાથમાં સત્તા લેતાં જ જે એનો મત તે જ બધાનો એવી સ્થિતિ થઈ ગઈ. એણે આપેલા સઘળા હુકમો યોગ્ય જ અપાતા, અને કદાચ જે તેમાં ક્યાંઈ ભૂલ રહી જાય તોપણ તેનો અમલ તો તકેદારીથી કરવામાં આવતો જ હતો. અને એથી જ તો શૂરા અને સંગઠનભર્યાં અનુયાયીઓએ પાર પાડેલી અકુશલ સેનાપતિની ભૂલભરેલી આજ્ઞાઓ પણ માત્ર ક્વચિત જ નહિ પરંતુ ચોક્કસપણે જ યશસ્વી નીવડે છે. ઊલટું કર્તૃત્વશાળી સેનાપતિની કુશળતાભરી–યોજનાબદ્ધ આજ્ઞાઓ પણ સ્વચ્છંદે વર્તતા હઠીલા અનુયાયીઓને કારણે, એક જ આગેવાનને ઉપરી તરીકે સ્વીકારી લઈ તેના હુકમને તાબે રહી શિસ્તબદ્ધ રીતે વર્તવાની ટેવને અભાવે, આખરે હારમાં પરિણમે છે અને અંતે સર્વનાશને માટે કારણભૂત બને છે.

જો એવી પરિસ્થિતિ ન હોત તો કુંચગાંવમાં જે વિનાશ નોતરાયો તેવું કશું બનત નહિ. સર હ્યુ રોઝ ઝાંસીથી આગળ વધી કુંચગાંવ પાસે આવી પહોંચતાં જ ક્રાંતિકારીઓએ લડાઈ આરંભી. બપોરનાં પ્રખર તાપવાળાં સૂર્યકિરણો અંગ્રેજો માટે અસહ્ય બને છે એ જાણીને ક્રાંતિકારીઓની એક ટુકડીના આગેવાને એવો હુકમ દર્યો હતો કે "સવારના ૧૦ વાગતા પહેલાં કોઈએ અંગ્રેજો સામે લડવા નીકળવું નહિ. લડાઈની શરૂઆત કાયમ સવારના ૧૦ પછી જ કરવી." અને તે દિવસે સહુએ એ આજ્ઞાનું બરાબર પાલન કર્યું. પરિણામે ૧૦ પછીના પ્રખર તાપમાં અંગ્રેજોના ખરેખરા બાર વાગી ગયા! અને છતાં કુંચગાંવમાં ક્રાંતિકારીઓ જ હાર્યા અને તેમને કાલ્પી તરફ પીછેહઠ કરવાની ફરજ પડી! બેશક જે કુશળતાપૂર્વક અને શિસ્ત સાથે સંગઠિતરૂપે તેમણે પીછેહઠ કરી તે માટે તો ખુદ

શત્રુઓ પણ તેમનાં વખાણ જ કરે છે.[૭] પરંતુ દુર્ભાગ્યની વાત એ છે કે જે શિસ્ત અને સંગઠન યુદ્ધ પૂરું થયા પછી જણાયાં, તેની ખરી જરૂરિયાત યુદ્ધ વેળા જ હતી. પીછેહઠ કરતા કરતા ક્રાંતિકારીઓ કાલ્પી આવી પહોંચ્યા. અને ત્યાં પહોંચ્યા પછી અપયશનો પોટલો દરેકદરેક જણ બીજાને માથે ઢોળવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મળેલી હારની જવાબદારી પાયદળે ઘોડેસ્વાર લશ્કરને માથે નાખી; ઘોડેસ્વારોએ ઝાંસીના લશ્કરને માથે દોષનો ટોપલો ઢોળ્યો; અને સહુએ મળી મુખ્ય સરદાર તાત્યાને જ દોષપાત્ર ઠેરવ્યો।'

પરંતુ આ બધી નિંદા સાંભળવા તાત્યા પોતે કાલ્પી આવ્યો જ નહોતો. તે પોતાના વૃદ્ધ પિતાને મળવા જાલવણ પાસેના ચરખી નામના ગામડામાં ગયો હતો. ત્યાંથી તેનો ઇરાદો બીજે ક્યાંઈ જવાનો હતો, અગર ત્યાં જ આસપાસમાં રોકાઈ જવાનો હતો તે વિષે

---

૭ "Then was witnessed action on the part of the rebels which impelled admiration from their enemies. The manner in which they conducted their retreat could not be surpassed They remembered the lessons which the European Officers had well taught them. There was no hurry, no disorder, no rushing to the rear. All was orderly as on a field-day. Though their line of skirmishes was two miles in length, it never wavered in a single point The men fired, then ran behind the relieving men, and loaded. The relieving men then fired and ran back in their turn. They even attempted, when they thought the pursuit was too rash, to take up a position, so as to bring on it an enfilading fire." — Malleson's *Indian Mutiny*, vol,V, *page* 124. શત્રુઓએ કરેલાં આ વખાણ ખરેખર 'પાંડે' લશ્કરની પ્રતિષ્ઠામાં વધારો કરનારાં છે.

કોઈ કશું જાણતું નહોતું. આપણે એટલું જ જાણવું બસ થઈ પડશે કે એ જનો હતો ત્યાં રસ્તામાં જ ગ્વાલિયર આવતું હતું ! આપણે એવું ઇચ્છીએ કે આ અસાધારણ પુત્રની અને તેના પિતાની પ્રેમ-ભરી મુલાકાત હર્ષભેર પાર પડે, અને એ સ્નેહભરી મુલાકાત પછી ક્રાંતિનો આ મહાન સંદેશવાહક પોતાના મનની અજબ મુરાદો પાર પાડવામાં તુરત સફળ નીવડે !

તાત્યા પોતાના મનમાન્યા પ્રવાસે રવાના થયા પછી રાણી લક્ષ્મીબાઈએ પેશ્વાના શિબિરમાં પ્રવેશ કર્યો. કુંચગાંવના પરાજયથી પેશ્વા ઘણા ખિન્ન થયા હતા. એની એ નિરાશા પોતાના સ્ફૂર્તિદાયક શબ્દો વડે દૂર કરીને તેમને હિંમત આપતાં થકી રાણીએ જણાવ્યું, હજુ જો આપણે આપણું લશ્કર બરાબર વ્યવસ્થિત અને શિસ્તમાં લાવી દઈશું તો શત્રુ કદી પણ આપણને હરાવી નહિ શકે. રાણીના એ શબ્દોએ બાંદાના નવાબમાં ચેતના આણી પરિણામે ફરી વાર ક્રાંતિકારી છાવણીમાંથી ભાવનાભર્યા અને જુસ્સાદાર જયઘોષોના પડઘા શરૂ થયા. અને એના પરિણામ રૂપે જ આજે યમુનાને તીરે ક્રાંતિકારીઓનાં ટોળેટોળાં એકઠાં થતાં દેખાય છે. તલવારો, તોપો અને બંદૂકો સાથે સ્વદેશની સ્વાતંત્ર્યપ્રાપ્તિ અર્થે યમુનામૈયાના આશીર્વાદ મેળવવા એને કાંઠે મળેલો ક્રોધથી સળગી ઊઠેલો એ સૈન્ય-સમુદાય–યમુનાએ આ પૂર્વે પોતાને કાંઠે આ જાતનો મેળો જામેલો કદી પણ જોયો નહિ હોય ! માતૃભૂમિ અને સ્વધર્મના જય જયકારની ઘોષણાઓથી યમુના નદીનો સમગ્ર તીરપ્રાંત જાણે ધણધણી ઊઠ્યો. "હે જમુના મૈયા ! આ તારું પવિત્ર જળ હાથમાં લઈને અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે ફિરંગી સત્તાનો નાશ કરીને અમે દેશને મુક્ત અને સ્વતંત્ર બનાવશું–સ્વધર્મને ફરી અમે તેને સિંહાસને પધરાવશું ! જય જમુનાજી ! હે માતા ! જો અમે અમારી આ પ્રતિજ્ઞા

પૂરી કરશુ તો જ અમે આ પૃથ્વીના પડ ઉપર જીવતા રહેશુ, નહિતર આજના યુદ્ધમા અમે ખપી જઈશુ હે માતા કાલિંદી! તારા જળ હાથમા લઈને ગિતાર શપથ સાથે અમે આ નિરધાર કર્યાનું જાહેર કરીએ છીએ!"

ત્રણ ત્રણ પ્રતિજ્ઞાઓથી બધાયેના હે શૂરવીરો! હવે રણુગેદાન પર નીકળી પડો, જુઓ રાણી લક્ષ્મી તમો ત્યા જ બોલાવી રહી છે! આખા લશ્કરનુ સેનાપતિપદ હવે રાવસાહેબ જાતે લેવાના છે સર હુ રોઝના હાથ તળેની ૨૫મી પાયદળ પલટની તમે સૌ પ્રથમ પહેલા નસાડી દ્યો એ ગવા હિન્દીઓ છે, એ દેશદ્રોહીઓને તો તગડી જ મૂકો પેલો મેજર ઓર આગળ ધરે છે, એને પણ એ જ પરાજયનો ભાગી કર બનાવો! કાલ્પી સામેના આ મેદાનમાની આપણી જમણી ઉચી નીચી ટેકરીઓની ઓથને લીધે નગભગ અજેય જેવી છે અને, આ શુ? આ ડાબી બાજુની હરોળ તો તૂટી પડવા માડી છે! એ વિભાગે જરા વધારે પડતા આગળ વધીને હલ્લો કરવાની, એના પડખા ખુલ્લા થઈ ગયા હોઈ એ દુશ્મનને પીછેહઠ કરવી પડે છે દોડ લક્ષ્મી! દોડ એ ભાગમા મદદ માટે તુ દોડી જા! અને હાથમા તલવાર સાથે વીજળીવેગે રાણી આગળ ધૂણી, અને પોતાના વાન ગણવેશ ધારી ઘોડેસ્વાર લશ્કર સાથે ગયે અગ્રેજોની જમણી પાખ પર તૂટી પડી અત્યાર સુધી વિજયથી ગતી આગળ વધતી અગ્રેજોની જમણી પાખ એકદમ શાત થઈ ગઈ રાણીનો હલ્લો ભારે વેગભર્યો અને પ્રબળ હતો અગ્રેજ લશ્કરને પીછેહઠ કર્યા વિના બીજો રસ્તો ન રહ્યો માત્ર એકવીશ વરસની શૂરી અબળાએ કરેલું વેગવતુ આક્રમણ એનો પવનવેગે છલગ મારતો ઘોડો, ડાબી જમણી બન્ને બાજુએ સપાસપ તલવારના ઝટકા મારી શત્રુઓને ઘાસની પેઠે વાઢી નાખનારી એની વેગવતી વીજળી સમી તલવાર

આ દૃશ્ય દેખી એને ખાતર પ્રાણ કુરબાન કરવાની સ્ફૂર્તિ કયા મરદને ન થઈ આવે? એની એ તેજસ્વી પ્રતિભાથી કોના દિલમાં નવા ચેતન ન ઊભરાઈ ઊઠે? રાણીના એ પરાક્રમોથી સત્ત્વહીણા ક્રાંતિકારીઓમાં અજબ ચૈતન્ય સ્ફુરી ઊઠ્યું, ને ભાગે પુનઃવાર જંગ જામી પડ્યો. અંગ્રેજોના જંગમ તોપખાનાના ગોલંદાજો રણમેદાનમાં એક પછી એક મૃત્યુને ભેટવા માંડ્યા. ને તુરત રાણીએ પોતાના ઘોડેસ્વાર લશ્કર સાથે હુમલો કરી આગ વરસાવતી એ તોપો પર પહોંચી જઈ તેને હાથ કરી લીધી. અંગ્રેજ ગોલંદાજો નાસી છૂટ્યા! ઘોડા પરના જંગમ તોપખાનાને પણ એ જ રીતે ધૂળમાં મેળવી દીધું, ને અત્યાર સુધી નાસી જતા ફિરંગીઓને બરાબર ભીંસીને—ખતમ કરીને વિજયના આનંદભેર ક્રાંતિકારી યોદ્ધાઓ લક્ષ્મીને મોખરે રાખીને આગળ વધ્યા!

આ પ્રચંડ વેગવાન આક્રમણથી ડઘાઈ ગયેલા સર હ્યુ રોઝે અત્યાર સુધી અનામત રાખેલા ઊંટો સાથે નવું આક્રમણ શરૂ કર્યું. અને એ તાજા ઊંટદળને લીધે જ ખરેખર અંગ્રેજો પોતાના પ્રાણ બચાવી શક્યા. એક અંગ્રેજ લેખક લખે છે: "બીજી ફક્ત પંદર જ મિનિટો પસાર થઈ હોત તો જરૂર ક્રાંતિકારીઓએ અમને સાફ કરી નાખ્યા હોત! તાજા નીકળેલા કેવળ મૂઠ્ઠીભર ઊંટસ્વારોએ તે દહાડાનો રંગ ફેરવી નાખ્યો!' અને ખરેખર તે દિવસથી જ ઊંટ જેવા અણુગમો પેદા કરનારા પ્રાણી પ્રત્યે હું સ્નેહભાવે જોતો થયો. તે દહાડો મેની તા. ૨૨મીના રોજ કેવળ ઊંટસ્વારોની સહાયને લીધે જ પેશ્વાના લશ્કરને અંગ્રેજોએ કાલ્પી સુધી પાછું હાંકી કાઢવામાં સફળતા મેળવી! ત્યાર પછી ક્રાંતિકારીઓની એક સખત હાર અને થોડીએક ઝપાઝપીઓને અંતે તા. ૨૪મીના રોજ સર હ્યુ રોઝે કાલ્પીમાં પ્રવેશ કર્યો. કાલ્પીના કિલ્લામાંથી તાત્યા ટોપે અને શ્રીમંત

રાવસાહેબ પેશ્વાએ ભારે પરિશ્રમપૂર્વક એકઠો કરેલો દારૂગોળો તથા યુદ્ધસામગ્રી અંગ્રેજોને હાથ આવ્યાં સાઠ હજાર રતલ દારૂ તો ભોંયરામાં ભંડારી રાખેલો હતો ઘોડાગાળી સુંદર મદ્દકો, છેલ્લી ઢબના બનાવેલા તોપો માટેના પિત્તળના ગોળા, એ ગોળા બનાવવાના યાંત્રિક સાધનો, સિપાઈઓના ઢગનાબંધ ગણવેશો, ઝંડાઓ, રણવાદ્યો, ફ્રેન્ચ પદ્ધતિના બ્યૂગલો, યુરોપમાં બનાવેલી હોવિટ્ઝર તોપો અને બીજા જાતજાતના શસ્ત્રાસ્ત્રો—વગેરે અનેક તરેહની અતિ ઉપયોગી યુદ્ધસામગ્રીનો જબરો ભંડાર અંગ્રેજોને કાલ્પીના કિલ્લામાંથી સાંપડી આવ્યો

અંગ્રેજોના હાથમાં ન સપડાયા કેવળ ક્રાંતિકારીઓના શૂરા અને ચિરકાળ જેમનું સ્મરણ રહ્યા કરશે એવા આગેવાનો! કેમકે અંડ વાળિયા પછી કાલ્પી સંપૂર્ણપણે શત્રુઓને હાથ પડ્યું તે પહેલાં રાવ સાહેબ, બાંદાનો નવાબ, રાણી લક્ષ્મીબાઈ અને બીજા મુખ્ય આગેવાનો ત્યાંથી નીકળી જઈને કોઈ અજ્ઞાત સ્થળે પહોંચી ગયા હતા પરંતુ સાથમાં કોઈ પણ જાતના લશ્કર વિનાના, નિઃશસ્ત્ર અને અસહાય બનેલા એ અભાગી શૂરા આગેવાનોને માટે વનવગડામાં ભૂખે અતિ દારુણ જીવન વિતાવતા કાં તો આત્મહત્યા દ્વારા અગર તો શત્રુને હાથે પકડાઈને કાળના મોંમાં પ્રવેશ કર્યા સિવાય અન્ય કોઈ માર્ગ રહ્યો નહોતો!

આમ યમુનાના ઉત્તર કાંઠાનો મુલક ફરી સર કરીને ધીરેધીરે વિજયી ઠેઠ હિમાલયની તળેટી સુધી ઘૂસી ગયો, તો યમુનાના દક્ષિણ કિનારાથી નર્મદાની ઉત્તર સુધીનો સઘળો પ્રદેશ સર હ્યુ રોઝ અને વ્હિટ્લોકે મળીને પાદાક્રાંત કર્યો ક્રાંતિકારીઓનો સંપૂર્ણ રીતે વિનાશ કર્યો હોવાથી પોતાની જાતને અભિનંદન આપવાનો હવે અંગ્રેજોનો પૂરેપૂરો હક્ક થઈ ચૂક્યો હતો સર હ્યુ રોઝે પોતાના સિપાઈ

એનું અભિનંદન નીચે મુજબના વક્તૃત્વપૂર્ણ શબ્દોથી કર્યું " શૂરા સૈનિકો! તમે એક હજાર માઈલનો પ્રદેશ ખૂંદી વળ્યા છો; તમે શત્રુઓની સો તોપો છતી લીધી છે! અનેક નદીઓ તરી જઈને, અસંખ્ય પર્વતો અને દુર્ગમ પગ તળે કાઢીને, જંગલો તથા નદીનાળાઓમાં ઘૂમીને શત્રુઓના લશ્કરોનો વિનાશ બોલાવી તમે વિશાળ પ્રદેશ પાછો છતી લઈ તમારા દેશની પ્રતિષ્ઠા અને આબરૂને હજારગણી વધારી છે! તમે શૂરા છો, તે સાથે શિસ્ત પાળવામાં પણ તમે એવા જ નમૂનેદાર નીવડ્યા છો. એવી શિસ્ત વિના કેવળ સાહસ અગર શૂરાતનની ખરું જોતાં કોડીની પણ કિંમત નથી હોતી! અત્યંત કપરી મુસ્કેલીઓમાં, લલચાયા વિના તથા અનેક દુઃખકષ્ટો સહીને તમે તમારા અધિકારીના હુકમો અક્ષરશઃ પાળ્યા છે; કોઈએ આજ્ઞાભંગ કર્યો નથી કે સહેજ પણ ઉદ્ધતાઈ દાખવી નથી! તમારી એ બેનમૂન લશ્કરી શિસ્તને કારણે જ તમે યમુનાથી તે નર્મદા સુધીનો અફાટ પ્રદેશ સર કરવાનો મહાન વિજય મેળવી શક્યા છો!"

આ જાતની સિપાઈઓનાં અભિનંદન કરતી જાહેરાત કરીને સર હ્યુ રોઝ પોતાની તબિયત સુધારવા માટે લશ્કરી નોકરીમાંથી છૂટો થયો. એનું વિજયી અંગ્રેજ લશ્કર પણ શત્રુઓનો પૂરેપૂરો પરાજય કરીને છુટકારાનો દમ ખેંચતું આરામની રાહ જોવા લાગ્યું.

પરંતુ હજુ આટલામાં જ કયે મોઢે તમે આરામ લેવાની વાત કરો છો? જ્યાં સુધી તાત્યા ટોપે અને રાણી લક્ષ્મીબાઈ જીવે છે ત્યાં સુધી, ઓ અંગ્રેજ સૈનિકો! તમારે વળી આરામ શાના હોય? તૈયાર થઈ જાઓ! અને કદાચ તમે સ્વેચ્છાથી લડવા તૈયાર ન થવાના હો તોપણ આ ગ્વાલિયરનું આખું લશ્કર તમને રણમેદાનમાં ખેંચવાને ખડું છે! કાલ્પીમાંથી નાસી છૂટીને બધા ક્રાંતિકારી આગેવાનો ભાવિ યોજનાનો વિચાર કરવા અર્થે ગોપાળપુરમાં એકઠા

થયા. ખરું જોતાં હવે કોઈ જાતની આશા રહી નહોતી. નર્મદાથી યમુના સુધીનો, અને યમુનાથી હિમાલય સુધીનો સઘળો વિશાળ પ્રદેશ અગ્રેજોએ પાછો તાબે કરી લીધો હતો. ક્રાંતિકારીઓ પાસે હવે લશ્કર નહોતું, કિલ્લાઓ નહોતા, તેમ ઉપરાઉપરી હાર મળવાને કારણે હવે તેઓ નવેસરથી બીજું લશ્કર ઊભું કરી શકે તે પણ બનવાજોગ નહોતું. પરંતુ હજુ તાત્યા જીવતો હતો; અને એટલું તો બસ હતું! સાક્ષાત્ રણચંડી સમી રાણી લક્ષ્મી ત્યાં જાતે હાજર હતી; સિવાય તાત્યા પણ ગોપાળપુર આવી પહોંચ્યો હતો. લોકોમાં એવી અફવા હતી કે તે પોતાના પિતાને મળી આવ્યો હતો. લોકો ચાહે તે અફવામાં માને, પણ ઇતિહાસ તેવું કશું બોલતો નથી! જે વેળા સર હ્યુ રોઝે કાલ્પીમાં પોતાનો યુક્તિભર્યો દાવ ખેલ્યો હતો, તે જ ક્ષણે તાત્યાને પોતાના પિતાશ્રીનાં દર્શન કરવાનો મનસૂબો થઈ આવ્યો; ધીરેધીરે એ મનસૂબો એટલો તો જોર પકડી બેઠો કે એને યુદ્ધનું પણ વિસ્મરણ થવા માંડ્યું. અને એ રીતે પોતાના પિતાનાં દર્શનની ઉત્કંઠા દાબી ન શકાયાથી તાત્યા એકદમ ચરખી તરફ રવાના પણ થઈ ગયો. આ એકાએક ઊઠેલા મનસૂબાનો ખરો હેતુ શો હશે? હેતુ એ જ હતો કે કાલ્પી જાય તોપણ બીજું કોઈ સુરક્ષિત સ્થાન અગર મજબૂત કિલ્લો ક્રાંતિકારીઓના તાબામાં હોય એ જરૂરી હતું; સિવાય નવું લશ્કર મળે તો તેની પણ જરૂર હતી. અને એ જ હેતુથી ક્રાંતિનો આ પ્રમુખ દૂત કાલ્પીથી છટકી જઈને ગ્વાલિયરમાં ભરાઈ બેઠો હતો. અને જુઓ, ગ્વાલિયરમાં હવે ક્રાંતિનો પવન જોરશોરથી ફુંકાવા માંડ્યો! લશ્કરી આગેવાનોનાં વચનો અને અનેક બાંહેધરીઓ એણે મેળવી લીધી; ઉપરાંત દરબારની જવાબદાર વ્યક્તિઓ, સરદારો અને બીજા અનેક લોકો સાથે ખાનગી મંત્રણાઓ કરીને એણે ક્રાંતિ અર્થે એક અનંત લશ્કર ખડું કર્યું

જે આપી શકાય તેવું હતું તે સઘળું દેવાના અને કરવાનાં વચનો તેમણે તાત્યાને આપ્યાં હતાં. એક જ મહિના જેટલી ટૂંકી મુદતમાં ગ્વાલિયરનું આખું લશ્કર તાત્યાની જાણે મૂઠીમાં હોય એવી પરિસ્થિતિ એણે પેદા કરી દીધી હતી. ત્યાર પછી જાતજાતની માહિતી મેળવીને લશ્કરી દૃષ્ટિએ ગ્વાલિયરનું સ્થાન બચાવ તેમ જ આક્રમણ બંને માટે કેવું ઉપયોગી થઈ શકે તેવું છે તેનો ક્યાસ કાઢ્યો; ને છેવટે ગ્વાલિયરના સિંધિયાના સિંહાસન તળે જ સુરંગ ગોઠવીને તાત્યા ટોપે રાવસાહેબ પાસે ગોપાલપુર પાછો ફર્યો. તાત્યાએ જે 'પિતૃદર્શન' લીધું હતું તે આ જાતનું હતું!

ગ્વાલિયરની પ્રજા બળવો કરીને ક્રાંતિને મદદ કરે તેવું વચન મેળવ્યાના ભારે આનંદદાયી ખબર જ્યારે લક્ષ્મીએ સાંભળ્યા ત્યારે તેણે પેશ્વાને સીધા ગ્વાલિયર જવાનો જોરદાર આગ્રહ કર્યો. મેની ૨૮મી તારીખે ક્રાંતિકારીઓનું લશ્કર અમીનમહેલ સુધી આવી પહોંચ્યું. ત્યાંના મહાલકારીએ તેમને આગળ વધતા અટકાવ્યા. તેને જવાબ સંભળાવવામાં આવ્યો: "અમને અટકાવી રાખનારો વળી તું કોણ? સ્વરાજ અને સ્વધર્મ માટે લડી રહેલા અમે પેશ્વા પોતે અને તેના અનુયાયીઓ છીએ."

શ્રીમંત રાવસાહેબના આ શબ્દોથી એ બાપલાઓનાં મોં બંધ થયાં, અને તુરત એ પ્રદેશના હજારો દેશભક્તોએ ક્રાંતિકારીઓને અંતઃકરણપૂર્વક સહાય આપી. તે પછી તો પેશ્વાનું લશ્કર સીધું ઠેઠ ગ્વાલિયર ઉપર ચડી ગયું. રાવસાહેબે સિંધિયાને લખ્યું: "કેવળ મિત્રભાવે જ અમે તમારે ત્યાં આવીએ છીએ. આપણ બંને વચ્ચેના જૂના સંબંધો યાદ કરશો. અમારે તમારી મદદની જરૂર છે, અને એ મળ્યા પછી જ અમે દક્ષિણમાં જઈ શકીએ તેવું છે." પરંતુ આ કૃતઘ્ની માણસે જૂના સંબંધો ક્યારના તોડી

નાખ્યા હતા. તો ભલે! હવે ત્યારે આપણા જૂના સંબંધો કયા હતા અને આજના-સંબંધો પણ કયા છે તેની એને યાદ દેવડાવ્યા વિના ચાલશે નહિ. “સિંધિયાના પૂર્વજો અમારા નોકર હતા; સિંધિયા અમારા કેવળ હજૂરિયા જ હતા; એ અમારા જૂના સંબંધો હતા! અને આજના સંબંધો યાદ આપવા પડશે? તો જણાવવાનું કે સિંધિયાનું આજનું આખું લશ્કર અમારી મરજી અનુસાર વર્તવાને તૈયાર છે. તાત્યાએ ગ્વાલિયરમાં જઈને–રહીને આગેવાનોને મળીને બધી માહિતી આણી છે!” છતાં આ બધું ભૂલી જઈને અગર ધ્યાનમાં લીધા વિના જ તા. ૧ લી જૂનના રોજ સિંધિયાએ પોતાના આખા લશ્કર અને તોપો સાથે ગ્વાલિયર નજીક પેશ્વા ઉપર ચડાઈ કરી. ઘડીભર પેશ્વાએ એમ માન્યું કે સિંધિયાને પશ્ચાત્તાપ થયો છે, અને તેથી સ્વદેશના ઝંડાને સલામી આપવા અર્થે જ તે સામે આવે છે! પરંતુ લક્ષ્મીએ તો ત્યાં જ સંભળાવી દીધું કે સિંધિયા અત્યારે એ ‘જરીપટકા (ભગવા ઝંડા)ને સલામી આપવા નહિ પરંતુ એ ઝંડાના ચીરેચીરા કરી નાખવા અર્થે જ આવી રહ્યો છે!’ અને તે સાથે જ તે પોતાના ત્રણસો સવારો સાથે સીધી સિંધિયાના તોપખાના પર ધસી ગઈ. થોડી જ વારમાં જયાજીરાવ સિંધિયા અને તેમના રક્ષણ અર્થે રાખેલી તેમની ખરી ‘બાલેઘાટી’ પલટન સાથે રાણી આવીને ભિડાઈ. પગતળે છંછેડાયેલી નાગણ પણ જેટલા ક્રોધ અને ત્વેષથી દોડે નહિ તેટલા ક્રોધ અને ત્વેષપૂર્વક એ દેશદ્રોહી સિંધિયાને દેખતાં જ રાણી લક્ષ્મીબાઈ સળગી ઊઠી. ધનુષ્યમાંથી છૂટેલા તીરની પેઠે તે સિંધિયાના લશ્કર ઉપર તૂટી પડી. દેખ, એ મહાદજીના શૂરા વંશજ, જયાજીરાવ સિંધિયા! જોઈ લે. આ અંતઃપુરમાં ઊછરેલી વીસબાવીસ વર્ષની અબળા તારી તલવારનું પાણી જોવા અર્થે રણમેદાનમાં તને આહ્વાન કરી રહી છે! સ્વદેશના અનન્ય

ભક્ત અને સેવક બનેલા મહાદજીનું પૌરુષ આજે ફિરંગીના લાચાર પાળેલા કૂતરા જેવા બની બેઠેલા તેના વંશજમાં—જયાજીરાવમાં કેટલે અંશે ઊતર્યું છે તે આપણે જોઈ લઈએ! ક્રોધથી પ્રજ્વલિત બનેલી આ કડકડતી વીજળી જ્યારે સિંધિયાની આગલી હરોળ પર જોસભેર તૂટી પડી તે વેળા સિંધિયાનું 'બાલેવાડી' અંગરક્ષકદળ પણ ટકી શક્યું નહિ! અને એ રીતે 'બાલેવાડી' અંગરક્ષકો સાથે સિંધિયાને ભાગતાં બો ભારે થઈ પડી. પરંતુ બાકીનું વિશાળ લશ્કર અને તોપખાનું પોતાનું થોડુંક તો શૌર્ય દાખવશે જ એવી આશા હતી; અને ખરેખર એ લશ્કરે પોતાનું પાણી અવશ્ય બતાવ્યું! કારણ અગાઉ વચનથી બંધાઈ ચૂકેલા આ લશ્કરે તાત્યા નજરે પડતાં જ પેશ્વાના લશ્કરનો વિરોધ કરવાની ચોખ્ખી ના સંભળાવી, અને નક્કી કર્યા મુજબ પોતાના મુખ્ય સેનાનાયકો સાથે આખું લશ્કર પેશ્વાના લશ્કર સાથે જોડાઈ ગયું. તોપખાનું પણ શાંત જ રહ્યું. ગ્વાલિયરમા દરેક જણે પેશ્વાના ઝંડાને સલામી આપવા માંડી. અને એ રીતે ક્રાંતિના આ જાદુગર આગેવાનના કેવળ સ્પર્શમાત્રથી ગ્વાલિયરનું સિંહાસન ધૂળમાં રગદોળાયું.

ત્યાર પછી તો ડરપોક જયાજીરાવ અને તેનો દીવાન દિનકરરાવ બંને જણા રણમેદાનમાંથી જ નહિ પરંતુ ગ્વાલિયરમાંથી પણ નાસીને આગ્રા જઈ પહોંચ્યા!

ગ્વાલિયરના આનંદને હવે સીમા ન રહી. શ્રીમંત પેશ્વાના સન્માનાર્થે તોપખાનાએ સલામી આપી. સિંધિયાના ખજાનચી અમરચંદ બાઠિયાએ સિંધિયાના ખજાનાની પાઈએ પાઈ સિલિક પેશ્વાને સોંપી દીધી. ક્રાંતિ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાના ગુના ખાતર જેમને જેલમાં પૂરવામાં આવ્યા હતા તેમને લોકોના જયનાદ વચ્ચે છૂટા કરવામાં આવ્યા. જે દેશદ્રોહીઓએ સિંધિયાને અંગ્રેજને પક્ષે

રહેવાની સલાહ આપી હતી તેઓ તો સિંધિયાની સાથે જ નાસી છૂટયા હતા. પરંતુ ગ્વાલિયરમાં તેમનું કશું નામનિશાન ન રહે એ રીતે તેમનાં ઘરો અને માલમિલકતનો નાશ કરવામાં આવ્યો. 'રાજા અને પ્રજા વચ્ચેનો સાચો સંબંધ શો હોય તેની એશિયાવાસીઓને મુદ્દલ જાણ નથી' એવા દુષ્ટ આરોપનો ગ્વાલિયરે રોકડો જવાબ આપી એ વિધાનને જૂઠું પાડી બતાવ્યું. સ્વદેશ અને સ્વધર્મની સામે થનારો રાજા શી રીતે ગાદી પર રહી શકે? પેશ્વાઈની ગાદી પરથી બાજીરાવને વખતસર ઉતારી પાડવામાં ન આવવાને લીધે જ ૧૮૧૮માં પૂનાએ માતૃભૂમિનો દ્રોહ કરવાનું પાપ વહોરી લીધું હતું! ગ્વાલિયર એ પાપનું પુનરાવર્તન કરવા માગતું નહોતું, અને તેથી જ તો આધુનિક ભારતમાં નવેસરથી પ્રવેશ પામતા લોકશાસનવાદમાં સઘળી સત્તા લોકોના જ હાથમાં હોય એ સિદ્ધાંતનું પ્રથમ દર્શન કરાવનાર તરીકે ૧૮૫૭ની ક્રાંતિ ઇતિહાસમાં અમર બને એ આવશ્યક છે. સિંધિયા જો અત્યારે દેશને પક્ષે રહેવા ન માગતા હોય તો દેશ તેનું મોં પણ જોવા માગતો નથી. તલવારો અને તોપો, ઘોડેસ્વાર લશ્કર તેમ જ પાયદળ સૈન્ય, દરબારો અને સરદારો, પ્રજાજનો અને અધિકારીઓ, મંદિર અને મૂર્તિ, સઘળું દેશ માટે જ હોઈ શકે; અર્થાત્ એમાં જો સિંધિયા એકલા જ દેશપક્ષે ન હોય તો તેણે સિંહાસનેથી પદભ્રષ્ટ થયે જ છૂટકો! એણે રાજમહેલ ત્યાગી, રાજધાનીનું શહેર છોડી, રાજ્યની હદની પણ બહાર ચાલ્યા જવું જોઈએ—એને રવાના કરી દેવા જોઈએ! હવેથી તો "રાજા પ્રકૃતિરંજનાત્" (રઘુવંશ સર્ગ ૪ શ્લોક ૧૨) ને ધોરણે માત્ર પ્રજાને સુખી રાખી તેની ઇચ્છાનુસાર જ રાજા રાજગાદીનો ઉપભોગ કરી શકશે!

તા. ૩જી જૂનનો એ શુભ દિવસ સાવ નિષ્ક્રિયતામાં પસાર

કર્યો કેમ ચાલી શકે ? સ્વરાજનું અભ્યંગસ્નાન કરાવી સ્વદેશને આજે સિંહાસનારૂઢ કર્યા વિના શે ચાલે? આથી "ફૂલબાગમાં એક મોટો દરબાર ભરવાનું ઠરાવવામાં આવ્યું. સરદારો, અમલદારો, સેનાપતિઓ, જાગીરદારો વગેરે જે જે લોકો શ્રીમંત પેશ્વાને પક્ષે ભળ્યા હતા તેઓ સઘળા પોતાના દરજ્જાનુસાર યથાસ્થાને બેસી ગયા હતા. તાત્યા ટોપે તથા તેના પઠાણો, રજપૂતો, રાંગડા, પરદેશીઓ અને અન્ય શૂરાઓ પોતપોતાને સ્થાને ગણવેશમાં કમરે તલવારો લટકાવીને સ્વસ્થાને હાજર થઈ ગયા. શ્રીમંતે પોતે પેશ્વાનો પોશાક ધારણ કર્યો, માથે શિરપેચ અને કલગીતોરો પણ ચડાવ્યાં. કાનમાં પાણીદાર મોતીઓની છેલકડી અને ગળામાં મોતીઓનો કિંમતી કંઠો તથા માળા પણ તેમણે પહેરી લીધાં. એ રીતે પેશ્વાના સઘળા નોકર પરિવાર સાથે, ચોપદારોના નેકીપોકારો વચ્ચે, પાછળ ઢોળાતી ચમરી ને મોરપીછ સહિત શ્રીમંત સભાસ્થાને હાજર થયા. તુરત જ શિરસ્તા મુજબ સહુએ ઊભા થઈને સલામી આપી તે પછી શ્રીમંત સિંહાસને બેઠા. શ્રીમંતની આંખે હર્ષાશ્રુ ઊભરાયાં, અને ગદ્‌ગદ્ કંઠે વક્તૃત્વપૂર્ણ ભાષામાં તેમણે સઘળા સરદારોને અભિનંદન આપ્યાં. રામરાવ ગોવિંદને મુખ્ય પ્રધાનનો પોશાક અપાયો. તાત્યા ટોપેને મુખ્ય સરદાર નીમીને એક રત્નજડિત તલવાર આપવામાં આવી. ત્યાર પછી અષ્ટપ્રધાનોની પસંદગી કરવામાં આવી. વીસ લાખ રૂપિયા લશ્કરમાં વહેંચવામાં આવ્યા. અને એ રીતે સંપૂર્ણ સફળતા સાથે એ સમારંભ પરિપૂર્ણ થયો. દરેકના મોં પર આનંદ છવાઈ રહ્યો હતો, અને તોપોના ધડાકા તો સતત ચાલ્યા જ કરતા હતા." ૮

આ રીતે નાનાસાહેબ પેશ્વાના પ્રતિનિધિ શ્રીમંત રાવસાહેબે ક્રાંતિપક્ષમાં નવચેતન અને નવી આશા આણનાર, જુદે જુદે સ્થળે

૮ શ્રી. પારસનીસ કૃત "ઝાંસીની રાણીનું ચરિત્ર" (મરાઠી) પાનું ૩૦૯

વેરવિખેર થઈ પડેલાં ક્રાંતિનાં બળોને એકઠાં કરવામાં સહાયભૂત થાય તેવું, એક મજબૂત સત્તાકેન્દ્ર આ સિંહાસનની સ્થાપના દ્વારા ઊભું કર્યું. પણ જે વેળા યુદ્ધનાં નગારાં સતત વાગી રહ્યાં હતાં તે વેળા આ રાજ્યારોહણ પ્રસંગે શ્રીમંતને ખાલી મુજરો કરવા હાજર રહે તેવો તાત્યા ટોપે મૂરખ નહોતો. આખી દુનિયા સ્પષ્ટપણે જોઈ શકતી હતી કે હવે ક્રાંતિના છેલ્લા દહાડા ગણાઈ રહ્યા છે; પરંતુ આ દરબારને પરિણામે નિરાશાની કબરમાં ઊંડે સુધી દાટી દીધેલી ક્રાંતિ ફરી સજીવન થઈ કફન ફેંકી બહાર ઊછળી આવી. દુનિયાના લોકો તો જોરશોરથી (કેટલાએક દુઃખી બનીને તો કેટલાએક હર્ષમાં આવીને) બૂમરાણ મચાવી રહ્યા હતા: "અરે ભાઈ! આમાં હવે પ્રાણ ક્યાં રહ્યા છે? આ તો હવે મડું થઈ ગયું છે!" પણ કોણ જાણે શો ચમત્કાર બન્યો કે ગોપાળપુરની જડ–પ્રાણહીન માટી હાથમાં લઈ તાત્યાએ તે પર ફૂંક મારતાં જ આખી દુનિયા દિંગ બની તાકી રહે એવો બનાવ બન્યો! એક ચપટી માટીમાંથી લાખો રૂપિયાની છનછનાટી બોલાવતું સિંહાસન પેદા થયું હતું! અદ્‌ભુત, ખરેખર અદ્‌ભુત! અરે જુઓ જુઓ, પેલા હજારો યોદ્ધાઓ હાથમાં તલવારો સાહીને દોડતા આગળ ધૂમી રહ્યા છે. વીર નેતાઓના સન્માનાર્થે થતા તોપોના ગડગડાટ તમે સાંભળ્યા? નવું લશ્કર રણમેદાનમાં ખડું થઈ રહ્યું છે, તાજું તોપખાનું ધણેણી રહ્યું છે, ને એ તોપોની ઘોષણા તાત્યાએ એક નવું જ રાજ્ય હાથ કર્યાના સમાચાર દુનિયાને સંભળાવી રહી છે! પરંતુ આ સમારંભ ઊભો કરવામાં તાત્યાનો હેતુ પોતાના આ અસાધારણ પરાક્રમથી દુનિયાની આંખોમાં માત્ર ધૂળ ફેંકવાનો નહોતો. એ ચોક્કસ રીતે જાણતો હતો કે મરાઠી સામ્રાજ્યને પેશ્વાપદે શ્રીમંત રાવસાહેબની સ્થાપના થયાના શુભ સમાચાર તોપોના ગડગડાટ સાથે પ્રજાને કાને પહોંચતાં

જ અહીંતહીં વેરવિખેર ભટકતા ક્રાંતિકારીઓમાં નવી આશા, નવી સ્ફૂર્તિ ને નવો ઉત્સાહ પ્રગટ થશે. તાત્યા એ હકીકત પણ સારી રીતે પિછાની શક્યો હતો કે ગ્વાલિયરમાં ફરકતા વિજયી રાષ્ટ્રીય ઝંડાનું દર્શન થતાં જ અનેકોનાં દિલમાં અદમ્ય રણોત્સાહ અને વીરશ્રીનો સંચાર થશે જેની છત્રછાયા તળે એકત્ર થવાય એવી કેન્દ્રસ્થ સત્તા–રાજછત્રનો વિનાશ થયેલ હોવાથી ક્રાંતિકારીઓમાં શિસ્તનો અભાવ અને સ્વચ્છંદી વૃત્તિ ફેલાઈ રહ્યાં હતાં; આ નવા સ્થાપવામાં આવેલા સિંહાસન પ્રત્યેની આદર બુદ્ધિને કારણે એ વૃત્તિઓ નષ્ટ થઈ તેમનામાં શિસ્તપ્રિયતા અને સંગઠન પાછું પેદા થશે એવી તાત્યાની ગણતરી હતી. અને તાત્યાની એ સઘળી ગણતરીઓ સાચી પડી. 'પાંડે' સૈનિકોમાં તુરત જ સંગઠનની નવી ભાવના ઊછળી રહી. શિસ્ત પસે જ્યારે તાત્યાના દેશભાઈઓમાં નવો ઉત્સાહ પ્રગટ થતો હતો, તે વારે જે અંગ્રેજ લશ્કરે તાજેતરમાં જ છૂટકારાનો દમ લીધો હતો તે આ નવા સ્થપાતા સિંહાસનના માત્ર દબદબાથી જ જાણે ડરી ગયું. આ હેતુની સિદ્ધિ અર્થે જ તાત્યા અને સહુ ક્રાંતિકારીઓએ પેશ્વાના રાજ્યારોહણનો સમારંભ આટલા મોટા ઠાઠમાઠ અને દબદબા સાથે ઊજવવાનું નક્કી કર્યું હતું. એમણે ફેંકેલો એ દીર્ઘદષ્ટિભર્યો દાવ સર્વાંશે સફળ નીવડ્યો, કેમકે તાત્યાની તોપોની ધણેણાટી કાને પડતાં જ સર હ્યુ રોઝના આરામ લેવાના મનોરથોના ભાંગીને ભૂકા થઈ ગયા! ૯

---

૯ ગ્વાલિયર કબજે કરવામાં તાત્યા ટોપે અને રાણી લક્ષ્મીબાઈએ દાખવેલી રાજનૈતિક કુશળતા અને આવડત અંગે લખનાં નોંધે છે: "How the 'impossible' happened has been told......He (Sir Hugh Rose) realised, moreover, the great danger which would inevitably be caused by delay. No one could foresee the extent of evil possible if Gwalior were not promptly wres-

સર હ્યુ રોઝને ચચરાવી દઈ તેની છાતી બેસી જાય એવું આ જે બન્યું તે બધું તો બરાબર હતું. પરંતુ જેમણે રાણી લક્ષ્મીબાઈના શબ્દો કાને ધરવાની બેદરકારી બતાવી તેમના દુર્ભાગ્યની શરૂઆત પણ ત્યારથી જ થઈ ગણાય. રાણીના શબ્દો હતા: "લડાઈનું આ એક જ કામ અતિશય અગત્યનું ગણીને બાકીની બધી બાબતોને હાલ તુરત બાજુ પર સારી દેવી જોઈએ." પરંતુ કમનસીબી એ હતી કે પોતાના વિજયોન્માદમાં ક્રાંતિકારીઓ એવા તો મગ્ન થઈ ગયા કે લશ્કરને હરેક પળે સજ્જ રાખવાની સાદી વાત પ્રત્યે પણ તેઓ આંખ આડા કાન કરી ગયા! રંગરાગ, મિજબાનીઓ, મોજ-શોખ અને બધાને માથે છીણી મારે તેવી નરી આળસ અને એદી-પણામાં જ બધા મસ્ત બની બેઠા. સ્વરાજનું અંતિમ ધ્યેય આ જ છે એવું પણ તેમણે કદાચ માની લીધું હોય!

પણ સ્વરાજ તેમના હાથમાંથી સરકી રહ્યું હતું. પહેલે તડાકે

---

ted from rebel hands Grant them delay and Tatia Tope with the immense acquisition of political and military strength secured by the possession of Gwalior, and with all its resources in men, money and material at his disposal, would be able to form a new army on the fragments of that beaten at Kalpi, and to provoke a Mahratta rising throughout India. It might be possible for him, using the dexterity of which he was a master, to unfurl the Peshwa's banner in the southern Mahratta districts. Those districts were denuded of troops, and a striking success in Central India would probably decide their inhabitants to pronounce in favour of the cause for which their fathers had fought and bled." – Mallesons *Indian Mutiny*, vol V. pp. 149–150.

નવાઈ પામી દિઙ્‌મૂઢ બની બેઠેલો સર હ્યુ રોઝ ઊંચી જાતનું સજ્જ લશ્કર લઈને ભારે ત્વરાથી ગ્વાલિયર પર ચડી આવતો હતો. સાથે સાથે તેણે ફિતુર બનેલા એ નીચ સિંધિયાને પણ આણ્યો હતો. ગ્વાલિયર આવી પહોંચતાં જ સર હ્યુ રોઝે એમ જાહેર કર્યું કે પોતે "આ લડાઈ માત્ર સિંધિયાને ગાદીએ બેસારવા માટે જ લડી રહ્યો છે." અંધ રાજનિષ્ઠાનો નાદાન અને લાચારી આણનારો દુર્ગુણ જેમની રગે રગે ઓતપ્રોત થયેલ હતો એવા મૂરખાઓને ફસાવવા અર્થે, તેઓ સિંધિયા સામે હથિયાર ન પકડે તે સારુ જ સર હ્યુ રોઝે આ પેંતરો રચ્યો હતો. પરંતુ હવે જૂનો જમાનો રહ્યો નહોતો; કાળ પલટાઈ ચૂક્યો હતો. ક્રાંતિકારીઓને થોડે ઘણે અંશે પણ ફરી ટટાર કરવામાં ફળીભૂત થવાને કારણે તાત્યા અંગ્રેજો સાથે લડવા સજ્જ થયો. મોરારના લશ્કરી વિભાગને અંગ્રેજોએ ક્યારનો હરાવી દીધો હતો. પરાજયની ઘેરી છાયા સાથે ક્રાંતિકારી આગેવાનોમાં હલચલ થવા માંડી. બાંદાના નવાબના મહેલ તરફ રાવસાહેબ દોડતા હતા અને નવાબ રાવસાહેબને મળવા દોડતો હતો. આ બધી દોડાદોડીમાં એકલી રાણી જ શાંતિપૂર્વક, અડગપણે લડાઈ માટે જ તૈયાર થઈ રહી હતી. તેણે તો ક્યારનું પોતાનું મ્યાન ફેંકી દીધું હતું; હવે એને ડરાવે એવો ભય ક્યાં રહ્યો હતો? આશા સાથે નિરાશાને પણ એ ઘોળીને પી ગઈ હતી; ઐહિક બાબતો વિષે એને અંતરથી કંટાળો ઊપજ્યો હતો–ઉપરતિ આવી ગઈ હતી. એના દિલમાં એક જ આખરી આકાંક્ષા વાસ કરી રહી હતી કે અંતકાળે, દેહમાં છેલ્લા શ્વાસ હોય ત્યાં સુધી પોતાના શિર ઉપર સ્વાતંત્ર્યનો ઝંડો અભિમાનપૂર્વક ફરકતો હોય! એની એ અસિ-લતા અને એ ઝંડો પગતળે કચરાવા માટે નિર્માયાં નહોતાં; એને આખરી શાંતિ રણમેદાન પર જ સાંપડી શકે! રાવસાહેબને એણે હિંમત આપી; અવ્યવ-

સ્થિત બનના જતા આખા લશ્કરમાં એણે બની શકે તેટલી શિસ્ત અને સંગઠન આપ્યાં, અને પૂર્વ દરવાજો સાચવવાની સઘળી જવાબદારી પોતાને માથે લઈ તે સજ્જ બની બેઠી. એણે માત્ર એટલી જ માગણી કરી: "મારા કર્તવ્યનું પાલન કરવા અર્થે હું તો ક્યારની તૈયાર થઈ ચૂકી છું. તમારું કર્તવ્ય બજાવવાનું તમે ધ્યાનમાં રાખશો."

એણે પોતાનો હંમેશનો લશ્કરી પોશાક ધારણ કરી લીધો. પોતાના ઉમદા જાનવર (ઘોડા) પર તે સવાર થઈ ગઈ, અને રત્નજડિત હાથાવાળી પોતાની તલવાર મ્યાન બહાર ખેંચીને તેણે પોતાના હાથ તળેના લશ્કરને ચડાઈ કરવાનો હુકમ આપ્યો! કોટકી સરાઈ વાળો જે ભાગ એના હાથ તળે સંરક્ષણ અર્થે સોંપાયો હતો તે સ્થળે એણે પોતાના લશ્કરને સજ્જ કરી ગોઠવી દીધું. અંગ્રેજ લશ્કર નજરે ચડતાં જ રણશીંગાં, ભેરીઓ અને નગારાના અવાજોથી વાતાવરણ ઘણઘણી ઊઠયું. જો એના હાથ તળે એની હિંમત અને સાહસને શોભાવે એવું લશ્કર પણ હોત તો—? ડગમગી જનારા અને ઢીલા સિપાઈઓ પણ એની આગેવાનીની પ્રતિભાને કારણે જુસ્સાપૂર્વક રણમેદાનમાં કૂદી પડતા હતા. પોતાના ચુનંદા ઘોડેસ્વારો અને બાકી અન્ય સૈનિકો સાથે આગળ વધી રાણીએ અંગ્રેજ લશ્કરને સારી રીતે માર માર્યો. એની બે સખીઓ મંદાર અને કાશી પણ અતુલ શૌર્યપૂર્વક એની પડખે રહીને લડી. પુરુષવેશ ધારણ કરીને રણમેદાનમાં ઝૂઝતી આ બે આકર્ષક બાંધાવાળી સ્વદેશપ્રેમી જુવાન મહિલાઓની સ્મૃતિ પણ તેમની સ્વામિનીની સાથે સાથે ઇતિહાસમાં ચિરંજીવ બની રહેશે! રાણીના લશ્કર સામે સ્મિથ સરખો સેનાપતિ ભિડાયો હતો; છતાં રાણીનું આજનું સાહસ અને શૌર્ય અતૃપ્ત નયને નીરખી લઈએ એવું હતું. રણમેદાનમાં આજે તે વીજળી પેઠે ચમકતી હતી. રાણીનો મજબૂત લશ્કરી વ્યૂહ

તોડવાના અંગ્રેજોએ ઘણી વાર પ્રયત્નો કર્યાં, પરંતુ દરેક વેળા રાણીએ પોતાની પકડ ક્યાં યે સહેજ પણ ઢીલી થવા દીધી નહોતી. દરેક વેળા એનું લશ્કર અંગ્રેજો પર ભારે ઉત્સાહપૂર્વક તૂટી પડતું, અને અંગ્રેજોનો ખુરદો બોલાવી પાછું ફરતું. આખરે સ્મિથને પીછેહઠ કરવાની ફરજ પડી. લશ્કરી વ્યૂહ તોડવાનું મુશ્કેલીભર્યું કામ એણે પડતું મૂક્યું; અહીં નાગણના દરમાં હાથ ઘાલવાનું છોડી દઈ તેણે પોતાનું ધ્યાન બીજી તરફ દોર્યું!

તે દહાડે યુદ્ધનો અંત આ રીતે થયો. તા. ૧૮મીનો બીજો દિવસ ઊગ્યો. અંગ્રેજોએ તે દહાડો ભારે નિશ્ચયાત્મક લડાઈ લડી લેવાનો નિરધાર કર્યો હતો. તેમણે સઘળી બાજુએથી એકી સાથે કિલ્લા પર હલ્લો કર્યો, અને ખૂબ મહેનત કરી. ગઈ કાલે જે સ્થળેથી જનરલ સ્મિથને પૂરેપૂરી પીછેહઠ કરવાની ફરજ પડી હતી તે જ જગો પર ઝાંસીની રાણીવાળી બાજુએ નવું તાજું લશ્કર લઈ તેણે ફરી હલ્લો કર્યો. સર હ્યુ રોઝને પણ પોતાની હાજરી અનિવાર્ય જણાયાથી તે પોતે પણ એ હલ્લો કરતી બાજુએ જાતે હાજર રહ્યો. આ બાજુ રાણી પણ પોતાના સઘળા લશ્કર સાથે તેને જવાબ આપવા તૈયાર જ હતી. "કાયા મનસા સર્વસ્વનો ત્યાગ-હોમ કરીને કર્તવ્યપાલન અર્થે જ તે રણમેદાને પડી હતી. તે દહાડો તેણે માથા પર ચંદેરી બત્તી ચડાવી હતી. જરી ભરેલું રેશમી અંગરખું અને પગમાં પાયજામો પહેર્યાં હતાં. ગળામાં મોતીનો કંઠો ધારણ કર્યો હતો. નેનો રોજનો અશ્વ થાકી ગયો હોવાથી આજે એણે બીજો નવો બખ્તર કાઢું ચડાવેલો ઘોડો પલાણ્યો હતો. તેની બે દાસીઓ શરબત લેતી હતી ત્યાં તો અંગ્રેજોએ હલ્લો શરૂ કરી દીધાના ખબર આવી પહોંચ્યા. તુરત તીરવેગે તંબૂમાંથી બહાર દોડી જઈને એ રણમેદાનમાં કૂદી પડી! ધનુષ્ય પરથી બાણ પણ આટલા વેગથી ભાગ્યે જ છૂટતું

હશે—ઘનઘોર મેઘોમાંથી વીજળી પણ આટલી ચપળતાથી ભાગ્યે જ ચમકતી હશે—સામે ચાલ્યા આવતા હાથી પર ક્રોધે ભરાયેલ સિંહણ પણ પોતાની ગુફામાંથી બહાર નીકળી ભાગ્યે જ આવી વેગવંતી છલાંગ દેતી હશે—એટલા વેગથી, એટલી ચપળતાથી, એટલી ક્રોધભરી રાણી પોતાના તંબૂમાંથી બહાર દોડીને ઘોડા પર ચડી ખુલ્લી તલવાર સાથે રણમેદાનમાં ઘૂસી ગઈ. એક અંગ્રેજ લેખક લખે છે: "તુરત જ એ રૂપવતી રાણી રણમેદાનમાં દોડી આવી અને સર હ્યુ રોઝના પ્રબળ વ્યૂહ સામે નીડરતાથી સામનો કરતી ખડી થઈ ગઈ. વારે વારે તે પોતાની પલટનોને સખત હલ્લાઓ કરવા પ્રેરતી હતી. એના લશ્કરી વ્યૂહને શત્રુએ જ્યાંત્યાં તોડ્યો હતો, ને ધીરે ધીરે એનું લશ્કર ઘટતું જતું હતું, છતાં મોરચાના ભાગ પર પોતાના શિથિલ થતા જતા લશ્કરમાં પણ નવું ચેતન અને નવું સંગઠન પેદા કરતી અભૂતપૂર્વ પરાક્રમ બતાવતી એ ઘૂમતી હતી. પણ હવે એનો કશો ઉપયોગ થાય તેમ નહોતો. સર હ્યુ રોઝે જાતે પોતાના સાંઢણી સ્વારોની પલટન રાણીના પાછળના ભાગમાં આણી એના વ્યૂહને તોડી એ અંદર ઘૂસ્યો. તોપણ એ અડગ અને હિંમતબાજ રાણી પોતાને સ્થાનેથી ખસી નહિ."

પરંતુ જે વેળા રાણીના હાથ તળેનું લશ્કર અસાધારણ શૌર્યથી લડી રહ્યું હતું, તે વેળા પીઠ પાછળથી અંગ્રેજ લશ્કર પોતા પર ચડી આવતું તેણે જોયું. પાછળ લડનારા ક્રાંતિકારી લશ્કરનો સામનો ક્યારનો સંપૂર્ણપણે તૂટી પડ્યો હતો.

તોપખાનું તો બંધ થઈ જ ગયું હતું; મુખ્ય લશ્કર પણ પાયમાલ થઈ ચૂક્યું હતું. છતાં પર આવેલું અંગ્રેજ લશ્કર ચારે બાજુએથી ઘેરી લેવા આગળ ધસી રહ્યું હતું. આવે અણીને વખતે પોતાના દસપંદર ઘોડેસ્વારો અને બે દાસીઓ સાથે રાણીએ શત્રુનો

ઘેરો તોડીને પેલી પારના પોતાના દેશભાઈઓને જઈ મળવા માટે ઘોડાને પૂરપાટ ફેંક્યો. ફિરંગી હુઝ્ઝાર ઘોડેસ્વારોએ (જેમને અત્યાર સુધી રાણી ક્યાં છે એનો પત્તો જ નહોતો!) રાણી પર વરસાદની પેઠે ગોળીઓની ઝડી વરસાવી, અને શિકારી કૂતરાઓ પેઠે તેઓ તેની પાછળ પડયા. પરંતુ અપૂર્વ હિંમતથી તલવારને જોરે રાણીએ પોતાનો માર્ગ સાફ કરતા કરતા છુટકારો મેળવ્યો ને આગળ પૂરપાટ ઘોડો ફેંક્યો. પરંતુ એટલામાં તો વેદનાભરી ચીસ એને કાને પડી. "અરરર! બાઈસાહેબ, મરી ગઈ રે!" ઓ ભગવાન! આ કોની કારમી ચીસ હશે? પાછું વાળી રાણી જુએ છે તો પોતાની જ દાસી મંદાર એક ગોરા સોલ્જરની ગોળી લાગવાથી મૃત્યુને ભેટતી હતી! ક્રોધથી બેફામ બની એણે એ ફિરંગી પર તલવારનો એવો તો પ્રબળ પ્રહાર કર્યો કે બીજી જ પળે એ ગોરો ત્યાં ને ત્યાં જ ટુકડા થઈ ધરણી પર ઢળી પડ્યો. પોતાની વહાલી સખી મંદારનું રાણીએ એ રીતે વેર વાળ્યું ને તે આગળ ઊપડી. રસ્તામાં એક વોકળો આડો આવ્યો. ઘોડો એક જ ફલંગ મારી હોત તો રાણી ફિરંગીઓના સપાટામાંથી છટકી જાત! પણ એ ઘોડો ખરે વખતે ફાળ ભરવાની જ ના પાડતો હતો. આ ક્ષણે જો એનો અસલ ઉમદા ઘોડો હોત—!

કોઈ જાદુગરો માયાવી અગ્નિ ચોપાસ ફરી વળ્યો હોય એમ એ ઘોડો ત્યાં જ પોતા ફરતું ચક્કર લેવા માંડ્યો, એ વોકળો ટપી જવાની એણે ના જ પાડ્યા કરી! ને આંખનો પલકારો થાય ત્યાં તો અંગ્રેજ ઘોડેસ્વારો એની પાછળ આવી હાજર થયા. રાણીના મોં પર ભય અગર શરણાગતિનું ચિહ્ન નહોતું! અનેકોની તલવારો સામે એની એકલીની તલવારને ટક્કર લેવાની હતી. છતાં તુરત તે અંગ્રેજો પર તૂટી પડી, ને તેમની સમશેરો સાથે પોતાની સમશેર

અથડાવી. એટલામાં તો એક જણે પાછળથી આવી તેના માથા પર ફટકો માર્યો. એ સખત ફટકાથી એના માથાનો જમણો ભાગ કપાઈ ગયો, ને આંખ પણ લબડી રહી: ને ત્યાં તો બીજો ફટકો એની છાતી પર પડ્યો. લક્ષ્મી, મહારાણી લક્ષ્મી! તારા શરીર માંહેના લોહીનું એ છેલ્લું ટીપું પણ હવે વહી ચાલ્યું છે! માટે ઓ માતા! તું હવે એક આખરી બલિદાન ભરખી લે! જીવ જવાની છેવટની ક્ષણે પણ પોતા પર ચડી આવેલા એ ગોરા સોલ્જરના એણે ટુકડા કરી નાખ્યા, અને આખરે અશક્ત બની મૃત્યુની છેલ્લી ઘડીની રાહ જોતી એ રણમેદાન પર ઢળી પડી! રામચંદ્ર રાવ દેશમુખ નામનો એનો એક અતિ પ્રામાણિક સેવક તે વેળા ત્યાં હાજર હતો. તેણે તુરત રાણીને ઊંચકીને પાસેની ઝૂંપડીમાં પહોંચાડી. ગંગાદાસ બાવાએ એને પીવા માટે ઠંડું પાણી આપ્યું અને શરીર ઢાળવા માટે એક પથારી પણ પાથરી દીધી. લોહી ટપકતા દેહ સાથે એ રણચંડીએ શય્યા પર ભાગ્યે જ શરીરને લંબાવ્યું હશે, ત્યાં તો એનો આત્મા એ દુન્યવી કલેવરને છોડીને આકાશમાર્ગે ક્યારે સંચર્યો એ કોઈ જાણી પણ શક્યું નહિ! પ્રાણ નીકળી ગયાનું જણાતાં જ રામચંદ્ર રાવે એની આખરી ઇચ્છા મુજબ શત્રુ દેખી ન જાય એવે સ્થળે એક ઘાસની ચિતા ખડકી, રાણીના મૃત દેહને એના પર પોઢાડ્યો, અને પરતંત્રતાનો પાપી સ્પર્શ એના મૃત દેહને પણ થાય એ પહેલાં એને અગ્નિદાહ દેવાયો!

સિંહાસને નહિ તો ચિતા ઉપર, પરંતુ લક્ષ્મી પોતાના પ્રાણથી પણ પ્યારી સ્વતંત્રતા સાથે—પોતાના અમૂલ્ય સ્વાતંત્ર્યકૌસ્તુભ સાથે જ શોભી રહી! રણભૂમિમાં મૃત્યુને ભેટી એણે પરલોકમાં પ્રયાણ કર્યું. ત્યાં એને પકડવા કોઈ જ જઈ શકે તેમ નહોતું! શત્રુઓને એનો હજુ પીછો પકડવો હોય તો તેમણે હડહડ બળતી

અગ્નિજ્વાલાઓમાં જ હવે તો પ્રવેશ કરવો જોઈએ!

લક્ષ્મીની રણગર્જનાનો આ ઇતિહાસ. એણે પોતાના ધ્યેયને હાંસલ કર્યું, અને મહત્ત્વાકાંક્ષા સફળ બનાવી પોતાનો નિશ્ચય પાર પાડ્યો. આવું એકાદ પણ ધન્ય જીવતર, દેશ સમસ્તમાં હજી ચેતન ભર્યું પાથર્યું હોવાની સાક્ષી પૂરવા બસ છે! સર્વ સદ્‌ગુણોની ખાણ-રૂપ એ દેવીસમી હતી! એક સામાન્ય સ્ત્રી, પૂરાં બાવીસ ત્રેવીસ વર્ષની ઉંમર ભાગ્યે હશે, ગુલાબથી મૃદુ મોહક, રણેશ્રીકરણીમાં મીઠાશ-ભરી અને અતિશય વિશુદ્ધ ચારિત્ર્યવાળી — આવી એક અબળાએ પુરુષોમાં પણ સહેજે ન સાંપડતી એવી સંગઠનકુશળતાથી પોતાની પ્રજાનું મન હરી લીધું હતું. સ્વદેશભક્તિની દિવ્ય જ્યોત તો તેના અંતરમાં સદા ય સળગ્યા જ કરતી હતી. સ્વદેશની પ્રતિષ્ઠા જાળ-વવામાં એ સૌથી મોખરે હતી, તેમ રણયોજનામાં પણ તે કોઈથી ઊતરે તેવી નહોતી! આવી દેવીતુલ્ય સ્ત્રીરત્ન–પુત્રી–રાણી મેળ-વવાનું સદ્‌ભાગ્ય કોઈ બડભાગી દેશને જ સાંપડે છે! એનું માન હજુ ઈંગ્લાંડ પણ મેળવી શકેલ નથી. ઈટાલીના ઇતિહાસમાં ઉદાત્ત આદર્શો અને મહાન પરાક્રમો દાખવ્યાનાં દૃષ્ટાંતો તો અનેક સાંપડે છે, છતાં એ યશસ્વી કાળે પણ ઈટાલીએ કોઈ લક્ષ્મીબાઈને જન્મ આપ્યાનું જાણ્યું નથી! . . . .

અરે, ખુદ ભારતભૂમિએ પણ જો આવો યશઃપૂરિત સ્વાતંત્ર્ય-સંગ્રામ માંડ્યો ન હોત તો આ દેશમાં પણ આવી પરાક્રમી રાણી ભાગ્યે જ પેદા થઈ હોત! મહાસાગરને તળિયે દટાયેલાં કિંમતી મૌક્તિકો કાંઈ એના પૃષ્ઠ ભાગ ઉપર નથી સાંપડતાં! રાત્રિના પ્રશાંત અંધકારમાં સૂર્યકાંત મણિનું તેજ પ્રગટ થતું નથી; અગર કાયની સાદી લખોટીમાંથી કપાસના પોલમાં અગ્નિના તણખા સર્જાવી શકાતા નથી. એ સઘળાને માટે સંઘર્ષ–વિરોધની જરૂર પહેલી

હોય છે. પ્રથમ તો અન્યાયોથી દિલ બેચેન બનનું જોઈએ, અને માત્ર શબ્દાર્થ રૂપે નહિ પરંતુ સાચા અર્થમાં લોહીનું ટીપેટીપું પાણબળી ઊઠવું જોઈએ. તો જ એમાંથી દેશપ્રેમની જાજ્વલ્યમાન જ્યોતિ સળગી ઊઠે. આ રીતે ચેતેલી ભઠ્ઠીમાં જ અલૌકિક તેજના કણો ચમકવા માંડે. આ શોધનકાળ ઘણી વાર જરા લાંબો હોય છે; એ દરમિયાન સઘળી હલકી ધાતુ બળીને ખાખ થઈ જાય છે, અને ત્યારે જ સર્વ સદ્ગુણોની શુદ્ધ કાંચનસમી મૂર્તિ એમાંથી પેદા થાય છે. ઈ. સ. ૧૮૫૭ માં હિંદભૂમિનો કોપ અક્ષરશ પ્રજળી ઊઠ્યો, અને સારી દુનિયાના કાન ફાડી નાખે એવો ભયાનક ધડાકો થયો! મીરતમાં પડેલો તણખો ખર્યો—ને જે ધરતી ડેલ્હૌસીની ભીતમચક્કીમાં સપાટ અને ઊજડ બની ગઈ હતી તે, દાંસીને દારૂ ભરેલા કોઈ ભંડાર જેવી નીવડી. એકાદ બાણગોળો સળગાવી આકાશમાં ચડાવ્યા પછી તે ફૂટે ત્યારે જેમ તેમાથી જાતજાતના તેજગોળાઓ છૂટે · તેમ ક્રાંતિના એ અગ્નિબાણમાંથી ધગધગતું લોહી, લડાઈઓ અને શસ્ત્રો જ ફૂટી નીકળ્યાં. અને એ બાણગોળો કેવો પ્રચંડ હતો! મીરતથી વિંધ્યાદ્રિ સુધી લાંબો અને પેશાવરથી ડમડમ સુધી પહોળો એ પથરાયો હતો. જુઓ, હવે એ સળગાવવામા આવે છે; જુઓ ચાલ્યો; હવે એની અગ્નિજ્વાળાનાં તોફાનો દશે દિશામાં પથરાઈ ગયાં! દિલ્હીનો ઘેરો, સ્વામીનું વેર, કાનપુર અને લખનૌના સિકંદરબાગની કત્તલો—જાણે લોહીનો જ મુશળધાર વરસાદ! હજારો ચરાઓ સૂઝી રહ્યા છે, ને ઢળી પડે છે, અને અગ્નિના ભક્ષ્ય તરીકે હોમાઈ જાય છે! જુઓ જુઓ, પેલો કુમારસિંહ આવે! જુઓ એ ઝૂઝે છે, તે એ પણ પટકાઈ પડે છે! જુઓ પેલો મૌલવી આવે. રણમેદાનમાં એ હાક બોલાવે છે, ને એ પણ ધરણી પર ઢળી પડે છે! કાનપુર, લખનૌ, બરેલી, જગદીશપુર, ઝાંસી,

બાંદા, ફરૂકાબાદ-બધાનાં સિંહાસનો અને રાજમુકુટો: પાંચ હજાર, દસ હજાર, પચાસ હજાર, અરે લાખો તલવારો, ઝંડાઓ, પતાકાઓ, સિપાઈઓ, હાથીઓ, ઘોડા, એક પછી એક આગળ આવે જ જાય છે, અંદર ધૂસે છે અને હડહડ બળતા એ પ્રલયકારી અગ્નિમાં ઘૂમે છે! થોડા સમય એ ભયંકર અગ્નિશિખાઓ પર ચડી તેઓ ઝૂમે છે, ને જોતજોતામાં તો ચક્કર ખાઈને ગબડી પડે છે અને એ અગ્નિમાં હોમાઈ જાય છે. સ્થળે સ્થળે યુદ્ધ અને પ્રલય મંડાયો છે. ચોક્કસ છે કે એ અગ્નિપ્રલય જ્વાલામુખીનો જ છે!

અને ગંગાદાસ બાવાની મઢી પાસે હડહડ બળતી ઝાંસીની રાણીની એ ચિતા તો સત્તાવનના સ્વાતંત્ર્યસંગ્રામના એ કોપાયમાન જ્વાળામુખીએ આદરેલા પ્રલયની છેલ્લી અગ્નિજ્વાળા હતી!

ખંડ ત્રીજો સમાપ્ત

# તાત્કાલિક શાંતિ

"આ અમારી જ માતૃભૂમિમાં તમે પરદેશી ફિરંગીઓ માલેક ગણાયા અને અમે, આ ભૂમિનાં જ સંતાનો, શું ચોર અને લૂંટારા ગણાશું?" ઇતિહાસે નાનાસાહેબના આટલા જ આખરી શબ્દો નોંધ્યા છે! બીજા બાજીરાવના નામરદાઈ અને નાદાનિયતભર્યા વહીવટનું પેશ્વાઈની ગાદીને ચોટેલું કલંક હવે લોહીની નદીઓ વહેવડાવી ધોઈ કાઢવામાં આવ્યું હતું–ચિતોડની રજપૂતાઈ પેઠે જ એ ગાદી હવે રણમેદાનમાં લડતાં લડતાં સ્વાતંત્ર્યયજ્ઞની જ્વાળાઓમાં જલીને ભસ્મ બની ગઈ!

— અને આમ અત્યાર સુધી ધણધણી રહેલું જ્વાળામુખીનું મુખ પાછું બિડાઈ ગયું. લીલીછમ હરિયાળી ફરી પાછી એ મુખ પર ઊગી નીકળી. ચોમેર શાંતિ, સંરક્ષણ અને પરસ્પર પ્રેમભાવનું વાતાવરણ–સામ્રાજ્ય પથરાઈ રહ્યું. તોપણ, ભલે એ જ્વાળામુખીનો પૃષ્ઠભાગ આટલો નયનમનોહર અને મૃદુશીતલ ભાસતો હોય, છતાં એ જ પૃષ્ઠભાગતળે ભયંકર, કોપાવિષ્ટ જ્વાળામુખી સુષુપ્ત દશામાં હજુ દટાઈ રહ્યો છે, એનો ઝાંખો સરખો ખ્યાલ પણ કોઈને છે ખરો?

# ખંડ ચોથો

## પ્રકરણ પહેલું

### વિહંગાવલોકન

૧૮૫૭ના ક્રાંતિયુદ્ધનું મુખ્ય રણક્ષેત્ર ઉત્તર હિંદુસ્તાન બન્યું હોવાથી અહીં સુધી એ પ્રાંતમાં બનેલા અપૂર્વ બનાવો પરત્વે જ વધારે લખવામાં આવ્યું છે. પરંતુ ક્રાંતિની વ્યાપકતાનું સંપૂર્ણપણે આકલન થઈ શકે તે માટે બીજા પ્રાંતોમાં પણ એનાં જે દર્શન થયાં એનો ખ્યાલ લેવો હવે જરૂરી છે. આથી એ ભીષણ પ્રલયાગ્નિની જ્વાળાઓ જ્યારે ઉત્તરખંડમાં આકાશે અડી રહી હતી, તે દરમિયાન અન્ય વિભાગોમાં એના તણખા ક્યાં ક્યાં અને કઈ કઈ રીતે ઊડ્યા હતા. એનું અવલોકન આપણે ટૂંકમાં કરી લઈએ.

દિલ્હીના ઘેરાવાળા પ્રકરણમાં પંજાબમાં જે ઊથલપાથલ થઈ એનું થોડું ઘણું વર્ણન અગાઉ એ સ્થાને અપાઈ ગયું છે. તે પછી ક્રાંતિ માટેના એકાદ બે પ્રયત્નો થયેલા તેની વાત જવા દઈએ તો પંજાબ લગભગ શાંત જ રહ્યો હતો એમ કહેવું જોઈએ. હિંદુ-મુસલમાન બંને જમાતના લોકો ક્રાંતિકારીઓ તરફ અંતઃકરણથી સહાનુભૂતિ

ધરાવતા હતા; એ જ રીતે બ્રિટિશો પરત્વેનો અદમ્ય દ્વેષાગ્નિ પણ તેમના દિલમાં સળગી રહ્યો હતો. તેમ છતાં જનતાએ એમાંથી એકે પક્ષ પ્રત્યે કોઈ તરેહની સક્રિય મદદ દાખવી નહિ. શીખ રાજ્યો તેમ જ શીખ ધર્મના અનુયાયીઓ તો ઊલટાના ક્રાંતિકારીઓની વિરુદ્ધમાં જ જઈ બેઠા હતા. તટસ્થ રહેવાનું તો બાજુએ જ રહ્યું, પરંતુ જાહેર રીતે અંગ્રેજો સાથે ભળી જઈને રણમેદાનમાં પોતાના દેશબાંધવોનાં લોહીની નીકો વહેવડાવવામાં તેમણે સહેજ પણ પાછું વાળીને જોયું નહોતું!

રજપૂતાનાનો સર્વસાધારણ આમ વર્ગ ક્રાંતિકારીઓ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતો હતો, એ અનેક દાખલાઓ પરથી સાબિત કરી શકાય તેવું છે. જયપુર, જોધપુર અને ઉદેપુરનાં રજવાડાંઓમાંથી અંગ્રેજોને પક્ષે લડનારા હિંદી સિપાઈઓ પર ગાળો અને શાપોનો વરસાદ વરસી રહેતો; ક્રાંતિકારીઓના વિજયના સમાચાર મળતાં જ તેની બજારો અને રસ્તાઓમાં જે આનંદદર્શક ઉદ્ગારો અને જયનાદોના ધ્વનિઓ ઉમળકાભેર ઊઠતા, તથા ક્રાંતિકારીઓના પરાજયની વાત સાંભળતાં જ જે રીતે તેમનાં દિલ દુઃખની લાગણીઓથી ઊભરાઈ જતાં, તે પરથી એ સ્પષ્ટ જ જણાઈ આવે છે કે આ મહાન રાષ્ટ્રીય ઉત્થાનમાં ક્રાંતિકારીઓ સફળતા પામે એવું આખી રજપૂત જનતા હમેશાં મનમાં ઇચ્છયા કરતી–માગ્યા કરતી. રજપૂત રાજાઓનો વિચાર કરતાં એવું દેખાય છે કે એમાંના ઘણા રાજાઓ બરોબર અણીની વેળા આવી પહોંચતાં સુધી જાહેરમાં એકે ય પક્ષ તરફ ઢળ્યા વિના તટસ્થ જ રહ્યા હતા. પરંતુ જ્યારે એ રાજાઓ પર લશ્કરી મદદ મોકલવા માટે અંગ્રેજો તરફથી દબાણ કરવામાં આવતું તે વેળા એ રાજાઓનાં લશ્કરો પોતે જ પોતાના દેશભાઈઓ વિરુદ્ધ અંગ્રેજ સરકારને પક્ષે રહી લડવાની વાતનો ચોખ્ખો ઇનકાર કરતાં!

૧૮૫૭ના સ્વાતંત્ર્યસંગ્રામનું ખરું કુરુક્ષેત્ર ગણીએ તો સંયુક્ત પ્રાંત, અયોધ્યા, રોહિલખંડ, બિહાર, બંગાળ, બુંદેલખંડ અને મધ્ય પ્રાંતના પ્રદેશો ગણવા જોઈએ. બ્રહ્મદેશ અને રંગૂનમાં બહુ થોડે અંશે ને સામાન્ય તરેહની હિલચાલ દેખાઈ હતી; પરંતુ એ બધામાં દુર્ભાગ્યની ઘટના એ હતી કે એ સઘળા બનાવો 'પરણ્યા પછીનું ડહાપણ' બતાવવા જેવા હોઈ નિષ્ફળ નીવડ્યા હતા.

વિંધ્યાચળ પર્વતની ઉત્તર બાજુના પ્રદેશનું આ ટૂંકું અને ઝડપી વિહંગાવલોકન છે. હવે આપણે એની દક્ષિણ તરફ દૃષ્ટિ વાળીએ.

દક્ષિણ દિશામાં સૌ પહેલાં આપણી નજર શિવાજી મહારાજે સ્થાપેલા મરાઠી સામ્રાજ્ય પર પડે છે આ મરાઠી સામ્રાજ્યના જ અંગ અગર અવશેષ સમા ઉત્તરખંડમાં ગયેલા એના દેશભાઈઓ કાનપુર, કાલ્પી અને ઝાંસીમાં પણ ભયાનક રણસંગ્રામો ખેલી રહ્યા હતા. આ રીતે જોતાં રાયગઢથી ઉખેડી અણાયેલું મરાઠાઓનું સિંહાસન કાનપુરના રક્તસાગરમાંથી ઊંચે ઊપસી આવ્યું, અને સંતાજી ઘોરપડે તથા ધનાજી જાધવ સમા વીરનરોએ ફરકાવેલો મરાઠાઓનો જરીપટકા—ભગવો ઝંડો ફરી તાત્યા ટોપેના હસ્તે દિગંતમાં ડોલી રહ્યો! ઉત્થાન વેળા ઉત્તર હિંદુસ્તાનમાં એકયની જે અપૂર્વ ભાવના, હિંમત અને દૃઢ નિશ્ચય દૃગ્ગોચર થયાં એ જ ભાવના, હિંમત અને દૃઢ નિશ્ચય દક્ષિણના પ્રાંતોએ પણ દાખવ્યાં હોત તો મરાઠાઓના ભગવા ઝંડાને કોઈ કાળે શરમથી નીચું જોવાનો વારો આવત નહિ. ભલે એનો સ્પષ્ટ આવિર્ભાવ મોં પર દેખાય યા ન દેખાય, પણ એવો સાચો મરાઠો બચ્ચો ભાગ્યે જ સાંપડશે જેનું હૈયું રણમેદાનમાં ફરકતા ઉન્નત ભગવા ઝંડાનાં દર્શનથી અભિમાન અને સ્વરાજ્યપ્રેમથી ગજ ગજ ઊછળતું નહિ હોય! ઈ. સ. ૧૮૫૭માં પણ હરેક મરાઠાનું હૈયું વીરસ્ફૂર્તિથી ઉભરાઈ રહ્યું હતું; પરંતુ દૃઢ

નિશ્ચયનો અભાવ અને લાભાલાભનો વિચાર એ બે વિકૃતિઓને પરિણામે એ વીરમૂર્તિ એના ગર્ભમાં જ ગળી-ગળી ગઈ! જે વેળા ક્રાંતિની યોજના ઉત્તર હિંદુસ્તાનમાં બહુ વિશાળ પાયા પર ફેલાઈ રહી હતી, તે જ વેળા ક્રાંતિનો સંદેશો લઈને એના પ્રચારક દૂતો આખા દક્ષિણ હિંદુસ્તાનના દરેકેદરેક રાજ્યમાં અને ગામડે ગામડે ઘૂમી રહ્યા હતા. સાતારાના રંગો બાપુજી અને કાનપુરના નાના-સાહેબનો પત્રવ્યવહાર તો ચાલુ જ હતો. પૂના, સાતારા, ધારવાડ, બેલગામ અને હૈદ્રાબાદ વગેરે સ્થળે સઘળી પલટનોમાં બ્રાહ્મણો, મૌલવીઓ તેમ જ ઉત્તર હિંદુસ્તાન તરફથી આવેલા સિપાઈઓના પ્રતિનિધિઓ હાથમાં ક્રાંતિની સળગતી મશાલ સાહીને છૂપી રીતે ફર્યા જ કરતા હતા. તે સાથે મ્હૈસૂરથી માંડીને ઠેઠ વિંધ્યાચળ સુધી સ્થળે સ્થળે 'ઉત્તર પ્રાંત બળવો કરતાં જ અમે પણ બળવો પોકારશું' એ મતલબની પ્રતિજ્ઞાઓ પણ લેવાઈ રહી હતી. અને દક્ષિણ પ્રાંતે પણ જોકે બળવો પોકાર્યો ખરો, પરંતુ એ ચિનગારી ઉત્તર પ્રાંતની સાથોસાથ જ ચેતવાની આવશ્યકતા હતી એ મુખ્ય મુદ્દો જ વિસરાઈ ગયો! ઉત્તરમાં ક્રાંતિનું મોજું માની ન શકાય એટલી ત્વરાથી-વીજળીવેગે ફેલાઈ ગયું; એટલું જ નહિ પણ એ ઉત્થાનનું સ્વરૂપ પણ "કાર્ય સાધયામિ વા દેહં પાતયામિ" જેવી દૃઢતાભર્યું હતું! જ્યારે ઉત્તરની સાથોસાથ બળવો કરી ઊઠવાને બદલે દક્ષિણ પ્રાંતે માત્ર પ્રેક્ષક તરીકે ઉત્તર પ્રાંત શી પ્રગતિ કરે છે તે કેવળ જોયા જ કર્યું! ક્રાંતિ સરખા અણીને પ્રસંગે તો એકેક પળ એવી હોય છે કે જેના પર તો (રાષ્ટ્રના) જીવનમરણનો આધાર રહે છે. અર્થાત્ ઉતાવળે ક્રાંતિ કરી બેસવું અગર તો તે સારુ અતિશય ઢીલાઈ અને ધીમાશ દાખવવી એ બંને બાબતોમાં થોડુંઘણું નુકસાન તો રહેવું જ છે. પરંતુ એવી મુશ્કેલીભરી પરિસ્થિતિમાં પણ જે કુશળ આગે-

વાન હોય છે તે એવી પળને પસંદ કરી શોધી કાઢે છે કે જે ક્ષણે હિંમતભેર ઝુકાવવાથી એમાંથી વધારેમાં વધારે લાભ અવશ્ય મેળવી શકાય. ક્રાંતિઓ કંઈ કાળે ગણિતના સિદ્ધાંતો પ્રમાણે જ પ્રગતિ કરતી જાણી નથી. ધ્યેયવાદી આત્માના દિલમાં પ્રગટેલા પ્રક્ષોભની પ્રચંડ શક્તિ પર જ ક્રાંતિનો યશ અવલંબે છે. અકર્મણ્યતારૂપી એદીપણાને લીધે ક્રાંતિનું જોર નરમ પડી જાય છે; સતત ક્રિયારૂપી સળગતી આગની ઉષ્મા પર જ એ પોષાઈ શકે છે. સંયમ, ગણતરી અને ક્રાંતિના ચોક્કસ દિવસનો નિરધાર વગેરે વિગતો ક્રાંતિ સળગી ઊઠે ત્યાં સુધી વ્યાજબી ગણાય. પરંતુ એક વાર ક્રાંતિનું રણશિંગું બજ્યું અગર તો ક્રાંતિના નગારા પર પહેલી દાંડીનો ધણેણાટ બોલ્યો કે પછી તો પ્રાણની પણ પરવા કર્યા વિના તુરત જ ભીષણ રણમેદાન ખેડવા માટે ખડ્ગ ધારણ કરી કૂદી પડ્યે જ છૂટકો! આ વખતે જે સહેજ પણ થથરે અગર સંકોચ પામે, તેને આખરે માર જ ખાવો પડે છે. જે વેળા ક્રાંતિ બારણું ખખડાવી રહી હોય તે વેળા, અત્યાર કૂદી પડવું વ્યાજબી ગણાશે કે પાછળથી એવો વિચાર કરવામાં જે વિના કારણ વખત વિતાવતો રોકાઈ રહે છે, તે અવશ્ય સત્યાનાશ વહોરી લે છે! ક્રાંતિની યોજના અને ગોઠવણ કરતી વેળા શાંતિ અને સંયમ જરૂરનાં હોવા છતાં નગારા પર દાંડી પડતાં જ પછી તો વધારેમાં વધારે સાહસ અને પરાક્રમ એ જ મુખ્ય સૂત્ર બની રહેવાં જોઈએ! યોજના, સંગઠન, સાધનસંચય, વગેરે કાર્યો વેળા દરેક જણે પૂરતી સાવચેતી રાખવી જોઈએ; એ વેળા જાણે વર ઘોડામાં સાજનમાજન શોભા કરવા નીકળ્યા એવી શાંતિ અને ધીરજ જાળવવાં જોઈએ. પરંતુ એક વાર ક્રાંતિનો ભડકો સળગી ઊઠે કે પછી તો સહેજ પણ થથરાટ વિના સીધા તીરની પેઠે ઘૂસવું જોઈએ, એ સળગતા અંગારાઓ પરથી પમાર થઈ શત્રુ પર તૂટી પડવાનું

ધ્યેય જ ધ્યાનમાં રાખવું જોઈએ. ભલે પછી એમાં જરા મળે અગર પરાજય પામવાનો વખત આવે; ભલે મૃત્યુ આવે અગર આખરે જીવતા રહેવાનું સદ્ભાગ્ય સાંપડે. સખત અને પ્રાણાંત સુધીનું યુદ્ધ એ એક જ નિરધાર સાથે 'મારતાં મારતાં જ મૃત્યુને ભેટવા' સારુ તૈયાર રહેવું જોઈએ. યુદ્ધનાં નગારાં એક વાર ગડગડવા માંડયા પછી તો ક્રાંતિમાં સફળ થવાનો માત્ર એક જ માર્ગ રહે છે—જરા ય અચકાયા વિના સીધો પહેલો ઘા કરવો! એમાં તો પહેલો ઘા પરમેશ્વરનો; પાછળ રહ્યા કે મૂઆ!

ક્રાંતિના આ મુખ્ય—જીવનસિદ્ધાંતને જ દક્ષિણે વિસારી દીધો. ઉત્તરની સાથોસાથ—અરે તુરતાતુરત ક્રાંતિનો ઝંડો ફરકાવવાને બદલે ત્યાંની જાગૃતિ બહુ ધીરે ધીરે આવી—જાણે લપાતાં છુપાતાં પગલું ભરાતું હોય એમ એ ઘણા વિલંબમાં પડી. વિજય પરત્વેની મનમાં વસતી આશંકા, અને પરિણામે માત્ર છૂટાંછવાયાં બેચાર સ્થાનોએ જ ઉત્સાહમાં આવી જઈને થયેલાં છમકલાં—જે તુરતાતુરત શમી ગયાં હતા— આ બધાનું પરિણામ અપયશમાં જ આવે એ તો જાણે કબીર કહેતા ગયા હતા. આ બધું કેમ અને શી રીતે બની ગયું એની ટૂંકમાં માહિતી આપવાનું કામ હવે અહીં પતાવી દઈએ.

દક્ષિણમાં કોલ્હાપુરમાં ૨૭મી, બેલગામમાં ૨૯મી અને ધારવાડમાં ૨૮મી એમ ત્રણ મુખ્ય પલટનો હતી. પત્રો દ્વારા જ્યારે ક્રાંતિના દિવસોનો કાર્યક્રમ ઘડાયો ત્યારે આ સઘળી પલટનોએ વિફરી બેસવાનો દિવસ ૧૦મી ઑગસ્ટનો મુકરર કરવામાં આવ્યો હતો. પરંતુ દરમિયાન લોકો પર તેમ જ સિપાઈઓ પર ધાક બેસાડવા નિમિત્તે થોડુંએક અંગ્રેજ લશ્કર કોલ્હાપુરમાં મોકલવામાં આવ્યું હતું. તાર ખાતાના એક ઉપરી મારફત આ સમાચાર સિપાઈઓને અગાઉથી મળી ગયા. પરિણામે ગરમ થઈ રહેલા સિપાઈઓ મુકરર

કરેલી તારીખ-પહેલાં જ એટલે ૩૧ મી જુલાઈ ૧૮૫૭ના રોજ બળવો કરી બેઠા. તેમણે પોતાના થોડાએક લશ્કરી અફસરોને ઠાર કર્યા, મળી શકે તેટલી સઘળી રોકડ સિલ્લિક તાબામાં લીધી, અંગ્રેજ લશ્કર આવી પહોંચતાં જ તેની સાથે થોડીક ઝપાઝપીમાં પણ ઊતર્યા અને આખરે ઘાટમાં પલાયન કરી ગયા! સાવંતવાડીના રામજી સિરસાળ નામના આગેવાનના હાથ તળે આ જુદી જુદી ક્રાંતિકારી ટુકડીઓ એકત્ર થઈ અને તેમણે 'કડી' જંગલની બાજુએથી અંગ્રેજોને સતાવવાનો આરંભ કર્યો. પણ થોડાએક મહિનાઓને અંતે ગોવાના પોર્ટુગીઝોની મદદ લઈને અંગ્રેજોએ તેમને જેર કર્યા અને તગડી મૂકયા. નવા આવેલ અંગ્રેજ લશ્કરી અધિકારી જેકબે કોલ્હાપુરમાં આવી ત્યાંના સઘળા સિપાઈઓ પાસે હથિયાર હેઠાં મુકાવી દીધાં, અને પછી આગેવાન ક્રાંતિકારીઓને ઠાર કર્યા.

પરંતુ જે દહાડો કોલ્હાપુરના સિપાઈઓએ બળવો પોકાર્યો તે જ દિવસે કોલ્હાપુરના લોકોએ—જનતાએ પણ તેમને સાથ આપી ક્રાંતિનો પડઘો પાડચો નહિ. વચગાળામાં કાનપુરથી નાનાસાહેબ તરફથી ક્રાંતિદૂતો કોલ્હાપુરમાં આવેલા હતા; જુવાન મહારાજા—કોલ્હાપુરના છત્રપતિને મળીને તેમણે મહારાજાને ક્રાંતિ પક્ષ તરફ વાળી પણ લીધાનું કહેવાય છે. લખનૌની રાજસભા (દરબાર) તરફથી છત્રપતિને ભેટ તરીકે એક તલવાર પણ મોકલવામાં આવી હતી. એ જ અનુસાર સાંગલી, જમખંડી, વગેરે મરાઠી રજવાડાંઓ સાથે પણ ક્રાંતિકારીઓને પત્રવ્યવહાર થયો જ હતો. પરંતુ ખુદ છત્રપતિ મહારાજા કરતાં તેમના નાના ભાઈ ચિમણાસાહેબમાં જ શિવાજી મહારાજનું અસલ લોહી વધારે વહેતું હતું એમ જણાઈ આવ્યું. વચગાળામાં મળેલી નિષ્ફળતાને કારણે ક્રાંતિની જે જે યોજનાઓ ઊધી વળી ગઈ હતી, તે ફરી તેમણે સાંધી—ગોઠવી દીધી અને તેને સફળ રીતે

પાર પાડવાની મહેનત આદરી. ક્રાંતિ અર્થે થોડાએક સ્વયંસેવકો તેમ જ એક Irregular સૈન્ય તેણે કોલ્હાપુરમાં તૈયાર પણ કર્યું, અને એ યોજના મુજબ કોલ્હાપુરે તા. ૧૫મી ડિસેમ્બરના રોજ ફરી માથું ઊંચક્યું. શહેરના ગઢના દરવાજા બંધ કરી દેવામાં આવ્યા, ગઢ ઉપર તોપો ચડાવવામાં આવી અને રથજેરથજે ક્રાંતિની જાહેરાતના ઢોલો વગાડવામાં આવ્યા. જ્યારે જેકબને કાને આ ખબર પહોંચ્યા, ત્યારે તેણે પોતા પાસેના લશ્કરને ગોઠવીને કચ્છના દરવાજા પર હલ્લો કર્યો. ત્યાંથી માંડીને અંગ્રેજ લશ્કરે રાજમહેલ કબજે કર્યો ત્યાં સુધી ભયંકર યુદ્ધ ચાલ્યું હતું. એમના હારી જવા પછી નિયમ મુજબ છત્રપતિએ એવી જાહેરાત કરી કે "મારા હુકમોની અવગણના કરીને લોકો અને સિપાઈઓએ જ આ બળવો કર્યો છે." પરંતુ જ્યારે તેમની પાસે ક્રાંતિના આગેવાનોનાં નામો માગવામાં આવ્યાં ત્યારે તેમણે એ પરત્વે પોતાનું અજ્ઞાન જાહેર કર્યું. આગેવાનોને પકડવા માટે જેકબે આભપાતાળ એક કર્યાં; કેવળ શંકા ખાતર પણ તેણે અનેક લોકોને જેલમાં પૂર્યા. છતાં આ ભયંકર કાવતરાની જરા પણ માહિતી તે મેળવી ન શક્યો! એક આગેવાન તો તેને પકડવામાં આવતાં જ પોતા પાસે જે વાંધાભર્યા કાગળો હતા તે કાઢીને ડૂચો કરી ગળી ગયો! જે અનેક લોકોને તોપને મોંએ ઉડાવી દેવામાં આવ્યા હતા, તેમાંથી એક જણ તો પહેલી વખત મરી જવાને બદલે માત્ર ઘાયલ જ થયો હતો; છતાં ભારે અભિમાનથી છાતી કાઢીને ઉડાવી દેવાનો આગ્રહ બતાવતો ફરી તે તોપની સામે જઈને ઊભો રહ્યો! જેકબે તેની પાસે જઈ તેને કહ્યું: "ભાઈ! મને તારી દયા આવે છે! તને ફોસલાવીને જ મોટે ભાગે આ બળવામાં જોડાવાનું સમજાવવામાં આવ્યું હોવું જોઈએ. એટલે જો તું તારા સાથીઓનાં કોઈનાં–ભલે થોડાંકનાં નામ આપીને સરકારને મદદ કરે તો તારા પ્રત્યે રહેમદિલી દાખવી તને જીવતદાન આપવામાં

આવશે!" પરંતુ છિન્નભિન્ન થયેલા (તોપના ધડાકા વેળા) પોતાના ઘાયલ દેહની અતિ દર્દભરી વેદનાઓની સહેજ પણ દરકાર રાખ્યા વિના ભારે હિંમતથી એ વીર નરે "મારા પ્રત્યે (જેકબ પ્રત્યે) એક તિરસ્કાર ભરી દષ્ટિ ફેંકી બેદરકારીથી જવાબ આપ્યો· 'મેં એવો કયો ગુનો કર્યો છે?" અને એક ય માણસનું નામ જાહેર કર્યા વિના તે મોં ફેરવી ગયો અને સીધો આગ વરસાવતી તોપના મોં સામે જઈ ઊભો રહ્યો! એક બીજો ક્રાંતિકારી–તોપ સાથે બાંધીને તેને ઉડાવી દેવાનો હતો તે પહેલાં–એક આગેવાનનું નામ ઝીણે અવાજે બોલી ગયો. એ સાંભળતાં જ ત્યાં હાજર રહેલો એક સરકારી નોકર છાનોમાનો ત્યાંથી છટકી જઈ ક્રાંતિકારી આગેવાન તેમ જ ક્રાંતિ સાથે જોડાયેલા શહેરના બીજા ગૃહસ્થોને ખબર આપી આવ્યો. અંગ્રેજ અધિકારીઓ જ્યારે એ નામવાળા આગેવાનને પકડવા શહેરમાં આવ્યા ત્યારે તપાસ કરતાં એ માણસ અત્યાર પહેલાં જ નાસી છૂટયાના ખબર તેમણે સાંભળ્યા! ક્રાંતિકારીઓ આ રીતે પરસ્પર ભારે વિશ્વાસથી જોડાયેલા–બંધાયેલા હતા. અને એ પદ્ધતિ દ્વારા જ કોઈ જાતની મુશ્કેલી અગર કશા ગોટાળા વિના જુદા જુદા વિભાગો, ટુકડીઓ અને સર્વેને આખી વિશાળ સંગઠનની યોજનામાં જોડી દેવામાં આવ્યાં હતાં.[૧]

---

૧ "But it is difficult to describe the wonderful secrecy with which the whole conspiracy was conducted and the forethought supplying the schemes, and the caution with which each group of conspirators worked apart, concealing the connecting links, and instructing them with just sufficient information for the purpose in view. And all this was equalled only by fidelity with which they adhered to each other." *Western India*, by Sir George Le Grand Jacob, K.C.S.I.,C.B.

કોલ્હાપુરમાં આવા બનાવો બની રહ્યા હતા તે દરમિયાન તા. ૧૦ ઑગસ્ટના અરસામાં બેલગામમાં પણ ક્રાંતિનાં ચિહ્નો દેખાવા માંડ્યાં હતાં. પરંતુ છેક છેલ્લી ક્ષણે સિપાઈઓના આગેવાન ઠાકુરસિંહ તથા લોકોના એક પ્રમુખ હિંમતબાજ આગેવાન મુનશી—એ બંનેને અટકમાં લેવામાં આવ્યા. તુરત જ એક નવું અંગ્રેજ લશ્કર પણ એ બાજુ રવાના કરી દેવામાં આવ્યું. પરિણામે બેલગામ અને ધારવાડ બંને સ્થળોની ક્રાંતિ દબાઈ ગઈ અને તે પછી ત્યાં કોઈ જાતની હિલચાલ થઈ નહિ. આ નાગરી આગેવાન મુનશી સરકારી નોકર હતો, અને એણે લખેલા વાંધાભર્યા પત્રો કોલ્હાપુર અને પૂનાના સિપાઈઓ પાસેથી હાથ પણ આવ્યા હતા. એ પુરાવાને જોરે એને તોપને મોંએ બાંધીને ઉડાવી દેવામાં આવ્યો.

સાતારામાં રંગો બાપુજી પર તો પહેલેથી જ સરકારની કડી મરજી ઊતરી ચૂકી હતી. કોલ્હાપુરમાં ક્રાંતિની ચળવળનો પ્રચાર કરતો હોવાના તહોમત પરથી રંગો બાપુજીના એક દીકરાને તો અંગ્રેજોએ ફાંસીએ લટકાવ્યો જ હતો. એ જ અરસામાં સાતારાના રાજકુટુંબના બે નબીરાઓને હદપાર કરવામાં આવ્યા હતા. રંગો બાપુજીએ સાતારા રાજ્યની જીવનભર સેવા બજાવી હતી; એ જ મહાન રાજ્યની આવી દુઃખદ અવસ્થા તેનાથી દેખી ન શકાયાથી એ સાતારા છોડી ક્યારનો ચાલ્યો ગયો હતો. એને પકડી આપનારને ઇનામ આપવાની અંગ્રેજોએ મોટી મોટી જાહેરાતો કરી હતી, છતાં એને પકડી આપવામાં અંગ્રેજોને કોઈએ મુદ્દલ સહાય કરી નહિ. એ રંગો બાપુજીનું પછી ભવિષ્યમાં શું થયું એની લેશ પણ માહિતી ત્યાર પછી કોઈ પાસેથી મળી શકી નથી!

એ જ અરસામાં એલ્ફીન્સ્ટન નામના ભારે કાબેલ અને શાણા માણસની મુંબઈના ગવર્નરને સ્થાને નિમણૂક થઈ આવી. પોતાના

પ્રાંતમાં શાંતિ જાળવવાની જેટલી જવાબદારી તેને માથે હતી તે પૂરેપૂરી સફળતાથી અદા કરવા ઉપરાંત તેણે રાજપૂતાના તરફ થોડું-એક લશ્કર મોકલી આપ્યું. પરંતુ મુંબઈમાં સળગેલી ક્રાંતિની આગને બુઝાવી દેવામાં જો કોઈની આવડત અને કાર્યશક્તિનો ખરો ઉપયોગ થયો હોય તો તે વ્યક્તિ મુખ્ય પોલીસ અધિકારી ફૉરેસ્ટની જ હતી. મુંબઈ શહેરમાં તો માત્ર આળસુ, સુખવસ્તુ લોકોની વસ્તી હતી; તેઓ સ્વભાવે બીકણ અને હિંમત વિનાના તથા દેશદ્રોહી હતા. લોકોની આવી માનસિક દશામાં રાષ્ટ્રીય ક્રાંતિની અગ્નિજ્વાળાઓ તુરત સળગી ઊઠે એવાં હોવાં કોઈનાં હોય તો તે શહેરમાં છાવણી નાખી પડેલા સિપાઈઓનાં જ હતાં. ફૉરેસ્ટ આ વાત બરાબર સમજી ગયો હતો અને તેથી જ તેણે આ સિપાઈઓ પર જ ખાસ નજર રાખી હતી. બળવા માટેના દિવસો તરીકે આ પ્રાંતમાં દિવાળીના તહેવારો નક્કી કરવામાં આવ્યા હતા, અને એને આધારે સિપાઈઓની ખાનગી સભાઓ પણ મળતી હતી. એ ખાનગી બેઠકોમાં પોતાના જાસૂસો ઘુસાડવાનો ફૉરેસ્ટે પ્રયત્ન કર્યો, પરંતુ સિપાઈઓએ પૂરેપૂરી આવશ્યક ખબરદારી લીધી હોવાથી એમાં એનું કશું વળ્યું નહિ. આથી તે પોતે આજે બ્રાહ્મણનો તો કાલે બીજાનો, એવા નવા નવા વેશ ધારણ કરીને લોકોમાં ભળતો, અને તેમના જમણવારોમાં પણ હાજર રહેતો. આખરે તેને માલૂમ પડ્યું કે એ સઘળી ખાનગી બેઠકો ગંગાપ્રસાદ નામના માણસને ત્યાં મળે છે! થોડી દમદાટી બતાવી તે ગંગાપ્રસાદના ઘરમાં પેઠો અને એક ભીંતની પાછળ છુપાઈ રહીને એક કાણામાંથી ક્રાંતિકારીઓને જણાવા દીધા વિના એમની આખી બેઠકમાં ચોરીછૂપીથી હાજર રહ્યો. એટલું જ નહિ, પરંતુ પછી તો થોડાએક અંગ્રેજ અમલદારોને ત્યાં આણી તેમને પણ તેણે આ સભાઓ બતાવી. જે સિપાઈઓને પોતે અતિશય

પ્રામાણિક અને વફાદાર સમજતા હતા તેવા સહુને એક પછી એક એ સભામાં આવતા જ્યારે એ અંગ્રેજ અધિકારીઓએ નજરોનજર જોયા, ત્યારે તેઓ દિઙ્મૂઢ બની અંદરોઅંદર કહેવા લાગ્યા: "હેં! આ શું? આ તો અમારા ખાસ માણસો છે? આ બની જ શી રીતે શકે?" સિપાઈઓની સાધારણ યોજના આ જાતની હતી. પહેલાં ક્રાંતિની શરૂઆત મુંબઈથી કરવી, અને પછી પૂના પર હલ્લો કરી તે જીતી લેવું; તે પછી ત્યાં મરાઠી સામ્રાજ્યનો ભગવો ઝંડો (જરીપટકા) ફરકાવવો અને પેશ્વા તરીકે નાનાસાહેબના નામની દાંડી પિટાવવી.૨ પરંતુ યોજનાનો અમલ થાય તે પહેલાં જ ફોરેસ્ટે આ ગુપ્ત કાવતરું પકડી પાડ્યું, અને ક્રાંતિકારીઓ પૈકી બે જણાને બંડખોર તરીકે ફાંસીએ લટકાવ્યા; ઉપરાંત લશ્કરમાંના બીજા દસ આગેવાનોને હદપાર કર્યા. મુંબઈ પ્રાંતમાં ક્રાંતિનો આ રીતે સમૂળગો ઉચ્છેદ થયો—તેનાં પગરણ ઊગતાં જ ડામી દેવામાં આવ્યાં.

નાગપુર અને જબલપુરમાં પણ એ જ અરસામાં ક્રાંતિની ચિનગારીઓ સળગી ઊઠવાનો સંભવ લાગતો હતો. તા. ૧૩મી જૂન ૧૮૫૭ના રોજ નાગપુરે ક્રાંતિનો પોકાર કરવાનું નક્કી કર્યું હતું; શહેરના મુખ્ય મુખ્ય નાગરિકોનો એ યોજના પાછળ હાથ હતો, અને તેમનું સંપૂર્ણ પીઠબળ પણ હતું. એમ નક્કી કરવામાં આવ્યું હતું કે તા. ૧૩ મી જૂનના રોજ રાત્રિએ નગરવાસીઓ ત્રણ ગબારા સળગાવીને આકાશમાં વહેતા મૂકે એટલે લશ્કરે પણ એને ક્રાંતિની સૂચના ગણીને બંડ પોકારવું! ત્યાંના ક્રાંતિકારીઓ માટે એ વેળા એક બીજી લાભની વાત એ પણ હતી કે એ પ્રદેશમાં એ અરસામાં એક પણ યુરોપિયન પલટન રક્ષણાર્થે રાખી શકાય તેવું રહ્યું નહોતું. પરંતુ થોડા જ દિવસોમાં મદ્રાસથી હિંદી પલટનો આવી

૨. Forrest's *Real Danger in India.*

પહોંચી અને ક્રાંતિની અગ્નિજ્વાળાઓ તુરત જ ઓલવી નાખવામાં આવી. જબલપુરનો ગોંડ રાજા શંકરસિંહ તો ક્રાંતિ માટે મજબૂત મહેનત કરી રહ્યો હતો. જ્યારે તેને પકડવામાં આવ્યો અને તેના મહેલની ઝડતી લેવામાં આવી, ત્યારે એક રેશમી રૂમાલમાં વીંટેલો એક કાગળ—જેમાં એણે પોતાનું રોજનું પ્રાતઃસ્તવન સ્તોત્ર લખ્યું હતું તે—હાથ આવ્યો. એ કાગળ પર લખેલ સ્તોત્રનો સાર નીચે મુજબ છે. જગન્માતા ચંડીના રુદ્રભૈરવ રૂપનું ધ્યાન ધરતાં ધરતાં શંકરસિંહ બોલતોઃ "હે માતા! પાખંડી નિંદાખોરોની જીભ ખેંચી કાઢજે; પાપીઓનો વિનાશ કરજે! હે રિપુનાશિની! અમારા શત્રુઓનો સંહાર કરજે! ધર્મની દીન પ્રાર્થના સાંભળજે; તારા સેવકને શુભ વરદાન દઈને એની સહાયે રહેજે! હે ચંડીમાતા! બ્રિટિશોનો સંહાર કરજે, અને દેશમાંથી તેમનો સત્વર સમૂળો વિનાશ કરજે!"[૩]

રાજા શંકરસિંહ અને તેના પુત્રે જબલપુરમાં પડેલી પર મી હિંદી પલટનને ક્રાંતિપક્ષે ખેંચી લેવાનો પ્રયત્ન કર્યો હતો. એ ગુના ખાતર એ બંને રાજબીજોને ૧૮ મી સપ્ટેમ્બર, ૧૮૫૭ ના રોજ તોપને મોંએ ઉડાવી તેમનો અંત આણવામાં આવ્યો. આ સમાચારથી જરા ય નાહિંમત થયા વિના—ઊલટાના વધારે ત્વેષ સાથે પર મી પલટને ક્રાંતિનાં નગારાં વગાડ્યાં અને પોતાના અંગ્રેજ અધિકારી મકમેગરને ઠાર કરીને યુદ્ધની જાહેરાત કરી.

ધાર સંસ્થાન, મહિદપુર, ગોરિયા અને બીજાં સ્થળોમાં દિલ્હીના શાહજાદા ફિરોજશાહની મહેનતને લીધે ક્રાંતિનો અગ્નિ ભભૂકી ઊઠ્યો હતો. જગ્યાને અભાવે આ બધાં સ્થાનોના બનાવના વિગતવાર સમાચાર આપી શકાતા નથી.

૩ Charles Ball's *Indian Mutiny*, Vol. II, page 144.

પરંતુ ઉપર ગણાવેલાં બધાં દેશી રાજ્યો કરતાં હિંદુસ્તાનમાં બ્રિટિશ સત્તાનું ભાવિ એકલા હૈદ્રાબાદના નિઝામના હાથમાં હતું એમ કહીએ તો ખોટું નથી. નવો નિઝામ અફઝલ ઉદ્દૌલા ૧૮૫૭ ના મે મહિનામાં જ ગાદીએ બેઠો હતો. મુખ્ય વઝીરની સત્તા એ વેળા સર સાલારજંગના હાથમાં હતી. સાલારજંગના મોંમાંથી માત્ર એક જ શબ્દ નીકળત તો આખો ય દક્ષિણ હિંદુસ્તાન તે પ્રમાણે વર્તવા ખડે પગે તૈયાર હતો. જો એ ક્રાંતિમાં હૈદ્રાબાદના નિઝામે જોડાયા હોત તો આખો દક્ષિણ પ્રાંત એકી અવાજે-કૂદી પડત; અને ઉત્તર હિંદમાં જાગેલી ક્રાંતિના તાણથી કંતાઈ જઈ તૂટી પડવાની અણી પર આવેલ બ્રિટિશ સત્તાનો દોર (દક્ષિણની ક્રાંતિને લીધે) ટુકડેટુકડા થઈ જાત એમાં શંકા નથી. અંગ્રેજો વિરુદ્ધ જાગેલા આ ક્રાંતિજંગના–આ સ્વાતંત્ર્યસંગ્રામના સિદ્ધાંતો સર સાલારજંગને કોઈએ સ્પષ્ટતાથી સમજાવ્યા નહિ હોય એમ શી રીતે માની શકાય? સ્વધર્મ, સ્વરાજ ને સ્વાતંત્ર્યપ્રેમની કોઈ જ ઊર્મિ અંતરમાં ન જાગે એટલી હદ સુધી તે 'વફાદાર' હતો એમ-માની લઈએ તોપણ ક્રાંતિયુદ્ધમાં જોડાવા માટે હૈદ્રાબાદની પ્રજા તો તેને ગળે પડીને આગ્રહ કરી જ રહી હતી! પરંતુ સાલારજંગે એ કશાને જ ગણકાર્યું નહિ; પરિણામે તા. ૧૨ મી જુન ૧૮૫૭ના રોજ હૈદ્રાબાદે બારે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. તે દહાડે પ્રતિષ્ઠિત મૌલવીઓને જ હાથે લખાયેલી પત્રિકાઓ ભીંતો પર ચોડાઈ ગઈ. ક્રાંતિકારી પત્રિકાઓનો તો ઢગલો થયો હતો. મસ્જિદોમાં મુસલમાનોની વિરાટ સભાઓ ભરાતી હતી ને તેમાં અતિ તીખાં તમતમતાં અને ઉત્તેજક ભાષણો થતાં હતાં; ફિરંગી કાફીરોને હિંદ બહાર હાંકી કાઢવા માટેની પ્રતિજ્ઞાઓ પણ લેવાઈ રહી હતી. છતાં એ કોઈ બાબતનું પરિણામ સાલારજંગના દિલ પર થયું નહિ; એટલું જ પરંતુ નહિં તેણે તો

કેટલાક આગેવાનોને પકડીને અંગ્રેજોને પણ સોંપી દીધા. આમ થવાથી તા. ૧૭મી જુલાઈના રોજ હૈદરાબાદમાં સીધા બળવાની શરૂઆત થઈ. ક્રાંતિકારી જયનાદોથી શહેર ગાજી રહ્યું. ક્રાંતિના ઝંડાઓ સાથે ક્રાંતિકારીઓનાં ટોળાં પોતાના આગેવાનોને છોડાવવા માટે બ્રિટિશ રેસીડન્સીમાં ઘૂસ્યાં. બળવાની શરૂઆત નિઝામના લશ્કરમાં જોડાયેલા રોહિલાઓ અને બીજા પાંચસો શહેરીઓએ મળીને કરી. એ વેળા હૈદરાબાદના ક્રાંતિકારો એમ ધારતા હતા કે ભલે સીધી મદદ ન મળે તોપણ બીજાં રાજ્યોની પેઠે સાલારજંગ પણ આ કાર્ય પ્રત્યે છૂપી સહાનુભૂતિ તો દાખવશે જ; છેવટ બીજું કાંઈ નહિ તો પોતે તટસ્થ રહેશે અને બ્રિટિશોને તો મદદ નહિ જ કરે. પરંતુ સર સાલારજંગે સહુને છેક નિરાશ બનાવ્યા. એ તટસ્થ તો ન જ રહ્યો, પરંતુ ઊલટાનું અંગ્રેજો સાથે જોડાઈને પોતાના રાજ્યના જ સિપાઈઓને હાર કરવામાં તેણે બ્રિટિશોને મદદ કરી. ઝપાઝપીમાં ક્રાંતિકારી આગેવાન તોરાબાઝખાન હાર થયો અને અલ્લાઉદ્દીન અંગ્રેજોને હાથ સપડાયો. તુરત તેને આંદામાન ધકેલી દેવામાં આવ્યો, અને એમ હૈદરાબાદ માંડેના પ્રયત્નો સઘળા ધૂળ મળ્યા. અંગ્રેજ ઇતિહાસકાર ફ્રેન્કસ ખુલ્લેખુલ્લું સ્વીકારે છે કે "આખા હિંદુસ્તાનનું ભાવિ ત્રણ મહિના સુધી કેવળ વઝીર સાલારજંગના હાથમાં જ તોળાઈ રહ્યું હતું. હૈદરાબાદે દીર્ઘદૃષ્ટિ વાપરી જે રાજકીય ધોરણ સ્વીકાર્યું તે પરથી એ જ સાબિત થાય છે કે ક્રાંતિકારી સિપાઈઓના પ્રયત્નોને પરિણામે દિલ્હીના સિંહાસનનું ફરી પુનરુજ્જીવન થાય એ જાતની અનિશ્ચિત આશામાં રાહ જોઈ બેસવા કરતાં ચાલુ અંગ્રેજી સત્તાના માંડલિક તરીકે ટકી રહેવું એ જ વધારે બહેતર છે, એમ હૈદરાબાદે માન્યું હોવું જોઈએ!"

ક્રાંતિના આ પ્રજ્તો પર નિઝામે જોકે ઠંડું પાણી રેડ્યું હતું,

તોપણ તેના પડોશી શોરાપુરના હિંદુ રાજાએ આ સ્વાતંત્ર્યસંગ્રામમાં પોતાનું સર્વસ્વ હોમી દેવાનો નિરધાર કર્યો હતો. એ વિચારે એણે આરબ, રોહિલા અને પઠાણ લોકોનું લશ્કર એકઠું કરવા માંડયું. નાનાસાહેબનો ક્રાંતિનો સંદેશો લાવનાર પ્રચારકોએ એને પેશ્વાના જરીપટકા તળે લડવા માટે તૈયાર કર્યો. રાયચુરના બ્રાહ્મણો તેમ જ મૌલવીઓએ તેના વિચાર અને કાર્યને સમર્થન આપ્યું. એ સઘળું ઓછું હોય તેમ જ્યારે એણે લોકોની મરજી અનુસાર પહેલાં ક્રાંતિ પોકારવાની નાખુશી દર્શાવી ત્યારે લોકોએ જ એને 'બીકણ અને બાયલો'નાં વિશેષણોથી નવાજ્યો! આ પછી એણે પેશ્વાના ઝંડા તળે બળવો પોકાર્યો. અંગ્રેજ તેમ જ નિઝામ બંને જણા તેના પર ચડી ગયા. આ એકત્ર લશ્કર સામે પોતે ટકી નહિ શકે એમ જણાતાં જ એ જુવાન રાજા ફેબ્રુઆરી ૧૮૫૮ના અરસામાં સીધો હૈદ્રાબાદમાં જ પહોંચ્યો. એ બજારમાં નીકળ્યો હતો ત્યારે સાલારજંગના હુકમ અનુસાર એને પકડી લઈને અંગ્રેજોને સોંપી દેવામાં આવ્યો! મેડોઝ ટેલરને આ રાજા સાથે બહુ નાનપણથી સારો સંબંધ હતો, અને ટેલરને તો તે 'આપ્પા' એટલે 'મોટા ભાઈ' કહી સંબોધતો. આ કારણે એ રાજા પાસેથી ક્રાંતિના ગુપ્ત સંગઠનનો ભેદ મેળવવા તેમ જ ક્રાંતિના મુખ્ય આગેવાનોનાં નામો જાણી લેવા અંગ્રેજોએ મેડોઝ ટેલરને ખાસ જેલખાનામાં તેને મળવા મોકલ્યો. પરંતુ જ્યારે ટેલરે તેને ગુપ્ત સંગઠન અંગે તેમ જ પોતે તેમાં શી રીતે જોડાયો એ અંગે માહિતી મેળવવા સવાલ પૂછવા માંડયા ત્યારે રાજાએ શો જવાબ આપ્યો તે ટેલરના પોતાના શબ્દો ઉતારવાથી વધારે સચોટ રીતે બતાવી શકાશે. ટેલર લખે છે: "એ તો આવેશમાં આવી બેઠો થઈ ગયો અને બોલ્યો: 'નહિ આપ્પા! એમાંનો એક અક્ષર પણ હું તમને કહીશ નહિ! તમે મને રેસિડેન્ટને મળવા સમજાવો છો

પણ હું તમારું માનવાનો નથી. રેસિડેન્ટને કદાચ ને એમ લાગતું હશે કે હું મારા જીવતદાન માટે તેની પાસે યાચના કરીશ, પરંતુ આપ્પા! બીકણની પેઠે ક્ષમા માગીને જીવતા રહેવાની મારી જરા પણ મરજી નથી. મારા ક્રાંતિકારી બાંધવોનાં નામ હું પ્રાણ જતાં પણ આપવાનો નથી, એ નક્કી જાણજો!" ફરી વાર મેડોઝ ટેલર એ રાજાને મળવા ગયો, અને કારસ્થાનમાં જોડાયલા માણસોનાં નામ આપવા જો એ ખુશી હોય તો તેના પ્રત્યે દયા બતાવવામાં આવશે એવી પણ એણે આશા આપી. રાજાએ જવાબ વાળ્યો: "ક્રાંતિમાં જોડાયા પછી મેં શું શું કામ કર્યું તે સઘળું વિગત વાર જણાવવા હું તૈયાર છું. પરંતુ ક્રાંતિયત્નમાં જોડાવા અર્થે જેમણે મને પ્રેરણા આપી છે તેમનાં નામો જણાવવાનું મારા પર કદાચ ને દબાણ કરવામાં આવે તોપણ એ વિષે મારી સાફસાફ ના સમજજો. જાતે જ મૃત્યુના મોંમાં પેસવા તૈયાર થવું અગર મારા દેશબાંધવોનાં નામો તમને જણાવી દેવાં એ જ સવાલ છે ના? નહિ, હરગિજ નહિ! તોપને મોંએ બાંધીને ઉડાવી દેવાની, ફાંસીએ લટકવાની અગર તો કાળાપાણીની સજા પણ મારા મનથી દેશદ્રોહી થવા જેટલી ભયંકર નથી!" એના પરિણામ તરીકે એને ચોક્કસ ફાંસીએ લટકાવવામાં આવશે એમ મેડોઝ ટેલરે તેને જણાવ્યું, ત્યારે રાજાએ તેને જવાબ આપ્યો: "તો આપ્પા! મારી તમને એક વિનતિ છે. મને ફાંસીએ ન લટકાવશો; હું કાંઈ ચોરડાકુ કે કોઈ ખૂની નથી. મને તોપને મોંએ જ ચડાવજો. અને ખાતરી કરી જોજો કે મનની કેટલી નિશ્ચલતાથી અને શાંતિથી હું તોપને મોંએ ઊભો રહું છું!"

ગમે તેમ હો, પરંતુ આ સ્વદેશપ્રેમી રાજાને મૃત્યુની સજા ફરમાવાયેલી તેને બદલે મેડોઝ ટેલરની ભલામણને લીધે રદ થઈ તેને થોડાં વર્ષોની કાળાપાણીની સજાનો હુકમ થયો. એને આંદામાન

રવાના કરતા પહેલાં એક દહાડો તેણે પોતાના અંગ્રેજ પહેરેગીરની પિસ્તોલ ઉપાડીને આસપાસ કોઈ નથી એની ખાતરી કરી લઈ એનો ઉપયોગ પોતાની જાત પર જ કર્યો, અને બીજી પળે તે નિશ્ચેષ્ટ થઈ પૃથ્વી પર ઢળી પડયો. કેદમાં હતો ત્યારે તે કહેતો: "કાળાપાણીએ જવા કરતાં મૃત્યુ બહેતર છે! મૃત્યુ અગર કાળું પાણી? છિઃ મારો એક રખડુ ડુંગરી જંગલી પ્રજાજન પણ કારાવાસમાં બંધાઈ ન રહે, ત્યારે હું તો તેમનો રાજા કહેવાઉં! મારી તો પછી વાત જ શી હોય?"[૪]

શોરાપુરના આ રાજા સાથે વધારે પરિચયવાળી અને નિકટ સંબંધમાં આવેલી બીજી વ્યક્તિ તે નરગુંદના રાજા ભાસ્કરરાવ બાબાસાહેબ હતા. પરંતુ જે વેળા શોરાપુરે બળવો ઉઠાવ્યો ત્યારે હજુ બરાબર અનુકૂળ સમય આવ્યો નથી એમ માનીને નરગુંદના રાજા તેની સાથે જોડાયા નહિ. પરંતુ શોરાપુર ટીપાઈ ગયા પછી નરગુંદના રાજાએ બળવો કર્યો. બાબાસાહેબ ભારે સંસ્કારી અને વિદ્યાની વધારે સંભાળ લેનારા રાજા હતા. તેમણે સારાંમાં સારાં પુસ્તકોનું એક પુસ્તકાલય પણ સંગ્રહિત કર્યું હતું. તેની જુવાન રાણી જેવી સુંદર હતી તેવી જ સ્વાભિમાની અને તેજસ્વી બાઈ હતી. તેમાં વળી અંગ્રેજોએ દત્તક લેવાના એના હક્કનો અસ્વીકાર કરવાથી તો તે બહુ જ ચિડાઈ ગઈ હતી, અને ફિરંગીઓનો વિનાશ કરવા માટે પ્રાણાર્પણ કરવા સુધીનો નિરધાર કરી ચૂકી હતી. આમ કેવળ તેની જ પ્રેરણાને કારણે હા ના હા ના કરતાં ઘણે લાંબે વખતે ૨૫મી મે ૧૮૫૮ના રોજ નરગુંદના રાજાએ ઈંગ્લાંડ વિરુદ્ધ બંડ કર્યું.

બાબાસાહેબે બ્રિટિશ રાજસત્તાની પરતંત્રતાની ધૂંસરી ફેંકી દીધી. અંગ્રેજ ઑફિસર મેન્સન પોતા પર ચડી આવે છે એ સમા-

૪ Meadows Taylor's *Story of My Life*

થાર મળતાં જ સાથે થોડાએક ચુનંદા માણસોને લઈને બાબાસાહેબ મેન્સનને નરગુંદ પાસેના એક જંગલમાં ભેટ્યા. એ ઝપાઝપીમાં મેન્સન મરાયો, એટલે તેનું માથું ઉતારી લઈ સરઘસરૂપે એને નરગુંદમાં આણવામાં આવ્યું. બીજે દિવસે સવારે મેન્સનનું માથું નરગુંદને દરવાજે લટકતું દેખાયું! દરમિયાન બાબાસાહેબના ઓરમાન ભાઈએ ક્રાંતિકારીઓ સાથે જોડાવાની ના સંભળાવી એટલું જ નહિ, પરંતુ પોતે જઈને અંગ્રેજોને મળી ગયો. અંગ્રેજ લશ્કર નરગુંદ ઉપર ચઢી આવ્યું અને બાબાસાહેબના લશ્કરને એણે હરાવી પાડ્યું. યુદ્ધની ધમાલ દરમિયાન બાબાસાહેબ શત્રુના હાથમાંથી છટકી ગયા. પછી છૂપાવેશે ફરતાંફરતાં આગળ જતાં તે પકડાઈ ગયા, અને ૧૨ મી જૂનના રોજ એમને ફાંસી દેવામાં આવી. તેની જુવાન રૂપવતી સાહસી રાણીએ અંગ્રેજોને શરણે જવાને બદલે પોતાની સાસુની સાથે મલપ્રભા નદીમા ડૂબીને આત્મહત્યા કરી.

આ ઉપરાંત કોમલદુર્ગના ભીમરાવ, ખાનદેશના ભીલો અને ભીરકામકાં લઈ લડવા તૈયાર થયેલી તેમની સ્ત્રીઓ, તેમ જ નાની મોટી બીજી ટોળીઓએ મહારાષ્ટ્રમાં ઓછે વધતે અંશે બળવો કરવાના પ્રયત્નો કર્યા હતા. નાશિક પાસે ત્ર્યંબકેશ્વરમાં ત્ર્યંબકરાજના મુખ્ય કારભારી જામીરદાર જોગળેકરે બળવો કરી પોતાના તાબાનો કિલ્લો થોડો કાળ ટકાવી રાખ્યો, પણ આખરે એ હાર્યો, અને અંગ્રેજોએ એને પકડીએ ફાંસીએ લટકાવ્યો. દક્ષિણમાં આ રીતે થોડીઘણી હિલચાલો થઈ. પરંતુ પૂરેપૂરી તૈયારીને અભાવે, તથા ક્રાંતિ માટે કોઈ યોગ્ય સંધિ મેળવી બળવો કરવાનું કુશળતાપૂર્વક સુયોજન ન થઈ શકવાને કારણે, તથા જે નાનાં નાનાં બંડો થયાં તે સઘળાં અકાળે એકલવાયાં અને કોઈ જાતના સંગઠિત મનુષ્યબળ ઉપર રચાયાં ન હોવાથી દક્ષિણમાં અંગ્રેજોને બળવાને કારણે

કોઈ ખાસ મુશ્કેલી ઊભી ન થઈ. ને એ જ કારણે તેઓ પોતાની સઘળી શક્તિ અને સાધનો ઉત્તરમાં વાપરી શક્યા.

દક્ષિણની સમગ્ર હિલચાલનું આટલું ટૂંકું વિહંગાવલોકન કરી લઈ આપણે ફરી પાછા ઉત્તરના અભિમાની અયોધ્યા પ્રાંત તરફ નજર ફેંકીએ. હજુ ત્યાં સ્થિતિ એક રીતે જેમની તેમ લંબાયે જતી હતી. મૌલવી અહમદશાહના વીરચરિત્રનું અંતિમ અવલોકન કરતી વેળા આપણે અગાઉ અયોધ્યાની વાત અરધેથી જ પડતી મૂકી હતી. મૌલવી અહમદશાહ સમા અસામાન્ય વીરનરનું મૃત્યુ પણ એના જીવન સરખું જ પ્રભાવપૂર્ણ હોય છે. બીજી અનેક વ્યક્તિઓ યુદ્ધમાં મૃત્યુ પામીને પરલોકગમન કરે છે; પણ જેમના દિલમાં દેશપ્રેમનો હુતાશન ભડભડ બળી રહ્યો હોય, અને જેઓ એ હુતાશનને શાંત કરવા અર્થે 'લોહી લોહી!'ના પોકાર સાથે રણાંગણમાં ઘૂમીને પરાક્રમની પરાકાષ્ટા કરી દાખવતા હોય, તેમને ખુદ મૃત્યુ પણ કદી મારી શકતું નથી! આવા સ્વભાવવાળો રણવીર વેરનો હુતાશન પૂરો શમ્યા અગાઉ કદાચ ને રણાંગણમાં કપાઈ જાય, તોપણ તે મૃત્યુને આધીન થતો નથી. કદાચ ને એનું શિર છેદાઈ જાય તોપણ એવું નજરે નિહાળવામાં આવ્યું છે કે એ પરાક્રમી વીરનરનું ધડ રણમેદાનમાં ઝૂઝયા જ કરે છે! અને લોકોની તો એવી દઢ માન્યતા છે કે કદાચ ને એ ધડના ટુકડેટુકડા કરી નાખવામાં આવે, તોપણ એ વીરનરનું અદશ્ય ભૂત રાતની વેળા શત્રુની છાતી પર ચડી બેસી પોતાનું વેર લીધા વિના રહેતું નથી!

આવી લોકમાન્યતાની પાછળ તાત્ત્વિક સત્ય અવશ્ય હોય છે. જે વેળા મૌલવી અહમદશાહ હજુ રણક્ષેત્રમાં ઘૂમી રહ્યો હતો અને લડાઈઓ ચાલ્યા કરતી હતી, તે વેળા લૉર્ડ કૅનિંગે અયોધ્યા માટે એક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું હતું. "જેઓ જાતે જ હથિયારો હેઠાં

મૂકી દેશે, તેમને બળવાખોર ન ગણતાં તેમના અગાઉના ગુનાઓ માટે રહેમદિલીથી ક્ષમા આપવામાં આવશે. અત્યારે જેઓ અમારે પક્ષે રહ્યા છે તેમની જમીનો તથા તેમનાં વતનો તેમને પાછાં મેળવી દેવામાં આવશે. બળવો શમાવવામાં હવે બ્રિટિશ સત્તાને પૂરેપૂરી સફળતા મળી ચૂકી છે. છતાં હજુ પણ અંગ્રેજ સત્તા વિરુદ્ધ પોતે લડી શકશે એવી ઘમંડખોરી કોઈના મગજમાં રહી ગઈ હશે, તો તેમની એવી ખોટી જિદનાં પૂરેપૂરાં ફળ એમને ચખાડવામાં આવશે એ નક્કી સમજી લેવું." ક્રાંતિકારીઓના મોટા મોટા આગેવાનો એક પછી એક રણમાં ખતમ થયા પછી આ જાહેરનામું પ્રગટ કર્યાથી હવે અયોધ્યામાં શાંતિ પથરાશે એમ અંગ્રેજોએ માની લીધું હતું. પરંતુ અયોધ્યાની આપત્તિમાં જાણે ઉમેરો જ કરવો હોય તેમ, "પોવેનના નીચ રાજાએ તા. ૫મી જૂન ૧૮૫૮ના ફોજ લોકોના પ્રેમ અને આદરપાત્ર બનેલા મૌલવીનું માથું ઉડાવી દીધા"ના ખબર આવી પહોંચ્યા! પરંતુ માનવીની મર્યાદાને પણ વટાવી જાય એટલી મહેનત પછી ત્રાણ રહિત બનેલી, પરાજયથી હતાશ બની ગયેલી અને શરણે આવવા માટે જેને ક્ષમાદાનની લાલચ આપવામાં આવી હતી એવો એ અયોધ્યાપ્રાંત મૌલવીના એ કરપીણ મૃત્યુના ખબર મળતાં જ, એની પાછળ શોક કરવાને અગર આંસુ સારતા બેસી રહેવાને બદલે શરીરમાં ભૂત ભરાયું તેમ ઊછળી ઊઠ્યો, અને 'વેર, વેર!'ની ચિચિયારી સાથે તેણે ફરી રણમેદાનમાં ઝુકાવ્યું. નીચ શત્રુએ મૌલવીનું માથું પોલીસચોકીએ ટાંગ્યું, જ્યારે મૌલવીના ભૂતે તો રણમેદાનમાં સંગ્રામ માંડીને અંગ્રેજોને હેરાન પરેશાન કરવા માંડ્યા! મૌલવીના મૃત્યુ પછી સહેજ પણ ઢીલાઈ ન જતાં હવે તો આખો ય અયોધ્યાપ્રાંત જાણે શરીરમાં ભૂત ભરાયું હોય તેમ શક્તિઅશક્તિને, જયપરાજયને,

આશાનિરાશા અગર જીવનમરણને, કશાને ગણકાર્યા વિના નવા ઉત્સાહ સાથે શત્રુની સામે ઝઘડવા ખડો થઈ ગયો! મૌલવીના ખૂનનો બદલો લેવા નિઝામઅલ્લીએ પિલભીત ઉપર હલ્લો કર્યો. ખાન બહાદુરખાન પણ ચાર હજારનું લશ્કર લઈને મેદાને પડયો. ફરકાબાદથી પાંચ હજારની ટોળી આવી પહોંચી. અને નાનાસાહેબ, બાળાસાહેબ, અલીખાન મેવાતી તેમ જ અન્ય આગેવાનોએ રોહિલ-ખંડ તેમ જ અયોધ્યામાં ભારે જબરી ઊથલપાથલ મચાવી દીધી. પોતાનો જીવ લેવા આતુર થઈ રહેલો આવડો વિશાળ માનવ-સમુદાય દેખતાં જ પોવેનના એ દુષ્ટ પરંતુ બીકણ રાજાના તો હાંજા જ ગગડી ગયા. તુરત તેના રક્ષણ અર્થે અંગ્રેજોએ પોતાનું લશ્કર ત્યાં મોકલી આપ્યું. બેગમ તેમ જ સરદાર મામૂખાને પોતાનાં લશ્કરોની મુખ્ય છાવણી ગોગ્રા નદીને કાંઠે જમાવી હતી. રાજા રામબક્ષ, બાણુનાથસિંહ, ચાંદાસિંહ, ગુલાબસિંહ, ગોપાળસિંહ, હનુમંતસિંહ, તેમ જ બીજા મોટા મોટા જમીનદારો પોતાનું હતું તેટલું સઘળું લશ્કર લઈ ને, અંગ્રેજોએ જીતી લીધેલો આખો અયોધ્યાપ્રાંત ફરી પાછો પડાવી લેવા માટે લડવા તૈયાર થઈ ગયા હતા. એ જ પ્રમાણે અગાઉ ધારમાં લડી રહ્યો હતો તે મુગલ શાહ-જાદો ફિરોજશાહ પણ અયોધ્યામાં આવી પહોંચ્યો હતો. અસાધા-રણ પરાક્રમ અને અડગતાપૂર્વક રૂઈયાનો કિલ્લો સાચવી રાખનારો નરપતસિંહ પણ ત્યાં આવી પહોંચ્યો. આ નરપતસિંહનો બાપ જુરસા-સિંહ તો નાનાસાહેબનો ખાસ મિત્ર હતો, અને સ્વાતંત્ર્યસંગ્રામના રણમેદાનમાં લડતાં લડતાં બ્રહ્માવર્તમાં જ તે ખપી ગયો હતો. અને સાચા ક્ષત્રિયને શોભે એ જ રીતે જે રણમેદાનમાં પોતાનો પિતા શત્રુને હાથે માર્યો ગયો હતો તે જ રણમેદાનમાં જંગ જગાવવા નરપતસિંહે પોતાની તલવાર મ્યાન બહાર કરી હતી. તેણે નાનાસાહેબને પોતાના

કિલ્લામાં આશ્રય આપ્યો. પણ એ સહુને ચઢી જાય તેવો દેશાભિમાનનો ઉત્સાહ તો રાજા વેણી માધવનો હતો. અડગ નિરધાર અને જુસ્સાથી રંગાયેલો એ રાજા પણ પોતાના કિલ્લામાંથી છલંગ ભરતો કાનપુરને રસ્તે લખનૌ ઉપર ચડી ગયો. વિજયની લેશ પણ આશા ન હોવા છતાં કેવળ કુળની લાજ અને કર્તવ્ય સમજીને જેઓ રણમેદાનમાં ઝંપલાવીને મૃત્યુ પામે છે તેમની હિંમતનો તો જોટો જ ન હોય! વિજયની લેશ પણ આશા ન હોવા છતાં માત્ર ક્ષત્રિયકુળની શ્રેષ્ઠ પરંપરાને સાચવવાની ભાવનાથી પ્રેરાઈને જ વેણી માધવે લખનૌ પર ચડાઈ કરી હતી. "લખનૌના સઘળા નગરવાસીઓ શહેર છોડીને બહાર ચાલ્યા જાય કેમકે લખનૌ પર પોતે અસાધારણ વેગથી ચડી આવનાર છે." એવાં અર્થસૂચક જાહેરનામાં એણે લખનૌમાં ભીંતે ભીંતે ચોડાવ્યાં હતાં. વિજયથી ભાનભૂલા બનેલા ને વિશાળ લશ્કરી બળ અને સંગઠનથી જોરાવર બનેલા ફિરંગીઓ પણ આ અસાધારણ હિંમતથી સહેજ ડઘાયા તો ખરા જ.

આ કારણે લખનૌ નજીક નવાબગંજમાં તૈયારી કરીને ૧૩ મી જૂનના રોજ હોપગ્રૅંટે ક્રાંતિકારીઓ પર એકાએક હલ્લો કર્યો. હોપગ્રૅંટનું લશ્કર ગોરા તેમ જ કાળા સિપાઈઓ બંનેનું બનેલું હતું. આ અકસ્માત હલ્લાને પરિણામે અસાવધ રહેલા ક્રાંતિકારીઓ તુરતમાં જ વિખરાઈ વેરાઈ જાત, નાસી જાત. પરંતુ સિપાઈઓ! ઊભા રહો. મૌલવી અહમદશાહને મૃત્યુ પામ્યાં હજુ તો અઠવાડિયું પણ વીત્યું નથી ત્યાં તમે આમ નાસી જશો? બને જ નહિ! અને સિપાઈઓ રોકાઈ ગયા, તથા પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ તેઓ સામનો કરવા સજ્જ થઈ ઊભા રહ્યા! તથા ભારે નવાઈભરી ઘટના છે કે ક્રાંતિકારીઓ તે દિવસે એટલી તો શૂરવીરતાથી લડ્યા કે એનો જોટો પણ જવલ્લે જ સાંપડશે! તે વેળા તેમણે દાખવેલું

શૌર્ય એવું અદ્દભુત હતું કે સદા ય મત્સરથી હીણું જોવાને જ ટેવાયેલા શત્રુઓ પણ એ અસાધારણ શૂરવીરતાનું ગુણગાન કરવામાં સહેજે તલ્લીન થની ગયા! અંગ્રેજ સેનાપતિ હોપગ્રૅંટ લખે છે—

"નિષ્ફળ હોવા છતાં તેમના હલ્લાઓ અતિશય પ્રખર હતા. એ પાછા વાળવામાં અમારે પણ ભારે મહેનત અને દોડાદોડી કરવી પડી. કેટલાએક હિંમતબાજ જમીનદારોએ કેવળ બે તોપો આણીને એ વડે અમારી પિછાડી-પીઠ પર તોપમારો શરૂ કર્યો. હિંદુસ્તાનમાં મેં ઘણી લડાઈઓ જોઈ છે, તેમ જ 'મરશું અગર મારશું'ના દૃઢ નિશ્ચયથી લડનારા ઘણા શૂરાઓને પણ મેં આ અગાઉ જોયા છે; પરંતુ આ જમીનદારોના સરખી ઉજ્જવલ વીરશ્રી મેં હજુ સુધી જોઈ નથી! તેમણે હોડસનના ઘોડેસ્વાર લશ્કર પર જ પડેલવહેલો હલ્લો કર્યો. ઘોડેસ્વાર લશ્કર એના હલ્લા સામે ટકી ન શક્યું. એ દોડાદોડીમાં ઘોડેસ્વાર લશ્કર સાથેની બે તોપો પણ નિરુપયોગી બની ગઈ. તુરત મેં હુસ્સારની ૭ મી પલટનને હલ્લો કરવાના તથા તેમની સાથેની ચાર તોપોને મારો ચાલુ કરવાના હુકમો આપ્યા. શત્રુઓથી ૫૦૦ યાર્ડ દૂર રહેલી અમારી આ તોપોએ શત્રુઓ પર ગોળાઓનો એવો તો વરસાદ વરસાવ્યો કે છરીથી શાક સમારીએ તેમ મોટા પ્રમાણમાં શત્રુઓનો સંહાર થઈ ગયો. એના આગેવાને પોતાની તોપો સાચવી લઈને હિંમતભેર સામો જવાબ આપવા પ્રયત્ન કર્યો, પરંતુ અમારા ગોળાઓ એટલા જોસભેર વરસી રહ્યા હતા કે તેઓ તોપ મારે જરા શી હિલચાલ કરવા જતા તો તુરત ઢળી પડતા હતા. એ બે તોપોની આસપાસ ૧૨૫ મૃતદેહોનો ઢગલો ખડકાયો હતો! આમ પૂરા ત્રણ કલાક પછી જ વિજયશ્રીએ અમારા ગળામાં યશમાળા આરોપી!" ૫

5 Hope Grant's *Incidents of the Sepoy War*, page 292.

આવી ભીષણ લડાઈઓ તો પૂર્વ અયોધ્યામાં, મધ્ય અયોધ્યામાં, ઉત્તર અયોધ્યામાં, અથવા ખરું કહીએ તો આખા અયોધ્યા-પ્રાંતમાં સઘળે સ્થળે જામી રહી હતી. વળી આ લડાઈ કેવળ અંગ્રેજો વિરુદ્ધ જ હતી એમ નહિ; બ્રિટિશોએ માફીનું જાહેરનામું પ્રગટ કર્યા પછી પણ માનસિંહ અગર પોવેનના રાજા જેવા જે દેશદ્રોહીઓ અંગ્રેજોને પક્ષે ભળી ગયા તેમની વિરુદ્ધ પણ એ યુદ્ધો ખેલાઈ રહ્યાં હતાં. અયોધ્યાનો આ જંગ આમ બેવડે મોરચે મંડાયો હતો. પોવેનના રાજા સામે યુદ્ધ પોકારાયું. લખનૌ અને સુલતાનપુરમાં તો લડાઈઓ લડાતી જ હતી. દેશદ્રોહી માનસિંહના કિલ્લાને ઘેરો ઘાલવામાં આવ્યો હતો, ને તેને ત્યાં જ પૂરી દેવામાં આવ્યો હતો. અયોધ્યાવાસીઓએ અંગ્રેજોના વહેવારના સઘળા માર્ગો વેરાન કરી મૂક્યા; અંગ્રેજોની મુખ્ય છાવણીઓ લૂંટી લીધી; અને પોતાના અપૂર્વ સ્વાર્થત્યાગને પરિણામે અયોધ્યાનો આખો પ્રાંત સદા પૂજનીય એવી પુણ્યપાવન ભૂમિમાં પલટાઈ ગયો.' અંગ્રેજોએ અયોધ્યાવાસીઓને ગળે વીંટેલા મૃત્યુપાશ તેમણે તડાતડ તોડી નાખ્યા, અને સઘળા દેશભક્તો ક્રાંતિયુદ્ધની ઘોષણા કરતા આખા દેશમાં ઘૂમવા માંડ્યા. સ્થળસંકોચને કારણે જ તેમનું વિગતવાર વર્ણન આપી શકાતું નથી.

અયોધ્યાએ આવી જાતની ભીષણ લડાઈ આદરી હતી. આખર ૧૮૫૮ના ઓક્ટોબરમાં અંગ્રેજ સેનાપતિએ પોતાની ગોરી નેમ જ કાળી પલટણોની ફરીને પુનર્રચના કરી શિસ્તમાં આણી, ચારે તરફથી અયોધ્યાના ક્રાંતિકારીઓ પર હલ્લો આરંભ્યો. આ વિભાગોને એવા ખાસ હુકમો હતા કે તેમણે ચારે તરફથી ક્રાંતિકારીઓને સપડાવીને દબાવતા દબાવતા અયોધ્યાની ઉત્તરે નેપાળ સુધી હાંકી કાઢવા. અને છતાં એ સઘળા વિભાગો સામે અયોધ્યાએ પાછી ટક્કર લીધા કરી.

વેણી માધવની રાજધાનીનું શહેર શંકરપુર તો શત્રુઓનાં લશ્કરોએ જુદી જુદી ત્રણ દિશામાંથી ઘેરી લીધું હતું. વેણી માધવની સામને

કરવાની શક્તિ હવે ધીરે ધીરે નજરથી પડતી જતી હતી, છતાં તે હથિયાર મૂકી શરણે જવા ખુશી નહોતો જ. અંગ્રેજોના સર સેનાપતિએ તેને સંદેશો પાઠવ્યો. "વિજયની આશા હવે છેક નિર્મૂળ થઈ ગયા પછી તમે હજુ પણ લડાઈ ચાલુ રાખો છો તેમાં કેવળ વિના કારણ રક્તપાત વિના બીજું કશું સધાતું નથી. તમે અમારે શરણે આવશો તો તમારા પ્રત્યે સંપૂર્ણ રહેમદિલી બતાવી ક્ષમા દાખવવામાં આવશે." એના જવાબમાં વેણી માધવે કહેવરાવ્યુ : "હવે કિલ્લો સાચવી રાખવાનું બની શકે તેવું રહ્યું ન હોવાથી કિલ્લો છોડીને ચાલ્યા જવાનો મે નિર્ણય કર્યો છે. પરંતુ ગમે તે થાય તોપણ હું તમારે શરણે તો નહિ જ આવું. કારણ હું તો કેવળ મારા અયોધ્યાપતિનો જ સેવક છું." કિલ્લો ભલે હાથમાંથી ગુમાવવો પડે પરંતુ વેણી માધવ તો હાથ નહિ જ આવવાનો, કેમકે એણે પોતાનું જીવતર સ્વરાજ્યના પવિત્ર ધ્યેયને અર્પણ કરી દીધુ છે ! ૬

6. ચાર્લ્સ બોલ લખે છે. "After the proclamation, still the struggle in Oudh was wonderful, and all these bands of rebels were strengthened and encouraged to an inconceivable degree by the sympathy of their country-men They could march withont commissariat, for the people would always feed them They could leave their baggage withont guard for the people would not attack it They were always certain of their position and that of the British for the people brought them hourly information And no design could be possibly kept from them while secret sympathisers stood round every mess-table and waited in amidst every tent in the British camp No surprise could be effected but by a miracle, while rumour, communicated from mouth to mouth, outstripped even our cavalry "-Vol II, page 572.

૧૮૫૮ના નવેમ્બર મહિનામાં ઈંગ્લાંડની રાણીએ પોતાનો પ્રસિદ્ધ ઢંઢેરો જાહેર કર્યો. અને ખરેખર, અગાઉની ભવિષ્યવાણી મુજબ કંપની સરકારના અમલનો અંત બરાબર સો વર્ષે આવ્યો! —પરંતુ કંપની સરકારનો અમલ જતો રહેવા છતાં ફરી હિંદુસ્તાનને માથે રાણીનો અમલ તો ચોંટેલો રહ્યો જ રહ્યો! જેઓ સીધી રીતે અંગ્રેજો સામે રણમેદાનમાં ઊતર્યા હતા તેઓ જો હથિયારો હેઠાં મૂકી શરણે આવે તો તેમને સંપૂર્ણ માફી આપવાનું જાહેર થયું હતું. એ ઢંઢેરામાં એવું આશ્વાસન પણ આપવામાં આવ્યું હતું કે શરણે આવનારાઓની માલમિલકત પણ જપ્ત કરવામાં નહિ આવે.* એટલું જ નહિ પરંતુ તેમના ગુનાઓની કશી તપાસ પણ કરવામાં આવશે નહિ. આ ઢંઢેરાથી રાજારજવાડાંઓનો દત્તક લેવાના

*. આ સાથેનું અવતરણ ખાસ કરી વધારે મહત્ત્વનું છે કેમકે 'બળવા'ના કોઈ પણ ઇતિહાસમાં એ હકીકત મળવી અશક્ય છે. એટલું જ નહિ પરંતુ લંડન ટાઈમ્સને માટે મિ. રસેલે (લંડન ટાઈમ્સનો ૧૮૫૭નો હિંદુસ્તાનનો ખબરપત્રી) મોકલેલા ખબરપત્રોમાં પણ એનો ઉલ્લેખ સાંપડે એમ નથી. આ સઘળી માહિતી મિ. રસેલે લંડન ટાઈમ્સના અધિપતિ લેન ડીનને લખેલા એક અંગત પત્રમાંથી છે. એ કાગળ લેન ડીનના જીવનચરિત્રના પુસ્તકમાં છપાયો હોવાથી જ લોકોને એ માહિતી મળી શકી છે. એ પત્રમાં લખેલું છે—

"At the end of January 1859 Sir W. H. Russel was still with Lord Clyde and in one of his last letters from the Commander-in-chief alluding to his landlord at Allahabad (an Anglo Indian General Merchant) Lord Clyde said. "You doubt-less heard what he did?" "No" "Well, he was much in debt to native merchants when the mutiny broke out. He was appointed special commissioner and the first thing he did was to hang all his creditors."

હક્કનો ફરી સ્વીકાર કરવામાં આવ્યો હતો. લોકોની ધાર્મિક રૂઢિઓ અને માન્યતાઓમાં સહેજ પણ દખલ કરવામાં નહિ આવે, તેમ જ આપેલાં સઘળાં વચનોનું પાલન ખૂબ ચીવટપૂર્વક કરવામાં આવશે એવું સ્પષ્ટ અભિવચન રાણીના એ ઢંઢેરામાં આપવામાં આવ્યું હતું.

રાણીએ આગળ જતાં એ ઢંઢેરામાં જાહેર કર્યું હતું કે—

"નામદાર ઈસ્ટ ઇંડિયા કંપનીના અમલ દરમિયાન નાગરી તેમ જ લશ્કરી (Civil and Military) ખાતામાં જુદા જુદા અધિકારો પર અત્યારે કામ કરી રહેલા સઘળા નોકરોને અમે એ જ કામ ઉપર અને એ જ અધિકારો સાથે ચાલુ રાખવાનું વચન આપીએ છીએ. જોકે એ સઘળું અમારી ખુશી ઉપર અને હવે પછી ઘડાનારા કાયદાકાનૂનો પર અવલંબે છે.

"દેશી રાજ્યો માટે અમે એવું જાહેર કરીએ છીએ કે નામદાર ઈસ્ટ ઇન્ડિયા કંપની સાથે તેમને જે જે સંધિઓ અને કોલકરારો થયા છે તે સઘળા અમારે પણ પૂર્ણ રીતે કબૂલ મંજૂર છે, અને એનો અમલ ચીવટાઈથી કરવાને અમે સદા તત્પર રહીશું. માત્ર રાજાઓએ પણ તે કરારો સંપૂર્ણ રીતે પાળવા અને પરસ્પર સહકાર કરવાના પ્રયત્નો કરવા જોઈએ.

"અમારો અત્યારનો મુલક હવે વધારવાની અમારી મુદ્દલ ઇચ્છા નથી. તથા જે રીતે અમે અમારા સાર્વભૌમ અધિકારો પર તેમ જ અમારા તાબાના મુલક ઉપર અન્ય કોઈનું કોઈ પણ તરેહનું આક્રમણ છાનામાના સહી લેવા તૈયાર નથી, તે જ પ્રમાણે અન્યના અધિકારો પર જો કોઈ આક્રમણ કરવા ચાહશે તો તેને પણ તેમ કરવા દેવામાં અમે કદી સંમત થશું નહિ. દેશી રાજાઓના હક્કો, તેમનું માન અને તેમનો દરજ્જો ધ્યાનમાં લઈ તેમની સાથે અમે વિવેકથી વર્તશું. અને અમારી એવી પણ ખાહેશ છે કે અમારી પ્રજા

પ્રમાણે તેમની પ્રજા પણ આબાદ થાય, તથા આંતરિક શાંતિ અને સુવ્યવસ્થિત અમલને પરિણામે જ સધાતી સામાજિક પ્રગતિ અને ઉત્કર્ષનો લાભ તેઓ પણ મેળવે.

"વધુમાં અમારી એવી પણ મરજી છે કે અમારી પ્રજામાંથી કોઈ પણ આદમીને જો તે કેળવણી, લાયકાત અને કામની આવડતને કારણે સુપાત્ર અને યોગ્ય જણાશે તો—જાતિ, ધર્મ અગર પંથનો કોઈ પણ જાતનો વાંધો ન ગણતાં—નિષ્પક્ષપાતપણે અને વિના સંકોચે અમે અમારી નોકરીમાં ગમે તેવા ઊંચા અધિકાર પર પણ નિયુક્ત કરશું.

"બ્રિટિશ પ્રજાજનોનાં ખૂન કરવામાં જેમનો સીધી રીતે હાથ હોય, અગર તો જેમના પર એવા ગુનાઓ કર્યાનું સાબિત થયું હોય, તે સિવાયના સહુ કોઈને અમે તેમના અપરાધોની માફી આપ્યાનું આથી જાહેર કરીએ છીએ.

"અને હજુ પણ જેઓ હથિયારો ધારણ કરીને અમારી સામે લડી રહ્યા છે તેઓ પણ જો પોતપોતાને વતન પાછા ચાલ્યા જાય, અને અસલના શાંતિસમયના પોતપોતાના કામધંધે લાગી જાય તો, તેમણે અમારી વિરુદ્ધ તેમ જ અમારી સરકાર વિરુદ્ધ આજ સુધી જે જે ગુનાઓ કર્યા હશે તે સઘળાની તેમને અમે બિનશરતી માફી આપશું; તેમના એ સઘળા અપરાધો અમે મહેરબાની રાહે વીસરી જવા તૈયાર છીએ."

આ જાતનો હિંદુસ્તાનનો આ મૅગ્નાચાર્ટા (?) 'રાણીનો ઢંઢેરો' જાહેર કરવામાં આવ્યો. આ ઢંઢેરો બહાર પાડવાનો મુખ્ય હેતુ અયોધ્યામાં પ્રજ્વળી રહેલો ક્રાંતિનો દાવાનળ ઠંડો પડે એ હતો. પરંતુ અયોધ્યાએ તો એ ઢંઢેરા તરફ ડૂંકીને પણ જોયું નહિ! ઊલટાનું અયોધ્યાની બેગમે તો રોકડું સામે પરખાવવાના હેતુથી એવું જ એક

બીજું જાહેરનામું પ્રગટ કર્યું :—

"રાણીના ઢંઢેરામાં એવું જાહેર કરવામાં આવ્યું છે કે કંપનીની સાથે દેશી રાજાઓને જે સંધિઓ તથા કોલકરારો થયા હોય તે સઘળા રાણીએ સ્વીકાર્યા છે અને પોતાને માટે બંધનકારક ગણ્યા છે. પણ લોકોએ તેની આ રમતનો ભેદ જાણી લેવો જોઈએ. કંપનીએ તો આખો હિંદુસ્તાન હોઈયાં કર્યો છે; જો એ વાત આપણે કબૂલ કરી લેવાની હોય તો રાણીના ઢંઢેરામાં નવું શું મળે છે? ભરતપુરના રાજાને કંપનીએ પોતાના પુત્રની પેઠે સાચવવાનું વચન આપ્યું હતું; પણ પાછળથી એનું આખું રાજ્ય ગળી જવામાં આવ્યું. લાહોરના રાજા (ધુલિપસિંહ)ને ઉઠાવીને કંપનીએ લંડનમાં પહોંચાડી દીધો, તે હજુ પાછો આવવા જ દીધો નથી. નવાબ શમસુદ્દીન ખાનને તેમણે એક હાથે ફાંસીએ લટકાવ્યો તો બીજે હાથે એને સલામ કરતાં પણ કંપનીને શરમ ન આવી! સાતારાના છત્રપતિના પેશ્વાને તેમણે કેદ કરીને મરતાં સુધી બિઠુરમાં પેન્શન ખાતા કરી દીધા. બનારસના રાજાને તેમણે કેદ કરીને આગ્રામાં રોકી લીધો. બિહાર, ઓરિસ્સા અને બંગાળનાં રજવાડાંઓ–જાગીરદારોને તો તેણે સમૂળગા ઉખેડી નાખ્યા. ચડી ગયેલા પગારો ચૂકવવાનું બહાનું બતાવીને એણે અમારું વડીલોપાર્જિત સઘળું દ્રવ્ય હોઈયાં કરી લીધું! માત્ર સંધિના ૭મા પારામાં હવે ભવિષ્યમાં પોતે કશું નહિ માગે એટલું શપથપૂર્વક લખી આપ્યું ખરું! આમ છતાં હવે કંપનીએ કરેલી સઘળી બાબતોને સ્વીકારી લેવાની જ વાત રાણીના ઢંઢેરામાં હોય તો આ ઢંઢેરા પહેલાંની અને તે પછીની પરિસ્થિતિમાં શો ફરક પડે છે? આ બધી બાબતો તો જૂની બની ગયેલી છે. પરંતુ છેક તાજેતરમાં જ પ્રતિજ્ઞાપૂર્વક કરેલી સંધિની કલમોને અવગણીને, અમારા પોતાના કેટલા ય પૈસા કંપની પાસે લેણા હોવા છતાં, કશું

ખાસ કારણ બતાવી ન શકવાથી કંપનીએ 'રાજકર્તાની ગેરવર્તણૂક અને પ્રજાનો અસંતોષ' જેવાં પોકળ અને જૂઠાં બહાનાં બતાવી અમારી અપરંપાર માલમિલકત અને કરોડોની આવકવાળો આખો પ્રાંત હજમ કરી દીધો! અમારી પ્રજા જો માજી નવાબ વાજીદઅલી શાહના અમલથી અસંતુષ્ટ રહ્યા કરતી હતી એ સાચું હોય તો, આજે અમારા અમલ દરમિયાન એ પ્રજા સુખી અને સંતુષ્ટ છે એ શી રીતે બની શકે છે? અમારી પ્રજાએ અમારા પ્રત્યે દાખવેલી આવી રાજનિષ્ઠા અને આટલો પ્રેમ આજ સુધીમાં બીજા કોઈ રાજાએ ભાગ્યે જ અનુભવ્યાં હશે! આમ છતાં અમારો મુલક અમને પાછો કાં નથી સોંપાતો? ઢંઢેરામાં એવું જાહેર કરવામાં આવ્યું છે કે અમારે વધારે મુલક છીની તે પર રાજ કરવાની ઇચ્છા નથી; અને છતાં રાજ્યો ખાલસા કરવાની ક્રિયા તો અટકી જ નથી! રાણીએ જો ખરેખર સઘળી સત્તા પોતાને હાથ લીધી હોય તો અમારી પ્રજાએ પોતાની ઇચ્છા સાફસાફ રીતે દર્શાવ્યા છતાં રાણી અમને અમારું રાજ્ય પાછું કાં આપતી નથી?

"બળવા ખાતર કોઈ રાણી અગર રાજાએ આખા લશ્કરને અગર તો આખા દેશને સજા કર્યાનું આજ સુધીમાં સાંભળ્યું નથી. ઢંઢેરામાં લખ્યું છે કે સહુને માફી આપવામાં આવશે; પરંતુ જેઓ ડાહ્યા છે તેઓ આખા લશ્કરને અગર તો હિંદુસ્તાનની આખી પ્રજાને સજા કરવાનું કદી જ પસંદ કરવાના નથી. તેઓ એ ચોક્કસપણે જાણે છે કે જ્યાં સુધી 'સજા' શબ્દની વપરાશ ચાલુ છે ત્યાં સુધી અસંતોષ અને બળવો કદી શમવાનાં નથી. એ સંબંધમાં તો એક કહેવત પણ છે કે 'મરતા કયા નહિ કરતા?' મૂઆ પછી જમનો બો શાનો હોય!

"રાણીના ઢંઢેરામાં એવું જાહેર કરવામાં આવ્યું છે કે જેઓ

જાતે બાળવામાં સામેલ થયા હોય અગર જેમણે બાળવાને પ્રોત્સાહન આપ્યું હોય તેમને જોકે જીવતદાન આપવામાં આવશે છતાં તેમને વિષે તપાસ થઈને યોગ્ય નસિયત પણ પહોંચાડવામાં આવશે; છતાં વળી એમ પણ છે કે જેમણે જાતે ખૂન કર્યાં હશે અગર તેવાં કૃત્યોમાં સહાય કરી હશે તેટલા ખૂની અપરાધીઓ વિના સહુને-એકેએકને માફી આપવામાં આવશે. સામાન્ય માણસ પણ સહેજ વિચાર કરશે તો જાણી શકશે કે માણસ ગુનેગાર હો વા ન હો, પરંતુ આમાંથી છટકવું અશક્ય છે! રાણીનો આ ઢંઢેરો વાંચ્યા પછી અમારી વહાલી પ્રજા માટે અમારો જીવ કળીએ કળીએ કપાય છે કેમકે આ ઢંઢેરો તેમની દ્વેષબુદ્ધિનું જ સાક્ષાત્ શ્રેષ્ઠ પ્રદર્શન છે! માટે હવે અમે એવો સાફ સાફ અને પૂરેપૂરો ખાતરીલાયક હુકમ ફરમાવીએ છીએ કે ગામડાઓના આગેવાન તરીકે જેઓ મૂર્ખાઈથી આજ સુધીમાં બ્રિટિશ સરકારને શરણે ગયા હોય તે સહુએ તા. ૧લી જાનેવારી ૧૮૫૯ પહેલાં તાબડતોબ અમારી પાસે હાજર થઈ જવું. એમના એ અપરાધો અમે જરૂર માફ કરશું. અમારા આ હરીફ ઢંઢેરાને વાંચીને હિંદુસ્તાનના (દેશી) રાજકર્તાઓ કેવા દયાળુ અને ઉદાર હોય છે એને લોકો બરાબર સમજે. હજારો લોકોએ આ ઉદારતાનો સ્વાદ લીધો છે; લાખો લોકોએ અમારી વાત સાંભળી છે. એથી ઊલટું આજ સુધીમાં અંગ્રેજોએ કોઈના ગુના માફ કર્યાનું જાણવા-સાંભળવામાં નથી!

"ઢંઢેરામાં રાણીએ એમ જણાવ્યું છે કે શાંતિ સ્થપાયા પછી પ્રજાની સુખસગવડોમાં વધારો કરવા અર્થે નવા રસ્તાઓ બાંધવાનું, નવી નહેરો ખોદવાનું, વગેરે સાર્વજનિક ઉપયોગી કાર્યો હાથ ધરવામાં આવશે. આ બાબતનો પણ ઘડીભર વિચારી લઈએ. અમારું એ અંગે એવું કહેવું છે કે સડકો બંધાવવી અને નહેરો

ગોરાઓ એ સિવાય બીજો સારો કોઈ ધર્મોપજીવક લોકો માટે ગણીને ગાવતા આવડ્યો નથી એમ માની લેવું શું?

"લોકોના હૈયામાં આ બધી બાબતો જો અગાઉથી ન ઠસે તો દિલગીર છીએ કે ભાવિ માટેની કોઈ જાતની આશાને અવકાશ જ નથી.

"રાણીના આ ઢંઢેરાથી કોઈ પ્રજાજન ફસાય નહિ એટલી જ અમારી ખાસ ઇચ્છા છે."

પણ રાણીના ઢંઢેરામાં જાહેર કરવામાં આવેલી બિનશરતી માફીનો લાભ લેવાનું અયોધ્યા પ્રાંતે ભાગ્યે જ ધાર્યું હતું. અને એથી જ તો આખો પ્રાંત પોતાની તલવારો સજ્જ રહ્યો હતો, ઘોડે ચડી યુદ્ધ ખેલવા થનગની રહ્યો હતો, લોહી નીતરતે શરીરે રણાંગણમાં ઝૂઝી રહ્યો હતો, ને સ્વાતંત્ર્યના અગ્નિકુંડમાં બલિદાન દેવા ખડે પગે થઈ રહ્યો હતો. તેને એક જ વાત ખપતી હતી: સ્વાતંત્ર્ય અગર તો યુદ્ધનો અંત. શત્રુને ચરણે આળોટવા કરતાં એનો હડિયો ચૂસી લેવા તેના પર તૂટી પડવાનું જ તેના દિમાગને વધારે માફક આવતું હતું. શંકરપુર, ધુડિયામેરા, ગનગરેલી અને સીતાપુરના રણક્ષેત્રોમાં હજુ જુદ્ધો ખેલાતાં જ હતાં. શત્રુને તે ચીરતો હતો તો સામે પોતે પણ ચિરાઈ રહ્યો હતો. ને એમ યુદ્ધ ચાલુ જ હતું.

આ રીતે ૧૮૫૮ના જૂનથી નવેમ્બર સુધી, અને આગળ વધી ૧૮૫૯ના એપ્રિલ સુધી પણ અયોધ્યાપ્રાંત રણમેદાનમાં જંગ ખેલતો રહ્યો હતો. દરમિયાન ચારે પાસથી તો ઘેરી લઈને ક્રાંતિના આગેવાનોને ધીરે ધીરે નેપાળમાં હાંકી કાઢવામાં આવ્યા. તેઓ નેપાળમાં ઘૂસ્યા છતાં અંગ્રેજોએ તેમનો પીછો છોડ્યો નહિ. ક્રાંતિકારીઓને હજુ એક આશા હતી—નેપાળનો હિંદુ રાજા તેમને આશરો આપશે.

નેપાળમાં ઘૂસી ગયેલા ક્રાંતિકારીઓની સંખ્યા હજુ લગભગ

સાડ હજાર જેટલી હતી. આ ક્રાંતિકારીઓને નાનાસાહેબ, બાળા-સાહેબ, બેગમ અને તેનો શાહજાદો વગેરેની આગેવાની સાંપડી હતી. નેપાળના જંગબહાદુરે એ વેળા તેમને એક પત્ર લખ્યો હતો. પેશ્વા નાનાસાહેબે એને પાઠવેલો જવાબ એવો તો સચોટ, સગુણસુતો અને માર્મિક હતો કે એમાંનો થોડોએક ભાગ અહીં ઊતારી લેવાની ઇચ્છા રોકી શકાતી નથી. તે પત્રમાં લખ્યું હતું.—

"આપનો પત્ર મળ્યો. દેશના દૂર દૂરના ખૂણા સુધી અમે નેપાળની કીર્તિ ગવાતી સાંભળતા હતા. હિંદમાં થઈ ગયેલા અનેક પ્રાચીન રાજાઓનો ઇતિહાસ અમે વાંચી ગયા છીએ, તેમ જ અનેક અર્વાચીન અને વિદ્યમાન રાજાઓના ગુણદોષો અમારી નજર તળે પસાર થઈ ગયા છે. છતાં અમે એટલું તો ખાતરીપૂર્વક જણાવી શકીએ છીએ કે એમાંનું કોઈ આપની બરોબરી કરી શકે તેમ નથી! કેમકે જે બ્રિટિશોએ ખુદ તમારી જ પ્રજા સાથે હાડવેરનાં યુદ્ધો ખેલ્યાં હતાં, તે જ બ્રિટિશ પ્રજાને મદદ કરવામાં તમે જરા ય પાછું વાળીને જોયું નથી. એટલું જ નહિ પણ તેમણે તમને સહેજ ઇશારો કરતાં જ તમે તેમને મદદ કરવા દોડી ગયા છો! તમારી ઉદારતા ખરેખાત અસીમ છે! એ ધોરણે સ્વાભાવિક રીતે જ મને માની લેવાનું મન થાય છે કે જે પેશ્વાઓ આજ સુધી તમારી સાથે મિત્રભાવે જ વર્ત્યા છે તેમના વંશજે એટલે કે મેં તમારી પાસેથી મદદ—જે મદદ તમે સ્વદેશબાંધવોના કટ્ટા શત્રુ બ્રિટિશોને પણ છૂટે હાથે આપી રહ્યા છો—મળવાની આશા રાખી હોય તો તમે ના નહિ જ પાડો! જેણે ખુદ પોતાના શત્રુને આશરો આપ્યો તે પોતાના મિત્રોને તો કદી પણ નકારો નહિ જ સંભળાવે! આપણા સહુ પર ગુજરેલા અન્યાયો તળે હિંદુસ્તાન કઈ રીતે પિસાઈ રહ્યો છે અને ક્રોધથી કઈ રીતે તે સળગી રહ્યો છે, એની જગવિશ્રુત કથા

મારે ફરી તમને વધી જણાવવાની જરૂર હું દેખતો નથી બ્રિટિશોએ પોતે કરેલી સંધિઓ કેવી પોપટ ફગાવી દીધી છે, આપેના વચનો માથી ફસકી જઈને દેશી રાજાના મુગુટો કેવી રીતે તેઓ હજમ કરી રહ્યા છે, અને દેશી રાજ્યો નાશ પામવાને કારણે આપણી આ ધર્મભૂમિ પણ કેવી મહાન વિપત્તિમા ઘેરાઈ રહી છે, વગેરે બાબતો પણ જગજાહેર જ છે અને તેથી જ તો હિંદુસ્તાને આ સ્વાતંત્ર્ય સંગ્રામ માંડ્યો છે અગે અમારા ભાઈ બાળાસાહેબને આપના તરફ રવાના કર્યા છે, તેઓ રૂબરૂમા જ કેટલીએક બાબતોનો આપની પાસે ખુલાસો કરશે " ૮

આ કાગળ ઉપર પેશ્વાએ પોતાની રાજમુદ્રાનો સિક્કો કર્યો, અને કાગળ જંગબહાદુરને મોકલી આપવામા આવ્યો આ કાગળ પછી ઘણી વાટાઘાટો ચાલી ક્રાંતિકારી આગેવાનો સાથે રૂબરૂ વાત કરવા માટે જંગબહાદુરે પોતાના સરદાર કર્નલ ગનભદ્રસિંહને મોકલ્યો ક્રાંતિકારીઓએ સહુએ સંમત બનીને તેને એક જ વાત સંભળાવી "અમે હિંદુ ધર્મ કાજે લડ્યા છીએ મહારાજા જંગબહાદુર પણ હિંદુ રાજા છે, અને તેમણે અમને મદદ કરવી જોઈએ જો તેઓ અમને મદદ કરવાના હોય, એટલુ જ નહિ પરંતુ તેમના સરદારો અમારા આગેવાન બનવા ચાહતા હોય તો તેમના હાથ તળે રહીને પણ અમે ફરી ઠેઠ કલકત્તા સુધી પહોચી જઈશુ લશ્કરનુ ખર્ચ અમે જાતે જ ઉપાડી લેશુ, અને છતા હુમ્મો તો અમે તેમના જ ઉઠાવશુ! જે જે પ્રદેશ અમે ફરી કાબિજ કરશુ તે બધો ગુરખા સરકારના તાબામા રહે તોપણ અમારે વાંધો નથી અને આમાનું કશુ જ તે કરવા ચાહતા ન હોય તો છેવટ તેઓ અમને નેપાળમા આશરો તો આપે જ, અમે તેમના હુકમ સાથે ચડાવશુ " ગુરખા

8 Charles Ball's *Indian Mutiny*, Vol II

પ્રતિનિધિ કર્નલ જલભદ્રસિંહે કહ્યું: "અંગ્રેજોએ માફીના દરવાજા હવે ખોલી નાખ્યા છે, તો હથિયારો હેઠાં મૂકીને તમે હિંદુસ્તાનમાં જ કેમ પાછા નથી ફરી જતા?" ક્રાંતિકારી આગેવાનોએ તેને જવાબ સંભળાવ્યો "અમે બ્રિટિશોનું જાહેરનામું સાંભળ્યું છે. પરંતુ બીજાઓના જીવ બચાવવા ખાતર અમારા પૈકીના થોડાએક દેશભાઈઓએ પોતાના પ્રાણ આપી દેવાનું અમારે કબૂલ નથી. મહારાજા જંગબહાદુર એક હિંદુ રાજા છે, ને તેથી અમારે ગુરખાઓ સાથે લડવું નથી. મહારાજ જંગબહાદુરની મરજી હોય તો અમે અમારાં હથિયારો હેઠાં મૂકી તેમને તાબે થવા ખુશી છીએ. તેઓ અમને હાર કરવા ઇચ્છતા હોય તોપણ એની સામે અમે જરા ય વિરોધ નહિ કરીએ. પરંતુ બ્રિટિશોના વૈરાગ્નિમાં અમારા પૈકીના આટઆટલા દેશભાઈઓનાં બલિદાન દીધા પછી અમે શાં મોં લઈને અંગ્રેજોને શરણે જઈએ?"

આ જાતની બીજી ઘણી વાતચીત થઈ. પરંતુ આખરે જંગબહાદુરે ક્રાંતિકારીઓને સંભળાવી દીધું કે જો ક્રાંતિકારીઓને અમારે મદદ કરવી હોત તો તેમની સામે લડવા સારુ ઠેઠ લખનૌ સુધી અમે અમારું લશ્કર શા સારુ દોડાવત? અને એટલું કહીને જ એ અટક્યો નહિ. ઊલટાનું—પછી દબાણને કારણે કે અન્ય ગમે તે કારણે હો—તેણે અંગ્રેજોને નેપાળમાં દાખલ થઈને જ્યાં જ્યાં ક્રાંતિકારીઓ હાથ આવે ત્યાં ત્યાં તેમનો શિકાર કરી લેવાની પૂરતી છૂટ આપી દીધી!

આમ આખરે ક્રાંતિકારીઓની સઘળી આશાઓ સદાને માટે ધૂળમાં મળી. હથિયારો સંતાડી દઈને, નીચાં મૂંડી રાખીને તેઓ પોતાને વતન પાછા વળી ગયા. એ વેળા તેમને ન છંછેડવાને ઇરાદે અંગ્રેજોએ પણ જૂનાં વેર બાજુ પર રાખીને તેમને જરા પણ

કોમના સાચા વારસો, અમે માત્ર શું ચોર અને લૂંટારા?"

આ પત્ર લખ્યા પછી નાનાસાહેબનું શું થયું તે ઇતિહાસ પણ ચોક્કસપણે જાણતો નથી. જાતે સ્વીકારેલી મુશ્કેલીઓમાં વનવન રખડતાં બાળાસાહેબ જંગલમાં જ મૃત્યુ પામ્યા. બેગમ અને તેના સગીર શાહજાદાને આગળ જતાં જંગબહાદુરે આશરો આપ્યાનું જણાયું છે. એક આખરી ઝપાઝપીમાં ગુજરાનસિંહ નામનો એક જબરો ક્રાંતિકારી આગેવાન ઠાર થયાનું નોંધાયું છે.

૧૮૫૭ના આ ભારતીય સ્વાતંત્ર્યસંગ્રામનો અયોધ્યામાંથી આ રીતે અંત આવ્યો. પોતાના સ્વાતંત્ર્ય અર્થે આટલા દૃઢ નિશ્ચય અને વીરતાપૂર્વક લડનારો બીજો કોઈ દેશ પૃથ્વીના પડ પર ભાગ્યે જ સાંપડશે. મેલિસન લખે છે: "સિપાઈઓએ (જેમાં મોટા ભાગની સંખ્યા અયોધ્યાપ્રાંતમાંથી જ આવી હતી) આરંભેલ ક્રાંતિસંગ્રામમાં અયોધ્યાની પ્રજાએ ઘણો મોટો ભાગ લીધો અને સ્વાતંત્ર્ય અર્થે ઝૂઝી. અયોધ્યાપ્રાંતે જેટલા દૃઢ નિશ્ચયથી અને જે અણનમ રીતે લાંબા વખત સુધી યુદ્ધ લડી બતાવ્યું, તેવું હિંદુસ્તાનના બીજા કોઈ પ્રાંતે દાખવ્યું નથી. આ આખા સંગ્રામમાં ૧૮૫૬માં લાદેલા અન્યાયોએ જ પ્રજાને ચીડવીને તેનાં હૈયાં પોલાદ સરખાં પાકાં ઘડયાં, તથા તેમના કઠોર નિશ્ચયમાં બળ પૂર્યું. જે થોડા લોકો કોઈ કોઈ પ્રસંગે જીવને જોખમમાં નાખીને પણ લડાઈમાંથી નાસી ગયા હતા, તેમના દિલમાં પોતાનો જીવ બચાવવાનો સવાલ જ નહોતો; પરંતુ આજ નહિ તો આવતી કાલે, સાનુકૂળ વખત આવતાં ફરી નવા ઉત્સાહથી લડી લેવાની આશાએ જ તેમણે એ પગલાં લીધાં હતાં! જ્યારે અયોધ્યામાં બાકી રહેલા ક્રાંતિવીરોને લૉર્ડ કલાઈડે આખરી ભયંકર હલ્લા કરીને નેપાળના જંગલમાં ભગાડી મૂકયા, ત્યારે પણ એ રણસંગ્રામમાં અને દોડાદોડીમાં

તેમ જ શહેરે, દરેક સ્થળેથી ભીષણ રણગર્જના સંભળાવા લાગી. દરેક સ્થળે 'તાત્યા ટોપે, તાત્યા ટોપે' એવું નામ ગાજી રહ્યું.

શિકારીઓના અણીદાર ભાલા પાછળ ભોંકાવાની તૈયારી હોય તેવા વાઘની પેઠે આ મરાઠો મધ્યહિંદનાં જંગલોમાં ઘૂસી ગયો હતો. ગ્વાલિયરના રણમેદાનમાં રાણી લક્ષ્મીબાઈના મૃત્યુથી તેનો જમણો હાથ તૂટી પડ્યા જેવું થયું હતું અનેક પરાજયોને કારણે ક્રાંતિ લગભગ નામશેષ થવા આવી હતી. નાનાસાહેબ અને તાત્યા કાયમને માટે વિખૂટા પડી ગયા હતા. હિંદુસ્તાનમાં અંગ્રેજી સત્તા હિંદીઓના જ પરાક્રમે ફરી પાછી વિજયી બનીને મહાલવા લાગી હતી. હવે તાત્યા પાસે તોપો અગર તો કહી શકાય એવું લશ્કર પણ રહ્યું નહોતું; નવું લશ્કર અગર તોપો મળવાની આશા દૂર નજરે પણ દેખાતી નહોતી. અને છતાં શત્રુને ત્રાહિ ત્રાહિ પોકારાવનાર અને પરાજયોને પણ શરમાવે એવા આ હિંમતવાન વીરનરે પોતાનો જરીપટકો—ભગવો ઝંડો શત્રુને ચરણે નમાવ્યો નહોતો. એ ઝંડો નમે? નહિ, એ તો કદી પણ બને જ નહિ! એ ઝંડાની કાઠી એવા વૃક્ષમાંથી બનાવેલી છે કે જેના શત્રુઓ કદાચ ભાંગીને ટુકડા ભલે કરી નાખે, પણ એ કદી નમી તો પડે જ નહિ!

ગ્વાલિયરના યુદ્ધમાં હાર્યા પછી બાકી રહેલું લશ્કર લઈને તાત્યા ટોપે અને રાવસાહેબ પેશ્વા સરમથુરા પહોંચ્યા. યુદ્ધની ભાવિ યોજનાનો એમનો મદાર ત્રણ બાબતો પર બંધાયો હતો. એક તો અંગ્રેજી લશ્કર સામે હવે કોઈ પણ સ્થળે સામે મોંએ રણમેદાનમાં લડવા ઊતરવું નહિ; બીજું અરક્ષિત પ્રાંતોમાં ગનિમી યુદ્ધનીતિ અખત્યાર કરી હલ્લાઓ કરવા; અને ત્રીજું માર્ગમાં જેટલાં જેટલાં દેશી રાજ્યો આવે તે દરેક પાસેથી સખ્તાઈથી યુદ્ધસામગ્રી, પૈસો અને લશ્કર મેળવવાં. આ ત્રીજી બાબત જ વધારે અગત્યની હતી કેમકે

એના અમલ વિના પરદેશી અને બાગનોનો અમલ અશક્ય હતો. ઉત્તર હિંદ અને મધ્યહિંદમાં તો પડખે પડખે અનેક દેશી રાજ્યો આવેલાં હતાં. તેમની પાસે દારૂગોળો તેમ જ અનાજસામગ્રીનો સંઘરો પણ આખું વરસ ચાલી શકે તેટલો ભર્યો હતો; અને દેશરક્ષણના પવિત્ર કાર્યમાં એ આપવાનો એમનો ધર્મ હતો. ૧૮૫૭માં લોકોએ સરકાર સામે બળવો ઉઠાવવાની તત્પરતા અને આગ્રહ બતાવ્યા છતાં આ દેશી રાજ્યોએ પોતાના પાપી અને અંગત સ્વાર્થ ખાતર જાહેર રીતે બળવાને મદદ કરી નહોતી. આવાં દેશી રાજ્યોમાં એકઠું કરી રાખેલું અનાજ મફતનું પડયું રહેવા દેવું અને દેશકાજે લડી રહેલા લશ્કરને ભૂખે મારવું એ કેમ ચાલી શકે? આવા રંગ બચાવીને લડનારા હરામખોર રાજાઓના કોઠારોમાંથી જોઈતી ધન તેમ જ શસ્ત્રસામગ્રી મેળવવાની ભારે સુંદર વિચારણા તાત્યા અને રાવસાહેબે રાખી હતી. આ કારણે દેશ ખાતર લડી રહેલા લશ્કરને નિભાવવાનું ખર્ચ દેશની ગરીબ પ્રજા પર સીધી રીતે ચડતું નહોતું. એ રાજાઓ પાસે ખડું લશ્કર બહુ થોડું રહેતું, એથી તેમની પાસેથી લડાઈનો આવો કર વસૂલ કરવાનું મુશ્કેલીભર્યું નહોતું. સિવાય આવાં રાજ્યો ડગલે ને પગલે વેરાયલાં પડયાં હોવાથી એ સામગ્રી વહી જવાની ક્રાંતિકારીઓની નકામી મહેનત પણ બચી જતી હતી. માગણી કરવાથી આ દેશી રાજ્યો મદદ આપે તો વા ભલા, નહિતર તેમને દબાવીને પણ તેમની પાસેથી એ મેળવી લીધે જ છૂટકો હતો!

તાત્યાની ભાવિ યુદ્ધયોજનાનો મદાર આ રીતે ત્રણ બાબતો પર ગોઠવાયો હતો. ગનિમી યુદ્ધનીતિ, શત્રુઓ સાથે ખુલ્લી લડાઈ બને ત્યાં સુધી ન જ લડવી, અને યુદ્ધફાળા તરીકે લડાયક સાધનસામગ્રી, પૈસો, સિપાઈઓ વગેરે બાબતો દેશી રજવાડાંમાંથી તેમની રાજીખુશીથી અગર તો બળજબરીથી વસૂલ કરવી. આ રીતે પણ લડત

ચાલુ રાખવામાં તાત્યાનો મુખ્ય અને આખરી ઉદ્દેશ એ હતો કે કોઈ પણ અનુકૂળ તક સાધીને આખરે નર્મદા ઊતરીને દક્ષિણમાં પહોંચી જઈ મરાઠા-વાઘને ખુદ પોતાનાં મહારાષ્ટ્રનાં જંગલોમાં સ્વૈરસંચાર માટે પહોંચાડી દેવો! તે સામે અંગ્રેજોએ એ બાબત ખાસ કાળજી રાખી હતી કે એને નર્મદા ઊતરીને દક્ષિણમાં તો જવા ન જ દેવો, એટલું જ નહિ પણ બને ત્યાં સુધી નર્મદાની પડખે પણ ઢૂંકવા ન દેવો! આમ બંને પક્ષે આ હરીફાઈ જોસભેર ચાલુ થઈ.

તાત્યાનો ડોળો સહુ પ્રથમ ભરતપુર ઉપર પડ્યો. પણ જ્યારે તેણે જાણ્યું કે એક મોટું પ્રબળ અંગ્રેજ લશ્કર ત્યાં આવીને ક્યારનું થાણું નાખીને પડ્યું છે, ત્યારે તુરત એણે પોતાનો મોરચો જયપુર તરફ વાળ્યો. જયપુરની રાજસભામાં તાત્યાના પક્ષના અનેક માણસો હતા; સિવાય પ્રજા અને લશ્કરનું વલણ પણ તેના પ્રત્યે જ હતું. આથી તાત્યાએ જયપુરમાં પોતાનો દૂત મોકલી આપ્યો, તથા પોતાના પક્ષના લોકોને તૈયાર રહેવા અંગે અગાઉથી સૂચના પણ આપી દીધી. પણ આ છૂપા સમાચાર અંગ્રેજોને મળી ગયા, અને તુરત નસીરાબાદનું અંગ્રેજ લશ્કર જયપુરને રસ્તે કૂચ કરવા માંડ્યું. જયપુરની યોજના આમ પડી ભાંગેલી દેખતાં તાત્યાએ દક્ષિણ દિશામાં પગલાં માંડ્યાં. કર્નલ હોમ્સ અને તેનું લશ્કર તાત્યાની પાછળ પડ્યું. ભારે કુશળતાથી તાત્યાએ શત્રુઓને હાથ ઘસતા રાખીને પોતે ટોંક સંસ્થાનની દિશામાં ઊપડી ગયો. ત્યાંનો નવાબ શહેરના કિલ્લામાં રક્ષણ ગોઠવી પોતે અંદર ભરાઈ બેઠો, અને લશ્કરની સાથે ચાર તોપો આપીને તેને લડવા સારુ બહાર મોકલી આપ્યું. જો લડાઈ થાત તો તો ભારે જબરી જામી પડત; પરંતુ ટોંકના સિપાઈઓ તો તાત્યાના લશ્કરના સિપાઈઓને બાઈઓના ભાવે ભેટી પડ્યા! આમ ઊલટાની ચાર તોપો પણ તાત્યાના

હાથમાં આવી, અને એ રીતે વધારે યુદ્ધસામગ્રી, નવું લશ્કર અને નવા જોમથી તેણે પુનઃ દૃઢતાપૂર્વક દક્ષિણ દિશામાં પ્રયાણ આદર્યું. કેક ઈંદ્રગઢ સુધી પહોંચ્યા પછી ત્યાં તાત્યાએ આરામ લીધો. દરમિયાન પીઠ પાછળ હોમ્સનું લશ્કર દડમજલ કૂચ કરતું ચડી રહ્યું હતું તો બાજુમાંથી રાજપૂતાનામાંથી રૉબર્ટ્સ ચડી આવતો હતો. આ વેળા મુશળધાર વરસાદની શરૂઆત થઈ ચૂકી હતી, અને સામે ચંબલ તો બે કાંઠે વહેતી હતી! આ કારણે તાત્યાએ ઈશાન દિશા સાંધી અને બુંદી પહોંચ્યો. બુંદીથી છેતરપિંડીના અજબ દાવ ખેલતો કુશળતાથી તે નીમચ–નસીરાબાદ પ્રાંતમાં આવી પહોંચ્યો. આ પ્રાંતોએ અગાઉ ક્રાંતિઉત્થાનમાં સાથ આપ્યો જ હતો. ભિલવાડા ગામમાં તાત્યાએ આરામ માટે કૂચ થંભાવી. તે ત્યાં રોકાયાના ખબર મળતાં જ ૧૮૫૮ના ઑગસ્ટની ૭મી તારીખે સરવર ગામથી રૉબર્ટ્સ ભારે ઝડપથી તેના પર ચડી આવ્યો. દિવસ આખો તેના હાથમાં સપડાયા વિના રાત્રિ આવી પહોંચતાં જ ઉદેપુર રાજ્યની હદના કોટ્રા નામના ગામે તાત્યાએ પોતાનું લશ્કર સહીસલામત રીતે પહોંચાડયું. રાત્રિના આરામ માટે એનું લશ્કર ત્યાં છાવણી નાખી પડયું હતું તે દરમિયાન તાત્યા પોતે પાસેના નાથદ્વારાના યાત્રાસ્થાને શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શને ગયો, અને અરધી રાત્રે જ ત્યાંથી પાછો ફર્યો. પણ તે આવ્યો ત્યાં તો પાછળ પડેલું અંગ્રેજી લશ્કર પોતાની સાવ લગોલગ આવી પહોંચ્યાના ખબર તેને મળ્યા. તુરત છાવણી ઉપાડીને કૂચ કરવાના હુકમો તેણે પોતાના લશ્કરને આપ્યા. પરંતુ સતત કૂચને લીધે તેનું લશ્કર એટલું તો થાકી ગયું હતું કે પાયદળે તેને ચોખ્ખા શબ્દોમાં સંભળાવી દીધુંઃ "કાલ સવાર સુધી હવે એક ડગલું પણ આગળ ભરવાની અમારામાં શક્તિ રહી નથી. ઘોડેસ્વાર

લશ્કરને તમારે આગળ લઈ જવું હોય તો લઈ જઈ શકો છો." આવી પરિસ્થિતિમાં તાત્યાને માટે લડાઈ લડ્યા વિના બીજો માર્ગ જ રહ્યો નહિ! પરોઢિયે તેણે પોતાના લશ્કરની બની શકે તેટલી ગોઠવણ કરી નાખી. તા. ૧૪મી ઑગસ્ટના આ યુદ્ધમાં તાત્યાનું લશ્કર હાર્યું અને સાવ છિન્નભિન્ન થઈ ગયું; તેની તોપો શત્રુઓને હાથ પડી. પાછો વળી તાત્યા સાધનરહિત બની ગયો. ન રહી તેની પાસે તોપો, ન રહ્યું કોઈ તરેહનું લશ્કર કે ન રહી કશી યુદ્ધસામગ્રી. સિવાય વિજયના મદથી છકેલ શત્રુ હવે તો હાથ ધોઈને પાછળ પડ્યો હતો! પાછળ પડેલા શત્રુને ફરી ભૂલથાપ આપી તેણે ચંબલની દિશામાં નાસવા માંડ્યું. આ વેળા તો તેની પાછળ અને બાજુએથી પણ અંગ્રેજી લશ્કર આવતું હતું એટલું જ નહિ, પરંતુ એક બીજો અંગ્રેજ સેનાપતિ તો ચંબલને કાંઠે જ તેની સામે લશ્કર સાથે ઊભેલો દેખાયો! છતાં પણ કોઈને ભૂલથાપ આપીને, કોઈને પાછા હઠાવીને તો કોઈની નજર ચૂકવીને મજલ દડમજલ કાપતો તાત્યા ચંબલને કાંઠે આવી ઊભો; અને આખરે અંગ્રેજ લશ્કરને થાપ આપીને ચંબલ પાર કરવામાં તે સફળ પણ થયો!

હવે તાત્યા અને તેને પકડવા માટે પાછળ પડેલું અંગ્રેજ લશ્કર, બંને વચ્ચે ચંબલ નદીનો જબરો અંતરાય આવી ગયો. આ વેળા તેની પાસે તોપો નહોતી, અનાજસામગ્રી નહોતી, પૈસા નહોતા— આ પરિસ્થિતિમાં નર્મદા તો શી રીતે સાંભરે? આવી મુશ્કેલીમાં મુકાયાથી આખરે તે ઝાલરાપટ્ટન ગયો. ત્યાંનો વફાદાર રાજા તાત્યાને આવેલો જાણતાં જ પોતાના પ્રામાણિક સૈનિકો સાથે તોપો લઈને તાત્યા પર ચડી ગયો. પરંતુ લશ્કરની અને તાત્યાની દષ્ટાદષ્ટ થતાં જ એ આખું 'પ્રામાણિક' લશ્કર રાજાને બદલે ખુદ તાત્યાને જ 'માલેક' તરીકે મુજરો કરવા લાગ્યું! ઝાલરાપટ્ટનમાંથી તાત્યાને

ઘોડાઓ, વાહનો અને ભરપૂર અનાજસામગ્રી મળ્યાં. ઝાલરાપટ્ટનને પાદર પગ દીધો ત્યારે તાત્યા પાસે એક પણ તોપ નહોતી; હવે તેને હાથ ૩૨ તોપો આવી હતી! ત્યાંના રાજાને ૨૫ લાખ રૂપિયા દંડ આપવાનો રાવસાહેબ પેશ્વાએ હુકમ કર્યો. પણ રાજાએ ઘણા કાલાવાલા કર્યા તેથી એ રકમ ૧૫ લાખ સુધી ઉતારવામાં આવી. અહીં તાત્યા પાંચ દિવસ સુધી રોકાયો. ઘોડેસ્વાર લશ્કરના દરેક આદમીને દર મહિને ૩૦ રૂપિયા મુજબ અને પાયદળ લશ્કરના દરેક આદમીને માસિક ૨૦ રૂપિયા મુજબનો પગાર હિસાબ સાથે તેણે અહીં ચૂકવી આપ્યો. ત્યાર પછી દક્ષિણ તરફ પીછેહઠ કરી જવાની યોજનાનો પૂરો વિચાર કરવા અર્થે તાત્યા, રાવસાહેબ અને બાંદાના નવાબ ત્રણે જણાએ લાંબી મંત્રણા કરી. આ વખતનો પેશ્વાના લશ્કરનો મુખ્ય હેતુ નર્મદા પાર કરીને દક્ષિણમાં ઊતરી પડવાનો હતો. એની એ યોજના તોડી પાડવા અર્થે અંગ્રેજોએ પોતાના સમગ્ર લશ્કરની કુશળતાપૂર્વક વિસ્તૃત જાળ પાથરીને તેના સઘળા માર્ગો રોકી લીધા. પરંતુ હવે તો તાત્યા પાસે તોપોનું સાધન આવી મળ્યું હતું, એટલે ગમે તે મુશ્કેલીનો સામનો કરવા તે કટિબદ્ધ થયો હતો. તેણે મિત્રોના કાન ફૂંક્યા. "હવે સીધા ઈંદોર ચલો!"

આ અજબ વિચાર તાત્યાના સાહસી સ્વભાવનો દ્યોતક હતો. કોઈ કાયમી લશ્કર પોતા પાસે ન હોવા છતાં તાત્યાએ નવું લશ્કર, નવાં રાજ્યો અને નવાં રાજસિંહાસનો પેદા કર્યાં. આવી અજબ બુદ્ધિશક્તિવાળા વીરનર માટે ઈંદોર પર ચડાઈ કરવાનું જરા પણ મુશ્કેલ અગર અશક્ય કોટિનું નહોતું. હોળકર પોતાના માલેક પેશ્વાને મદદ કરે એ તો માત્ર એણે ફરજ બજાવી ગણાય. જો એ ફરજ રાજીખુશીથી બજાવવા તે તૈયાર ન હોય તો સખ્તાઈથી તેને તેમ કરવાની ફરજ પાડવી રહી. ઈંદોરનું લશ્કર અંદરખાનેથી તાત્યાને મળી ગયેલું

હતું; એટલું જ નહિ પરંતુ ઈંદોરની રાજસભા તો સામેથી તાત્યાને ઈંદોર આવવાનાં આમંત્રણો આપતી હતી! અર્થાત્ તાત્યાએ એ દાવ કે કરવાનો નિર્ણય કર્યો, અને તદનુસાર ઝાલરાપટ્ટનથી ખૂબ ઝડપથી દક્ષિણ દિશામાં નીકળી જઈ તે માળવામાં પેઠો અને એકાએક રાયગઢ પાસે હાજર થયો.

તાત્યાનો પીછો પકડવામાં અત્યારે જુદી જુદી દિશામાંથી રોબર્ટ્સ, હોમ્સ, પાર્ક, મિચેલ, હોપ અને લોકાર્ટ આવી રહ્યા હતા. પણ જ્યારે એમને કાને તાત્યા ઈંદોર પર ચડી ગયાના સમાચાર પહોંચ્યા ત્યારે સહુના પેટમાં ભારે ફાળ પડી. એક જણ મહૂથી નીકળી ગયો; બીજો નાલખેડા તરફ પસાર થઈ ગયો; ત્રીજો રાયગઢ જવું કે ન જવું એ વિશે મનમાં જ ગૂંચવાતો બેસી રહ્યો. ભારે મહેનત કરીને મિચેલ એક ટેકરી ચડી ગયો તો બીજી તરફ તાત્યા એ ઊતરીને જતો દેખાયો; પણ એ વેળા અંગ્રેજ લશ્કર થાકીને એવું તો લોથ થઈ ગયું હતું કે તેનાથી એક ડગલું પણ આગળ દેવાય તેવું નહોતું. અર્થાત્ મિચેલને ત્યાં જ રોકાઈ જવું પડ્યું. તાત્યાએ તો તેનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો, અને તે કૂચ કરી આગળ નીકળી ગયો. બીજે દિવસે ભારે શ્રમપૂર્વક મિચેલે તાત્યાને પકડી પાડ્યો. આ વેળા ક્રાંતિકારીઓ થાકી ગયેલા હતા; છતાં તેઓ લડવા તૈયાર થયા. તેમની સંખ્યા પાંચ હજારની હતી, સિવાય તેમની પાસે ૩૨ તોપો પણ હતી. પરંતુ નવાઈની વાત છે કે એક હજારનું અંગ્રેજ લશ્કર એ પાંચ હજાર પર તૂટી પડતાં જ ઝપાઝપી અને થોડો રક્તપાત થાય તે પહેલાં તો ક્રાંતિકારી લશ્કરે પોતાની સઘળી તોપો પડતી મૂકીને નાસવા માંડ્યું! આવે પ્રસંગે તાત્યા ટોપે અને કુમારસિંહ એ બંને નેતાઓની ગેરીલા યુદ્ધનીતિમાં કેટલો ફરક રહ્યો હતો તે સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. અંગ્રેજ લશ્કર સામે ખુલ્લા સંગ્રામમાં ઊતરવું નથી એ નિયમ

તોડવો ન પડે એટલા ખાતર તાત્યાએ–તાત્યાના લશ્કરે કૂચ દરમિયાન સાંપડેલી અનેક તોપોને હાથમાંથી સરકી જવા દીધી હતી!

રાયગઢનો સપાટ મુલક ત્યજીને તાત્યાનું લશ્કર બેટવા નદીના જંગલમાં પેઠું, અને બીજે છેડે બહાર નીકળી જઈ સિરંજ ગામે આવી પહોંચ્યું. અહીં સિરંજમાં તાત્યાને વળી ચાર તોપો હાથ આવી. એ વેળા મુશળધાર વરસાદ મંડાયાથી અંગ્રેજ લશ્કર માટે ફરવું-હરવું મુશ્કેલીભર્યું થઈ પડ્યું. પરિણામે તાત્યાના લશ્કરને આરામ લેવાનો અવસર સાંપડ્યો. તાત્યાએ અહીં લશ્કરને એક અઠવાડિયાનો આરામ આપ્યો. ત્યાંથી વળી પાછો તે ઉત્તર તરફ ઊપડ્યો. સિંધિયાના રાજ્યના ઇસાગઢ ગામે એને અનાજસામગ્રી આપવાની ના પાડી, એટલે તાત્યાએ એના પર હલ્લો કરી તે મેળવી. અહીં વળી તેને આઠ તોપો પણ મળી આવી. આ તો બધું ઠીક; પણ આમ ઉત્તરમાં જવામાં નર્મદા તો ધીરે ધીરે દૂર જતી હતી. અનેક અંગ્રેજ સેનાનીઓ માર્ગ રોકી રહ્યા હતા તેથી આ મરાઠાશાર્દૂલ પોતાની પર્વતમાળની ઓડમાં હવે પહોંચી નહિ શકે એમ જોઈ શકાતું નથી. આટઆટલાં અંગ્રેજ લશ્કરો એક જ માણસની પાછળ પડ્યાં હોય ત્યાં પછી નર્મદા પહોંચવાનો તો સવાલ જ ક્યાંથી ઉદ્ભવે?[1]

---

1 An English writer says: "Then commenced that marvellous series of retreats which, continued for ten months, seemed to mock at defeats, and made Tatia's name more familiar to Europe than that of most of our Anglo-Indian generals. The problem before him was not an easy one. He had to keep together an army of beaten Asiatics bound by no tie to his person, and bound to each other only by one common hate and one common

અહીંથી ક્રાંતિકારી સૈન્યના બે વિભાગો કરી દેવામાં આવ્યા; એક વિભાગ તાત્યાના અધિકાર તળે રહ્યો, અને બીજા વિભાગની

fear—hate of the Britisher's name and fear of the British gallows. He had to keep this ill-assorted army in constant motion at a pace which should baffle not only the enemies who pursued him but the enemies who streamed down at right angles to his line of march. He had, while thus urging his half-disciplined host to mad flight, to take some dozen cities, obtain fresh stores, collect new cannons and, above all, induce recruits to join voluntarily a service which promised only incessant flight at sixty miles a day. That he accomplished these ends with the means at his disposal indicates ability of no mean kind. Slightly as we may hold the marauding leader, he was of the class to which Haidar Ali belonged, and, had he carried out the plan attributed to him and penetrated through Nagpur to Madras, he might have been as formidable as his prototype. As it was, the Narbada proved to him what the Channel was to Napoleon. He could accomplish anything except cross the stream. These columns, which moved at first as slowly as British columns are accustomed to move, learnt to march, at last, and some of the later marches of Brigadier Parke and Colonel Napier were equal to half of Tatia's average rate. Still he escaped, and through the hot weather and the rains, and the cold weather and the hot weather again, he was still flying, sometimes with two thousaud 'dispirited' followers and sometimes with fifteen thousand men!"
—From *The Friend of India*

આગેવાની રાવસાહેબ પેશ્વાએ લીધી આ બન્ને વિભાગો જે જુદી જુદી દિશામાં જઈ રહ્યા હતા છતાં બન્નેની લડાઈની પદ્ધતિ એક જ જાતની હતી શત્રુને ભૂલથાપ આપીને, નવી તોપો ક્યાંઈકથી હાથ કરીને તો ક્યાંઈક થોડીક તોપો ગુમાવીને, માગ્રોળી અને સિંધવા જેવા કોઈ સ્થળે જરૂર પડતાં શત્રુઓ સાથે લડીને તથા વ્યવસ્થિત પીછેહઠ કરીને માર્ગક્રમણ કરતા, શત્રુઓ પાછળ ધસ્યા આવતા હતા તેના હાથમાં આવ્યા વિના, આ બન્ને વિભાગો આખરે લલિતપુર પાસે ભેગા થઈ ગયા પરંતુ અહીંથી પણ નર્મદા કાંઈ નજીક તો નહોતી જ એટલું જ નહિ પરંતુ હવે તો તાત્યા અને રાવસાહેબ બન્ને જણા કાયમી માટે શત્રુની પકડમાં લગભગ આવી ગયા હતા. દક્ષિણ દિશામાંથી મિચેલ પૂર્વ તરફથી કર્નલ વિડેન, ઉત્તર તરફથી કર્નલ મીડ, પશ્ચિમ તરફથી કર્નલ પાર્ક અને ચંબલ બાજુએથી રોબર્ટ્સ—એમ સઘળી બાજુએથી શત્રુઓની જાળ તાત્યા ફરતી વણાઈ ગઈ હતી અને તેની દોરીઓ વધારે વધારે ખેંચાઈ રહી હતી તાત્યા અને રાવ મંત્રણા કરીને એ વેળા કજુરી આવી પહોંચ્યા, પરંતુ ત્યાં પણ શત્રુ તો સામે હાજર જ હતો! ફરી પાછા તેઓ જંગલમાં ઘૂમ્યા ને તલભટ સુધી નીકળી ગયા તે પરથી અંગ્રેજોએ ધાર્યું કે હવે તાત્યાએ દક્ષિણમાં જવાનો વિચાર માંડી વાળ્યો છે પરંતુ ત્યાં તો ત્યાંથી જ ઝપટ મારીને બેટવા ઓળંગી જઈ કજુરી અને રાજગઢમાં અંગ્રેજો સાથે ઝપાઝપી કરી તાત્યા અને રાવ કદી છાના તો કદી ચાહન સીધા દક્ષિણ તરફ નિશાનો રાખીને કૂચ કરવા માંડ્યા તાત્યાની આ હિંમતભરી ચાલોથી અંગ્રેજો પણ મૂંઝવણમાં પડ્યા તેને રોકવા માટે તેઓ ચોતરફથી દોડાદોડી કરવા લાગ્યા પરંતુ પોતાની અગમ્ય ગતિથી શત્રુને ભુલાવામાં નાખીને આ શૂરવીર મરાઠો વીજળી વેગે ઘાટો ઊતરી જઈને, નવી

એ ઓળંગી જઈને, ક્યાંક જંગલોમાં ઘૂસી જઈને સીધો દક્ષિણ તરફ પ્રગતિ કરતો જ રહ્યો. પડખામાંથી પાર્ક, પાછળથી મિચેલ ને સામેથી બેચેર ચડી આવ્યો તોપણ તાત્યાએ પોતાની દક્ષિણ તરફની અજબ કૂચ જરા પણ થંભાવ્યા સિવાય ચાલુ જ રાખ્યા કરી. અને એમ કરતાં આખરે તે નર્મદાને કિનારે આવી ઊભો! આશ્ચર્યથી દિઙ્મૂઢ બનેલી દુનિયાએ હર્ષમાં આવી જઈ તાત્યાનો જયજયકાર કર્યો તાળીઓ પાડી! આખરે તાત્યાએ નર્મદા પાર કરી ખરી! મેલિસન લખે છે: "તાત્યાએ જે અડગતા અને ચીવટપૂર્વક આ યોજના સફળ કરી બતાવી એ બદલ એનાં વખાણ કર્યાં વિના ચાલે તેવું નથી."૨

---

આખરે એક મરાઠો રાજા પોતાના લશ્કર સાથે દક્ષિણમાં આવી પહોંચ્યો! હુસંગાબાદ પાસે નર્મદા પાર કરીને તાત્યા નાગપુર નજીક આવી પહોંચ્યાના સમાચાર પ્રગટ થતાં જ માત્ર ત્રણે ઇલાકાઓમાં જ નહિ, આખા હિંદુસ્તાનમાં જ નહિ, માત્ર ઇંગ્લાંડમાં જ નહિ પરંતુ સારા યુરોપખંડમાં, તેના શત્રુઓસહિત દરેક આદમીને મોંએ ઉદ્‌ગાર નીકળી ગયા "ધન્ય છે, તાત્યા, ધન્ય છે!" ક્રાંતિનો રંગ જ એકાએક બદલાઈ ગયો![3] ત્યાંથી આગળ વધતાં હવે નિઝામનું રાજ્ય આવતું હતું, અને તેમાં તો તાત્યાના પક્ષના ઘણા માણસો હતા; ઉપરાંત બીજી બાજુ જરા દૂર તુરત પૂના, મુંબઈ અને આખો મહારાષ્ટ્ર પથરાઈ પડ્યો હતો! જરીપટકાને ફરકતો દેખતા જ મહારાષ્ટ્ર એના રાયગડ પરથી, એની પાવનખીંડમાંથી અને એના પુરાણા વડગામમાંથી કઈ અદ્‌ભુત શક્તિ—કઈ પ્રબળ ચેતના સહ ફરી જાગી ઊઠશે એનો કશો ભરોસો નહોતો! હૈદ્રાબાદના નિઝામ, મદ્રાસના લૉર્ડ હેરિસ, મુંબઈના લૉર્ડ એલ્ફીન્સ્ટન અને કલકત્તાના લૉર્ડ કેનિંગ સઘળાએ નવાઈ પામી મોમાં આગળાં

3 "It was accomplished The nephew of the man recognised by the Mahrattas as the heir of the last reigning Peshwa was on the Mahratta soil with an army. The Nizam was loyal But the times were peculiar. . Instances had occured before, as in the case of the Scindia, of a people revolting against their sovereign when that sovereign acted in the teeth of the national feeling It was impossible not to fear lest the army of Tatia should rouse to arms the entire Mahratta population, and that the spectacle of a people in arms against the foreigner might act with irresistible force on the people of the Deccan "—Malleson's *Indian Mutiny*, Vol V, pp 239, 240.

એ ઓળંગી જઈને, ક્યાંક જંગલોમાં ઘૂમી જઈને સીધો દક્ષિણ તરફ પ્રગતિ કરતો જ રહ્યો પડખામાંથી પાર્ક, પાછળથી મિચેલ ને સામેથી બેચેર ચડી આવ્યો તોપણ તાત્યાએ પોતાની દક્ષિણ તરફની અજબ કૂચ જરા પણ થંભાવ્યા સિવાય ચાલુ જ રાખ્યા કરી. અને એમ કરતા આખરે તે નર્મદાને કિનારે આવી ઊભો! આશ્ચર્યથી દિઙ્મૂઢ બનેલી દુનિયાએ હર્ષમાં આવી જઈ તાત્યાનો જયજયકાર કર્યો તાળીઓ પાડી! આખરે તાત્યાએ નર્મદા પાર કરી નાખી! ગેનિસન લખે છે "તાત્યાએ જે અડગતા અને ચીવટપૂર્વક આ યોજના સફળ કરી બતાવી એ બદલ એના વખાણ કર્યાં વિના ચાલે તેવું નથી"૨

---

૨ "Our very remarkable friend, Tatia Tope, is too troublesome and clever an enemy to be admired. Since last June he had kept Central India in a fervour. He had sacked stations, plundered treasuries, emptied arsenals, collected armies, lost them, fought battles, lost them, taken guns from native princes, lost them, taken more, lost them, then his motions were like forked lightning, and for weeks, he has marched thirty and forty miles a day. He has crossed the Narbada to and fro, he has marched between our columns, behind them, and before them. Ariel was not more subtle, aided by the best stage mechanism. Up mountains, over rivers, through ravines and valleys, amid swamps, on he goes, backwards and forwards, and sideways and zig-zag ways, now falling upon a post-cart and carrying off the Bombay mails, now looting a village, headed and burned, yet evasive as Proteus."
—*The Times*, 17th January 1859

આખરે એક મરાઠો રાજા પોતાના લશ્કર સાથે દક્ષિણમાં આવી પહોંચ્યો! હુસંગાબાદ પાસે નર્મદા પાર કરીને તાત્યા નાગપુર નજીક આવી પહોંચ્યાના સમાચાર પ્રગટ થતાં જ માત્ર ત્રણે ઇલાકાઓમાં જ નહિ, આખા હિંદુસ્તાનમાં જ નહિ, માત્ર ઇંગ્લાંડમાં જ નહિ પરંતુ સારા ય યુરોપખંડમાં, તેના શત્રુઓસહિત દરેક આદમીને મોંએ ઉદ્ગાર નીકળી ગયા: "ધન્ય છે, તાત્યા, ધન્ય છે!" ક્રાંતિનો રંગ જ એકાએક બદલાઈ ગયો![3] ત્યાંથી આગળ વધતાં હવે નિઝામનું રાજ્ય આવતું હતું, અને તેમાં તો તાત્યાના પક્ષના ઘણા માણસો હતા; ઉપરાંત બીજી બાજુ જરા દૂર તુરત પૂના, મુંબઈ અને આખો મહારાષ્ટ્ર પથરાઈ પડ્યો હતો! જરીપટકાને ફરકતો દેખતાં જ મહારાષ્ટ્ર એના રાયગડ પરથી, એની પાવનખીંડમાંથી અને એના પુરાણા વડગામમાંથી કઈ અદ્ભુત શક્તિ–કઈ પ્રબળ ચેતના સદ્ ફરી જાગી ઊઠશે એનો કશો ભરોંસો નહોતો! હૈદ્રાબાદના નિઝામ, મદ્રાસના લોર્ડ હેરિસ, મુંબઈના લોર્ડ એલ્ફીન્સ્ટન અને કલકત્તાના લોર્ડ કેનિંગ સઘળાએ નવાઈ પામી મોંમાં આંગળાં

3. "It was accomplished The nephew of the man recognised by the Mahrattas as the heir of the last reigning Peshwa was on the Mahratta soil with an army....The Nizam was loyal But the times were peculiar....Instances had occured before, as in the case of the Scindia, of a people revolting against their sovereign when that sovereign acted in the teeth of the national feeling. It was impossible not to fear lest the army of Tatia should rouse to arms the entire Mahratta population, and that the spectacle of a people in arms against the foreigner might act with irresistible force on the people of the Deccan "-Malleson's *Indian Mutiny*, Vol. V, pp 239, 240.

ધાર્યાં! તાત્યાએ દક્ષિણમાં પહોંચવામાં આવી આશ્ચર્યભરી ઘટના ઘડી તો આણી હતી, પણ એ ઘટના માત્ર આશ્ચર્ય ઉપજાવનારી જ રહી; એનો કશો ઉપયોગ થઈ શકે તેવો વખત તો કયારનો વીતી ચૂક્યો હતો! એક વરસ પહેલાં નર્મદા પાર કર્યાના આ બનાવે કોઈ અજબ અસર ઉપજાવી હોત. પરંતુ ૧૮૫૮ના ઓક્ટોબરમાં આ અજબ વ્યૂહરચના પ્રશંસાપાત્ર ભલે ગણાય, પરંતુ એથી વિજય તરફ આગળ વધી શકાય તેવું રહ્યું નહોતું! લગભગ સઘળે સ્થળેથી ક્રાંતિનો સમૂળગો વિનાશ થઈ ચૂક્યો હતો. અને એ વિરાટ ક્રાંતિમાં થયેલ ભયંકર રક્તપાતની વાત લોકોના મનમાં એટલી તાજી હતી કે હજુ લોકો એથી ડઘાઈ ગયેલા- દબાઈ ગયેલા બની રહ્યા હતા. તે છતાં નાગપુરે એ ક્ષણે જો સહેજ પણ ઉમંગ અને ચીવટ બતાવ્યાં હોત તોપણ ક્રાંતિનું સ્વરૂપ ફરી પણ બદલાઈ જાત. ઉત્તરમાં તો ગામડેગામડે દરેક ખેડૂત તેમ જ શહેરી તરફથી આપખુશીથી તાત્યાને સાધનસામગ્રી પહોંચાડવામાં આવતી હતી; લોકો સહુ તાત્યા પ્રત્યે એક મહાન દેશભક્ત તરીકે સંપૂર્ણ માન અને ખરા આદરભાવે જોતા હતા. પરંતુ તાત્યાના પોતાના જ મહારાષ્ટ્રમાં એના એ મહાન પ્રયત્નને જરા શો ટેકો દેવા પણ ભયનું માર્યું કોઈ તસ્યાની નજીક ફરક્યું નહિ! અને ખરેખર, એ દુષ્ટ રાણી બંકાની રાજનિષ્ઠાને આ કરતાં વધારે કડવાં ફળ બીજાં કયાં આવવાનાં હતાં? પોતાના આવા અસાધારણ પ્રયત્નોને પણ આવો જ આવકાર મળેલો દેખતા છતાં–એનું કશું પરિણામ આવેલું દેખાતું ન હતું છતાં તાત્યા લેશ પણ ડગ્યો નહિ; ત્યાં જ રોકાઈ જઈ તેણે ભવિષ્યની યોજના વિચારવા માંડી.

ને ત્યાં તો ચારે બાજુએથી અંગ્રેજી લશ્કર ત્યાં એકઠું થવા માંડ્યું. અંગ્રેજો ગેળઘાટમાં આવી પહોંચ્યા. અસીરગઢ તેને માટે

બંધ થઈ ગયું. ગુજરાત, ખાનદેશ અને નાગપુરની પણ એ જ સ્થિતિ બની. નીચે આખો દક્ષિણપ્રાંત બંધ થઈ ગયો હતો, અને ઉપરથી ઉત્તરમાંથી તેની પાછળ પડેલું સઘળું શત્રુસૈન્ય હવે નર્મદા ઊતરીને દક્ષિણમાં આવી પહોંચ્યું હતું. અને છતાં એ વીરનર નીડરપણે ત્યાં ઊભો રહ્યો. એટલું જ નહિ, પરંતુ શત્રુઓને થૂલથાપ આપીને વળી આગળ નીકળી જવાની આથી ય વધારે અદ્ભુત ઘટના તેણે પાર પાડી બતાવી. પોતાની પાછળ પડેલા અને આસપાસ ચોતરફથી ઘેરી રહેલા લશ્કરને દાબમાં રાખી તેમની ટપાલ લૂંટી, તારનાં દોરડાં તોડી નાખી, તેમ જ થાણાંઓ લૂંટીને તાત્યાએ ઠેઠ નર્મદાના ઉગમ સુધીની મજલ કાપી નાખી. શા માટે? કેમકે હવે તાત્યાની નજર અને ચિત્ત વડોદરા ભણી ચોંટયું હતું. નર્મદા ઊતરવાના સઘળા ઘાટમાર્ગો શત્રુએ રોકી રાખ્યા હતા છતાં નર્મદા ઊતરી જવા માટે તાત્યા કરગુન નામના ગામડા નજીક આવી પહોંચ્યો. એ સ્થળે તાત્યાને અંગ્રેજ સેનાપતિ સંડરલેંડનો ભેટો થયો. લડાઈ બરાબર જામી હતી તે દરમિયાન તોપો ત્યાં જ પડતી રહેવા દઈ નર્મદામાં કૂદી પડી તરીને માણસો સાથે તાત્યા સામે પાર પહોંચ્યો. આ વેળા તાત્યાએ અને તેના લશ્કરે યુદ્ધના બારામાં ભારે અદ્ભુત ગણાય એવી લડાયક હિલચાલો દાખવી હતી. મેલિસન ચોખ્ખું લખે છે: "તોપો ગુમાવ્યા પછી તાત્યાના માણસોએ, તેઓ કેટલા વેગ પૂર્વક અને દોડતા દોડતા માર્ગક્રમણ કરી શકે છે, તેનો પ્રત્યક્ષ પુરાવો અમને બતાવ્યો. તે જોયા પછી મારી તો ખાતરી થઈ ચૂકી કે દડમજલ કૂચ સાથે સફળ નાસભાગ કરવામાં દુનિયાનું બીજું કોઈ પણ લશ્કર આ હિંદી લશ્કરની બરોબરી કરી શકે નહિ." આ નાસભાગમાં પણ તાત્યાએ પોતાની [illegible] દિશા ભણીની કૂચ તો ચાલુ જ રાખી હતી. વડોદરામાં [illegible]

રાજદરબારમાં તેમ જ લશ્કરમાં નાનાસાહેબના સિદ્ધાંતોમાં માનનારો એક પ્રબળ પક્ષ અસ્તિત્વ ધરાવતો હોવાથી ક્યારે તાત્યા આવી પહોંચે અને ક્યારે આપણે જાહેર રીતે તેની સાથે ભળી જઈએ, એ માટે ગાયકવાડી લશ્કરો કાગને ડોળે રાહ જોઈ રહ્યાં હતાં. તાત્યા રાજપુર આવી પહોંચ્યો; ત્યાંના રાજા પાસેથી પૈસા અને ઘોડાંઓ ખંડણીમાં લીધાં અને બીજે દિવસે છોટાઉદેપુર રાજ્યમાં હાજર થયો. હવે વડોદરા કેવળ પચાસ માઈલ જ દૂર રહ્યું હતું!

પરંતુ તાત્યાને પકડી લેવા માટે સંખ્યાબંધ અંગ્રેજ લશ્કરો તેની પાછળ વેગભેર કૂચકદમ આવી રહ્યાં હતાં. તાત્યાની કૂચને જ માર્ગે અંગ્રેજ લશ્કરો પણ આગળ વધતાં હતાં, છતાં એમની જાળમાંથી તાત્યા શી રીતે છટકી જતો હતો તે નવાઈ પમાડે તેવું છે. છોટાઉદેપુરમાં પાર્ક તાત્યા ઉપર ચડી આવ્યો; પરિણામે તાત્યાને વડોદરાનો વિચાર જતો કરવો પડ્યો. હવે પશ્ચિમને પાંખમાં રાખી તાત્યાએ સીધું ઉત્તર તરફ પ્રયાણ આરંભ્યું, ને ત્યાંથી વાંસવાડાના જંગલમાં પ્રવેશ કર્યો. પરંતુ એ જ વેળા ઈંગ્લાંડની રાણીના ઢંઢેરાનો લાભ લઈ બાંદાના નવાબે હથિયાર હેઠાં મૂકી દીધાં. તાત્યા અને રાવસાહેબ હવે એવી જાળમાં ફસાઈ પડ્યા હતા કે તેમાંથી છૂટી જવાનું જ ભારે મુશ્કેલીભર્યું થઈ ગયું. દક્ષિણ બાજુએ નર્મદા આવી હતી, પશ્ચિમ તરફ રોબર્ટ્સનું લશ્કર ભીડે આવતું હતું, અને ઉત્તર તેમ જ પૂર્વ દિશામાં ડુંગરાની સીધી કડાંઓ દીવાલ પેઠે માર્ગ રોકી ઊભી હતી! આવી પરિસ્થિતિમાં તાત્યા અને રાવસાહેબ જો અંગ્રેજોને શરણે ગયા હોત તો તેમને કોણ દોષ દઈ શકે તેમ હતું? પરંતુ ધન્ય છે એ વીરનરોને—જય હો એ મર્દોનો કે એવી વિકટ પરિસ્થિતિમાં પણ તેમણે શરણાગતિ સ્વીકારી નહિ! એક અંગ્રેજ ગ્રંથકાર તો દિઙ્મૂઢ બની નવાઈ પામી લખે છે: "પરંતુ

એ બે આદમીઓ એવા હતા કે જીવનની કોઈ પણ સાધારણ પળે જેમ વર્તે તેમ જ તેઓ શાંતિથી, ધીરજથી અને બુદ્ધિને કુંઠિત થવા દીધા વિના માગે આવેલ જીવસટોસટની મુશ્કેલીમાં પણ અણનમ ઊભા રહ્યા "૪ ડિસેમ્બરની ૧૧મી તારીખે તાત્યા જંગલમાંથી બહાર પડ્યો અને કોઈ કિલ્લેદાર પાસેથી થોડુંએક લશ્કરી સાધન મેળવી લઈ સીધી તેણે ઉદેપુરરાજ્ય પર ચડાઈ આદરી. પણ ત્યાં તો કેટના ૫ અંગ્રેજ લશ્કરો તેના પર તૂટી પડ્યાં, એટલે વળી તેને જંગલનો આશરો લેવાની ફરજ પડી. હવે પછી એકાદ અઠવાડિયા કરતાં વધારે વખત ટકી રહેવાનું તાત્યા માટે અશક્ય બની ગયું હતું. એ હવે ચોખ્ખું દેખાતું હતું કે શરણે ગયા વિના તેને માટે બીજો કોઈ રસ્તો નથી આથી ક્રાંતિકારી આગેવાનોમાં હવે લડત બંધ કરી દેવી કે કેમ એ વિષે ચર્ચા ચાલી. અત્યારે હવે એ સ્થાન જંગલ જેવું રહ્યું નહોતું, પરંતુ ચોતરફથી હાંકી કાઢી અંદર પૂરી દીધેલા મરાયાધર્યું હવે એ પાંજરું જ બની ગયું હતું! ચારે બાજુએથી ઘેરી વળી નજીક આવતા અંગ્રેજી લશ્કરના ઘામો હવે એને ગળે ભીંસ દઈ રહ્યો હતો. છતાં એ મગરા રીતે લડાઈ બંધ કરી દેવાની વાત ઉચ્ચારી નહિ એક દહાડો તે અને રાવસાહેબ બંને જણા પ્રતાપગઢની દિશામાં નીકળી ગયા તાત્યાનું લશ્કર હજુ તો જંગલમાંથી બહાર જ નીકળતું હતું ત્યાં જ જનરલ સોમર્સનું લશ્કર રસ્તામાં જ સામું ખડું થઈ ગયું. પોતાના પાંજરાનો આ ભાગ પણ ઘેરાયેલ છે તે તાત્યા જાણતો જ હતો પણ તેણે એ માર્ગ તો નીકળી જવા માટે પસંદ કરવાનો જ હતો, અને આ ભાગ તેના મનથી સહુથી નબળો હતો આથી મરાલ વાળે આ દિશામાં જ છટકી જવાનો પ્રયત્ન કર્યો. તાત્યાના માણસોએ

4 Malleson's *Indian Mutiny*, Vol. V, page 247

પણ હવે મેજર રૉકના લશ્કર ઉપર સીધા તૂટી પડવાનું જ ધાર્યું, અને પોતાના જોરદાર હલ્લા આગળ તેમને ત્રાહિત્રાહિ પોકરાવી, અને એ રીતે પાંજરું તોડીને કેરી બહાર નીકળી પડ્યો; અંગ્રેજ સેનાપતિને શરમથી નીચું ઘાલી દીધા વિના બીજો માર્ગ નહોતો.

તા. ૨૫મી ડિસેમ્બર ૧૮૫૮ના રોજ તાત્યા વાંસવાડાના જંગલમાંથી બહાર નીકળ્યો. એ જ વેળા અગાઉ અયોધ્યાવાળા પ્રકરણમાં જેનું વર્ણન કર્યું છે તે શૂરો યોદ્ધો ફિરોઝશાહ પણ પોતાના લશ્કર સાથે તાત્યાને મળવા માટે આવી રહ્યો હતો.[5] શાહજાદા મિરઝા ફિરોઝશાહનું વર્તન દિલ્હીપતિના વારસદારને શોભાવે તેવું હતું. ગંગા–યમુના ઓળંગીને તેણે કેવાં અભૂતપૂર્વ પરાક્રમો કરી બતાવ્યાં હતાં, અને ત્યાર પછી પણ રસ્તો કાપતો કાપતો કેવી રીતે તે તાત્યાને આવી મળ્યો વગેરે વિગતો જગ્યાને અભાવે અમે આપી શકતા નથી. એ શાહજાદા મિરઝા ફિરોઝશાહ તેમ જ સિંધિયા રાજ્યના એક ક્રાંતિકારી સરદાર માનસિંહને મળવા અર્થે તાત્યા ટોપે તેમ જ રાવસાહેબ અનેક ઝપાઝપીઓ કરતા અને રસ્તો મેળવતા આગળ

5 "One of the great results that have followed from the rebellion of 1857–1858 has been to make the inhabitants of every part of India acquainted with each other. We have seen the tide of war rolling from Nepal to the borders of Gujrat, from the deserts of Rajputana to the frontiers of the Nizam's territories, the same men overrunning the whole land of India and giving to their resistence, as it were, a national character. The paltry interests of isolated states, the ignorance which men of petty principality have laboured under in considering the habits and customs of other principalities—all this has disappeared

વધતાં વધતાં તા. ૧૩મી જાનેવારી ૧૮૫૯ના રોજ ઇંદ્રગઢ આવી પહોંચ્યા. અહીં એ ચારે આગેવાનો થોડા દિવસ રોકાયા. વળી ભાવિ કાર્યક્રમની વાટાઘાટો ચલાવવામાં આવી. અંગ્રેજોની હિલચાલની જરી યે જર માહિતી તાત્યાને કાયમ મળ્યા કરતી. અંગ્રેજો ચારે બાજુએથી પોતા પર ચડી આવે છે એ ખબર મળતાં જ ફરી જોરદાર મજલો કાપીને તે દેવાસ સુધી પહોંચી ગયો. આ વેળા તો અંગ્રેજોના સપાટામાંથી છટકી જવા માટે તાત્યાને કોઈ જાતની બારી રહી નહોતી. હવે પછી વિજયની કોઈ આશા રહી નહોતી; આથી વધારે સાહસી કોઈ બીજું પરાક્રમ કરી બતાવવાનો ઉત્સાહ તાત્યાના દિલમાં પણ રહ્યો નહોતો. ઉત્તરમાંથી નેપિયર બીસે આવતો હતો; શાવર્સ નૈઋત્યમાંથી આવી રહ્યો હતો; પૂર્વમાંથી સમરસેટ, અગ્નિમાંથી સ્મિથ, દક્ષિણમાંથી મિચેલ અને બેન્સન, અને પશ્ચિમ તેમ જ નૈઋત્યમાંથી બોનર આવી રહ્યો હતો. આમ શત્રુઓ તેને ચોદિશથી ઘેરી વળ્યા હતા. અર્થાત્ એ દશામાં તેને તેમ જ તેના થાકેલા લશ્કરને અંગ્રેજોના પંજામાંથી છટકી જવું શી રીતે બની શકે તેમ હતું? અંગ્રેજ સેનાપતિઓ પણ હવે મૂછે વળ ચડાવી કહી રહ્યા હતા, હવે

---

to make way for a more uniform appreciation of public events throughout India. We may assume that, in the rebellion of 1857, no national spirit was aroused, but we cannot deny that our efforts to put it down have sown the seeds of a new plant and thus laid the foundation for more energetic attempts on the part of the people if, in the course of future years, England has not done something towards reconciling the numerous inconsistencies and suppressing some of the dangerous tendencies of its rule in India."—*The Times*, 20th of May, 1859.

તાત્યા કેમ છટકી જાય છે તે અમે જોવા માગીએ છીએ! ફિરોજશાહ, માનસિંહ, તાત્યા અને રાવસાહેબ એ ચારે ક્રાંતિના આગેવાનોને બરાબર ભીંસમાં લઈને અંગ્રેજોએ ફાંસાની દોરી વધારે ને વધારે ખેંચવા માંડી હતી. હવે નાસી છૂટવાની કોઈ બારી રહી નહોતી!

દેવાસમાં તા. ૧૬ મી જાનેવારી ૧૮૫૯ ના રોજ તાત્યા, રાવસાહેબ અને ફિરોજશાહ એ ત્રણે આગેવાનો ખાનગીમાં યુદ્ધ-મંડળમાં બેસી ભાવિમાં હવે કયો કાર્યક્રમ હાથ ધરવો તેની વિચારણા ચલાવી રહ્યા હતા; દરમિયાન ચારે બાજુ જબરું ભૂમરાણ મચી રહ્યું. અંગ્રેજોએ હવે પૂરો ફાંસો નાખ્યો છે એવો વિચાર તાત્યાના મનમાં પસાર થયો, અને શું ભૂમરાણ છે તે જાણવા નજર ફેરવે છે તો અંગ્રેજ લશ્કર તાત્યાની પોતાની છાવણીમાં પેસી જઈ ભારે ધમાલ મચાવી રહ્યાનું તેની નજરે દેખાયું. "તાત્યા સપડાયો! તાત્યા સપડાયો!" ના હર્ષનાદો અંગ્રેજ સોલ્જરોના મુખમાંથી ઊઠી રહ્યા હતા. પરંતુ એટલામાં તો એ હર્ષનાદોના સૂર બદલાઈ ગયા અને ચિંતાના સૂર સંભળાવા લાગ્યા "અરે! હજુ હમણાં જ એ અહીં હતો ને? સિપાઈઓ! દોડો, દોડો!" અંગ્રેજ સિપાઈઓ ચારે તરફ ખૂણે ખૂણે ઘૂમી વળ્યા, પણ ફોગટ! તાત્યા તો ત્યાંથી કયારનો કોઈ જગાએ અલોપ થઈ ગયો હતો!

આ જાદુગર તાત્યા પોતાના સહકારી રાવસાહેબ તથા ફિરોજ-શાહ સાથે વળી પાછો તા ૨૧ મી જાનેવારીના રોજ અલવર પાસેના સીકર ગામમાં એકાએક પ્રગટ થયો. ફરી ગાંડાની પેઠે અંગ્રેજ લશ્કરો પકડવા માટે તેની પાછળ દોડયાં. સીકરમાં હોમ્સ અને ક્રાંતિ-કારીઓ વચ્ચે એક નાનીશી ઝપાઝપી પણ થઈ; ક્રાંતિકારીઓ તેમાં હાર્યા અને નાસી ગયા.

પરંતુ સીકરની હારને લીધે ક્રાંતિકારીઓની આશા પડી ભાંગી

હતી એમ તો ન જ કહેવાય. પણ જોતાં એમની આશા આ પહેલાં ક્યારની ચૂર્ણવિચૂર્ણ થઈ ચૂકી હતી. પરંતુ હવે તો તેમને માટે સામનો કરવાનું પણ છેક અશક્ય થઈ પડ્યું. નર્મદા પાર કરીને વડોદરા પર ચડાઈ કરવાની તાત્યાની જે યોજના હતી તે નકામી થઈ ચૂક્યા પછી મક્કુદ (ગેરીલા યુદ્ધ) નીતિમાં જ કંઈ ફેરફાર કરવાની આવશ્યકતા છે કે કેમ તે વિષે તાત્યા અને રાવસાહેબે ઘણો લાંબો વિચાર કર્યો. આખરે તાત્યાએ રાવસાહેબને અને પોતાના લશ્કરી સાથીઓને છેલ્લા રામરામ કર્યા. પોતા સાથે તાત્યાએ બે ઘોડા, એક ટટ્ટુ, બે બ્રાહ્મણ રસોયા અને એક હાથ નીચેનો માણસ એટલો પરિવાર લીધો. એટલા ખટલા સાથે તાત્યા માનસિંહ પાસે પહોંચ્યો. આ માનસિંહ ગ્વાલિયરનો એક સરદાર હતો અને એ વખતે પરણના જંગલમાં સંતાઈ રહ્યો હતો. માનસિંહે તેને કહ્યું: "તાત્યા! તમે લશ્કર છોડીને ચાલ્યા આવ્યા એ ઠીક ન કર્યું!" તાત્યાએ જવાબ આપ્યો "એ ઠીક હો યા ન હો, પણ હવે મેં તારે ત્યાં રહેવાનો વિચાર રાખ્યો છે. સતત ભટકવા કરવાથી હવે હું છેક કંટાળી ગયો છું."[6]

પરંતુ માનસિંહની સાથે તાત્યા પણ પરણના જંગલમાં છુપાયાના ખબર મળતાં જ અંગ્રેજોએ નવો માર્ગ લીધો. જે શત્રુને ખુલ્લા મેદાનમાં સામે મોંએ પકડવાનું અશક્ય બન્યું, એને વિશ્વાસઘાત અને કપટજાળથી હાથ કરવાનું પોતાનું સહેલું અને ખાસ હથિયાર (હલકટ માર્ગ) તાત્યાની બાબતમાં હાથ ધરવાનો વિચાર અંગ્રેજ મુસદ્દીઓએ કર્યો. પહેલાં તેઓ માનસિંહને મળ્યા. તેમણે માનસિંહને સમજાવ્યું કે જો તું અમારે શરણે આવે અને તાત્યાને પકડી આપવામાં અમને મદદ કરે તો તને મારી આપવા તેમ જ સિંધિયા

6 From Tatia's *Diary*.

પહોંચ્યો. મુંબઈની હિંદી ટુકડીઓમાંથી થોડા સિપાઈઓને સાથે મોકલી તાત્યાને પકડવા માટે અંગ્રેજોએ માનસિંહને પાછો રવાના કરી દીધો. તાત્યા વિષે હરેક હિંદી આદમીના દિલમાં એટલો પ્રેમ ભર્યો હતો કે અંગ્રેજો કોઈના પર તાત્યાની બાબતમાં વિશ્વાસ રાખવા તૈયાર નહોતા. આ કારણે હિંદી સિપાઈઓને સાથે મોકલતી વેળા તેમને એટલો જ હુકમ આપવામાં આવ્યો. "માનસિંહની સાથે જઈને તે જે આરોપીને બતાવે તેને પકડીને અહીં હાજર કરો." એ ટુકડી સાથે માનસિંહ પાછો પરણના જંગલમાં આવી પહોંચ્યો. જતી વેળા તેણે તાત્યાને ત્રણ દિવસમાં પાછા આવવાનું વચન આપ્યું હતું. તે મુજબ તે નક્કી કરેલ સમયે હાજર થયો. તે રાત્રે આ મરાઠાનાથ પેલા ભોમિયાએ બતાવેલ સ્થાને નિરાંતે ઊંઘી ગયો હતો. પેલો સિપાઈઓની ટુકડી સાથે માનસિંહ ત્યાં હાજર થયો, અને એ બેઈમાન નરાધમે શિકારી કૂતરાસમા સિપાઈઓને એ શિકાર પર છૂટા મૂક્યા! તાત્યા જાગી! આંખો ખોલીને જુએ છે તો પોતાને અંગ્રેજોનો કેદી બનેલો જોયો!

તા. ૭મી એપ્રિલ ૧૮૫૯ના મધરાતે તાત્યાને આમ વિશ્વાસઘાતથી પકડવામાં આવ્યો. તુરત બીજે દિવસે સવારે સિપ્રીમાં જનરલ મીડની છાવણીમાં તેને લઈ જવામાં આવ્યો. બીજી ક્ષણે કોર્ટમાર્શલ —લશ્કરી અદાલતની બેઠક ભરવામાં આવી અને બ્રિટિશ સત્તા વિરુદ્ધ બળવો કરવાનો આરોપ તાત્યા પર મૂકવામાં આવ્યો. બુધવારે તાત્યાએ પોતાનું નિવેદન લખી આપ્યું "મેં જે જે પગલાં લીધાં છે તે બધાં મારા માલિકના હુકમને અનુસરીને જ લીધાં છે. કાલપી સુધી હું નાનાસાહેબના હાથ તળે અને તેમના હુકમ મુજબ વર્તતો હતો, ત્યાંથી પછી મેં રાવસાહેબની આજ્ઞાઓનો અમલ કર્યો છે. ન્યાયી યુદ્ધ અને સામસામેની ઝપાઝપી સિવાય મેં અગર તો નાનાસાહેબે

પાસેથી નરવારનું રાજ્ય તને પાછું અપાવવામાં અમે પૂરેપૂરી ખટપટ કરશું. આ માનસિંહ એવા ક્રિંધા કાગજનો હતો કે અગાઉ તેણે ખુદ પોતાના કાકાને પણ અંગ્રેજોને સ્વાધીન કર્યો હતો. અંગ્રેજોની લાલચથી તે લોભાયો અને તેમનું કામ કરી આપવાની આ ઝેરી નાગે સંમતિ આપી. ફરી પાછો માનસિંહ તાત્યાને મળ્યો, ને પોતાનો અંગ્રેજોને શરણે જવાનો ઇરાદો તેણે તાત્યાને જણાવ્યો. છતાં તાત્યા શરણે જવા કબૂલ ન થયો. એ વેળા ફિરોજશાહનો એક પત્ર તાત્યાને પોતાની છાવણીમાં આશરો લેવા આવવાનો મળ્યો હતો. ફિરોજશાહનો એ કાગળ તાત્યાએ માનસિંહને બતાવ્યો અને કહ્યું: "બોલ, હું હવે ચાલ્યો જઉં કે અહીં જંગલમાં જ રહું ?" નીચ માનસિંહે જવાબ આપ્યો: "રહો, હજુ થોડો વખત તો અહીં જ રહો. પછી શું કરવું તે હું તમને તુરતમાં જણાવું છું." માનસિંહ અંગ્રેજોને શરણે ગયાના નક્કી ખબર તાત્યાને મળી ચૂક્યા હતા છતાં તાત્યાએ તેના પર પૂરતો ભરોસો રાખ્યો. માનસિંહે જતાં જતાં ઉમેર્યું: "હું પાછો ફરું ત્યાં સુધી આ મારો ભોમિયો તમને જ્યાં લઈ જાય ત્યાં તમે શાંતિથી નિશ્ચિંત બનીને રહો." ભોમિયાએ બતાવેલું સ્થાન ભરોસાલાયક છૂપી જગા છે એવી ખાતરીથી તાત્યા ત્યાં ત્રણ દિવસ સુધી રહ્યો. બીજા દિવસની મધરાત થઈ. તે વેળા, જેણે આજ સુધી અનેક રણમેદાનોમાં ઝૂઝીને શત્રુઓને હંફાવ્યા હતા અને હજારો માઈલની મજલો કાપી, જીવસટોસટનાં સંકટોમાંથી ભારે મુશ્કેલીથી જાતને બચાવી લઈને જેણે શત્રુઓને આજ સુધી રખડાવ્યા હતા, એ વીર મરાઠો વાઘ આખરે વિશ્વાસઘાતકી સ્વદેશબાંધવોને હાથે શત્રુઓની ચુંગાલમાં ફસાયો!

તાત્યા પાસેથી નીકળીને માનસિંહ સીધો અંગ્રેજો પાસે જઈ

પહોંચ્યો. મુંબઈની હિંદી ટુકડીઓમાંથી થોડા સિપાઈઓને સાથે મોકલી તાત્યાને પકડવા માટે અંગ્રેજોએ માનસિંહને પાછો રવાના કરી દીધો. તાત્યા વિષે દરેક હિંદી આદમીના દિલમાં એટલો પ્રેમ ભર્યો હતો કે અંગ્રેજો કોઈના પર તાત્યાની બાબતમાં વિશ્વાસ રાખવા તૈયાર નહોતા. આ કારણે હિંદી સિપાઈઓને સાથે મોકલતી વેળા તેમને એટલો જ હુકમ આપવામાં આવ્યો: "માનસિંહજી સાથે જઈને તે જે આરોપીને બતાવે તેને પકડીને અહીં હાજર કરો." એ ટુકડી સાથે માનસિંહ પાછો પરણના જંગલમાં આવી પહોંચ્યો. જતી વેળા તેણે તાત્યાને ત્રણ દિવસમાં પાછા આવવાનું વચન આપ્યું હતું. તે મુજબ તે નક્કી કરેલ સમયે હાજર થયો. તે રાત્રે આ મરાઠાનાથ પેલા ભોમિયાએ બતાવેલ સ્થાને નિરાંતે ઊંઘી ગયો હતો. પેલા સિપાઈઓની ટુકડી સાથે માનસિંહ ત્યાં હાજર થયો, અને એ બેઈમાન નરાધમે શિકારી કૂતરાસમા સિપાઈઓને એ શિકાર પર છૂટા મૂક્યા! તાત્યા જાગીને આંખો ખોલીને જુએ છે તો પોતાને અંગ્રેજોનો કેદી બનેલો જોયો!

તા. ૭મી એપ્રિલ ૧૮૫૯ની મધરાતે તાત્યાને આમ વિશ્વાસઘાતથી પકડવામાં આવ્યો. તુરત બીજે દિવસે સવારે સિપ્રીમાં જનરલ મીડની છાવણીમાં તેને લઈ જવામાં આવ્યો. બીજી ક્ષણે કોર્ટમાર્શલ —લશ્કરી અદાલતની બેઠક ભરવામાં આવી અને બ્રિટિશ સત્તા વિરુદ્ધ બળવો કરવાનો આરોપ તાત્યા પર મૂકવામાં આવ્યો. બુધવારે તાત્યાએ પોતાનું નિવેદન લખી આપ્યું. "મેં જે જે પગલાં લીધાં છે તે બધાં મારા માલિકના હુકમને અનુસરીને જ લીધાં છે. કાલ્પી સુધી હું નાનાસાહેબના હાથ તળે અને તેમના હુકમ મુજબ વર્તતો હતો; ત્યાંથી પછી મેં રાવસાહેબની આજ્ઞાઓનો અમલ કર્યો છે. ન્યાય્ય યુદ્ધ અને સામસામેની ઝપાઝપી સિવાય મેં અગર તો નાનાસાહેબે

એક પણ યુરોપિયન પુરુષ, સ્ત્રી અગર બાળકને નિર્દયતાથી અને ક્રૂરતાપૂર્વક માર્યાં નથી, અગર તો ફાંસીએ લટકાવ્યાં નથી. લશ્કરી અદાલત સમક્ષ જે તપાસ ચાલી રહી છે તેમાં હવે પછી હું કશો ભાગ લેવા મુદ્દલ ઇચ્છતો નથી." અંગ્રેજોની ખાસ વિનતિથી તાત્યાએ ક્રાંતિની શરૂઆતથી તે આખર દિન સુધીની પોતાની રોજેરોજની હિલચાલનો અગત્યનો અને આધારભૂત વૃત્તાંત ટૂંકમાં લખાવ્યો. મુનશીએ તે બરાબર ઉતારી લીધા પછી ફરી તેને તે વાંચી સંભળાવવામાં આવ્યો. ત્યાર પછી એ વૃત્તાંત તથા નિવેદન તળે તેણે પોતાના જ હસ્તાક્ષરમાં સુંદર મરોડથી અંગ્રેજીમાં 'Tatia Tope' ની સહી કરી આપી. તેને પૂછવામાં આવેલા સઘળા સવાલોના જવાબો તેણે પોતાના અહેવાલ તથા વૃત્તાંતને અનુસરીને હિંદીમાં જ આપ્યા. એના જવાબો સીધા, ટૂંકા અને જુસ્સાદાર શબ્દોમાં જ હતા. તેને અંગ્રેજીમાં કશું પૂછવામાં આવતું તો તે શાંતિથી તેનો હિંદીમાં જવાબ આપતો: "માલૂમ નહીં!" નાના નાના અંગ્રેજ અમલદારો તેની સામેથી ઉદ્દતાઈ બતાવતા પસાર થતા તે વેળા તાત્યાના ચહેરા પર તુચ્છકારની રેખાઓ તરી આવતી. બુધ, ગુરુ અને શુક્ર એમ ત્રણ દિવસ સુધી અદાલતે તપાસ ચલાવી. હિંદીઓનાં ટોળેટોળાં તેને જોવા માટે ઊલટતાં, પરંતુ ઘણી વાર તો સહુને એમ ને એમ પાછા કાઢવામાં આવતા. જેમને તાત્યાને જોવાની રજા મળતી તેઓ તેને દૂરથી દેખતાં જ આદરભાવ અને સ્નેહથી નીચા નમી વંદન કરતા. અંગ્રેજોએ તાત્યાને અદાલત સમક્ષ તેની તપાસ થવાના ખબર આપ્યા, અને પોતાના બચાવ અર્થે કશો પુરાવો આણવો હોય તો તે એકઠો કરી રાખવાનું પણ તેને કહેવામાં આવ્યું. તે વેળા એ અંગ્રેજ અધિકારીને તાત્યાએ કહ્યું: "હું અંગ્રેજો સામે લડ્યો છું અને એથી મારે હવે મરવા માટે જ તૈયાર થવાનું છે એ હું

બરાબર સમજું છું. મને તમારી અદાલતની અગર તો તેમાં ભજવાતા ન્યાયના નાટકની જરા પણ પરવા નથી." અને પછી ભારે વજનદાર જંજીરોમાં જકડાયેલા બંને હાથ ઊંચા કરી તેણે ઉમેર્યું: "આ ભારે વજનદાર બેડીઓમાંથી છૂટવાની ફક્ત એક જ આશા સેવી રહ્યો છું—અને તે આશા મને તોપને મોંએ અગર તો ફાંસીને દોરડે લટકાવવામાં આવે તે જ છે! જે એક વાત તમને કહેવાનું મારે ખાસ મન છે તે એ છે કે ગ્વાલિયરમાં રહેતા મારા કુટુંબીઓનો મારાં આ કાર્યોમાં ભાગ ન હોવાથી, મારી ખાતર મારા એ વૃદ્ધ પિતાને કૃપા કરીને તમે કોઈ રીતે હેરાન ન કરશો."

લશ્કરી અદાલતની તપાસનું આ આખું નાટક તા. ૧૮મી એપ્રિલના રોજ પૂરું થયું. તાત્યાને ફાંસીની સજાનો હુકમ થયો. બપોરના ચારને આશરે એને ત્રીજી બંગાળ યુરોપિયન પલટનના પહેરા તળે વધસ્થાન તરફ લઈ જવામાં આવ્યો. વધસ્થાનની આસપાસ સિપાઈઓ ચોરસ વ્યૂહમાં ગોઠવાઈ જઈ તેની આસપાસ ઘેરાઈ વળ્યા. હિંદી પાયદળના સિપાઈઓ, ઘોડેસ્વાર લશ્કરના સિપાઈઓ તેમ જ અન્ય પ્રેક્ષકોની ત્યાં ભારે મોટી ગિરદી જામી હતી. આસપાસની જગ્યામાં ઝાડો તેમ જ ઊંચા ટેકરા ઉપર હજારો હિંદી આમજનો ટોળે વળ્યા હતા. ફરી વાર તાત્યાએ પોતાના પિતાને કોઈ રીતે હેરાન ન કરવાની અંગ્રેજોને વિનતિ કરી. તે પછી તાત્યાને તેના પર મૂકવામાં આવેલો આરોપ અને તે ગુના બદલ કરવામાં આવેલી સજા વાંચી સંભળાવવામાં આવ્યા; તે પછી મિસ્ત્રીએ તેના પગમાંની બેડીઓ તોડી કાઢી. સહેજ પણ ડગ્યા વિના ધીર પગલે તાત્યા વધમંચક તરફ આગળ વધ્યો, અને દમામભેર સીડીનાં પગથિયાં પર પગ મૂકી તે ઉપર ચડી ગયો. રિવાજ અનુસાર તેના હાથપગ બાંધવા માટે જ્યારે ભંગીઓ આગળ

આવ્યા ત્યારે સહેજ સ્મિત સાથે તાત્યાએ તેમને કહ્યું: "આની મારે બિલકુલ જરૂર નથી." એટલું કહીને તેણે જાતે પોતાનું માથું ફાંસીમાં ભેરવ્યું. ફાંસો ખેંચાયો, તળિયાનું પાટિયું ખેંચી લેવાયું ને એક આંચકા સાથે તો......!

પેશ્વાનો ભારે વફાદાર સેવક, ૧૮૫૭નો એક યોદ્ધો, માતૃભૂમિનો મહાન શહીદ, ધર્મનો ત્રાતા, એક સ્વાભિમાની પુરુષ અને પ્રેમાળ તથા ઉદાર આત્મા તાત્યા ટોપે અંગ્રેજોની ફાંસીને માચડે આમ નિષ્પ્રાણ બની તોળાઈ રહ્યો! ફાંસીના સ્થંભો લોહીથી રંગાયા, અને દેશ આખો અશ્રુથી ભીંજાયો. એણે જો કોઈ ગુનો કર્યો હોય તો તે એક જ હતો કે સ્વદેશના સ્વાતંત્ર્ય અર્થે એણે અનેક સંકટોને બરદાસ કર્યાં. ઇનામમાં એને દેશદ્રોહીના વિશ્વાસઘાતની હલકાઈનો બદલો મળ્યો! અને અંતે અંગ્રેજોએ કોઈ ખૂની, ચોર, લૂંટારાની પેઠે એને ફાંસીએ લટકાવ્યો! તાત્યા, તાત્યા! શા માટે તેં આવા અભાગી દેશમાં જન્મ લીધો? આવા વિશ્વાસઘાતી, નીચ અને અતિ નાદાન લોકો ખાતર તું શા માટે લડ્યો? તાત્યા! અમારી આંખે વહેતાં આ ચોધાર આંસુઓ શું તું જોઈ શકે છે? આમ નિર્બળોના આંસુના બદલામાં તારું જ ખૂન—તારું જ રુધિર? ખરે, આ કઈ જાતનો બદલો છે?

તાત્યાનો નિશ્ચેતન દેહ એવી કઢંગી દશામાં ફાંસીએ લટકી રહેલો જોઈને એ બહાદુર અંગ્રેજો પોતાના પરાક્રમ વિષે અભિમાન સેવતા પાછા ફર્યા. તાત્યાનું લોહી નીગળતું શરીર એ જ દશામાં સૂર્યાસ્ત સુધી ફાંસીએ લબડતું લટકી રહ્યું હતું. એની આસપાસના પહેરેગીરો હટી જતાં જ એટલી ભારે ગેદનીમાંથી યુરોપિયન પ્રેક્ષકો પણ આગળ ધૂસી આવ્યા, અને સ્મરણાવશેષ તરીકે તાત્યાના વાળની લટો મેળવવાની એમનામાં અંદરોઅંદર હરીફાઈ ચાલી.

૧૮૫૭ના સળગી ઊઠેલા સ્વાતંત્ર્યસંગ્રામના એ વિશાળ અને ભીષણ હોમકુંડમાં આમ આ છેવટની આહુતિ હોમાઈ!

આ રીતે અત્યાર સુધી પોતાના ફાટેના વિશાળ મોંમાંથી ક્રોધે ભરાઈને માંસના, લોહીના, મૃત દેહોના, વીજળીના, તોફાનના અને ધગધગતા લાવા રસના એક પછી એક લોઢ વમન કરી બહાર ફેંકી રહેલું જ્વાળામુખીનું મોં ફરી બિડાઈ જવા માંડ્યું. ધગધગી રહેલો એ લાવા હવે દેખાતો બંધ થવા લાગ્યો; લબકારા મારતી એની ખડ્ગ-જિહ્વાઓ વળી અંદર સમાઈ જવા માંડી. એની બાળી મૂકતી વીજળીઓ, કાન ફાડી નાખે તેવા ગડગડાટ, ઝંઝાવાત અને ભીષણ ઊથલપાથલો—બધું પાછું જાદુગરની ઝોળીમાં (પોતડીમાં) ફરી સમેટાઈ અદૃશ્ય થઈ ગયું. અને એ રીતે એ મોં બંધ થયું! લીલીછમ હરિયાળી ફરી પાછી એ મુખ પર ઊગી નીકળી. ફરી એના પર નવી ખેતી અને નવાં વૃક્ષારોપણની શરૂઆત થઈ. ચોમેર શાંતિ, સુરક્ષિતતા અને પરસ્પર પ્રેમભાવનું વાતાવરણ—સામ્રાજ્ય પથરાઈ રહ્યું. અને હવે તો એ જ્વાળામુખીનું ઉપલું પડ એવું તો નયનમનોહર અને મૃદુ-શીતળ દેખાય છે કે એ જ પોપડા તળે ભયાનક અને કોપભર્યો જ્વાળામુખી સૂતો છે, એનો વિચાર—એનો ખ્યાલ સરખો કોઈને ભાગ્યે જ આવે!

# પ્રકરણ ત્રીજું

## સમાપ્તિ

એ જ્વાલામુખી ભલે તાત્કાલિક સમય પૂરતો શાંત થયો હોય, છતાં વાચકો અમને સવાલ તો પૂછવાના જ કે ત્યારે રાવસાહેબ અને પેલા ફિરોજશાહનું શું થયું?

તાત્યા ગયા પછી પણ રાવસાહેબે એક મહિના સુધી ભારે સખત લડાઈ ચાલુ જ રાખી, પણ આખરે તે વેશ બદલીને જંગલમાં ચાલ્યો ગયો. પરંતુ ત્યાર પછી ત્રણ વરસને અંતે તે પકડાઈ ગયો અને ૨૦મી ઑગસ્ટ ૧૮૬૨ના રોજ તેને કાનપુરમાં ફાંસી દેવામાં આવી. ફિરોજશાહ પણ એ જ રીતે વેશપલટો કરીને હિંદુસ્તાનમાં જ રખડયા કરતો હતો; પણ સદ્ભાગ્યે આખરે તે હિંદુસ્તાનની બહાર નાસી છૂટયો, અને ઈરાનમાં કરબલામાં જઈને રહ્યો.

૧૮૫૭ની ક્રાંતિ પરત્વે સ્થળે સ્થળે અનેક વાર ચર્ચા થઈ ચૂકી છે. એ ક્રાંતિ માટેની સર્વાંગસંપૂર્ણ તૈયારી થયા પહેલાં જ એ ધડાકો થયો હતો શું? અમે તેવું માનતા નથી. '૫૭ના બળવા વખતે જે યોજનાઓ અને તૈયારીઓ કરવામાં આવી હતી તેવી તો કોઈ સફળ થયેલી ક્રાંતિઓમાં પણ ભાગ્યે જ થઈ હશે. જે વેળા સિપાઈઓની એક પછી એક પલટનો, મોટા મોટા બળવાન રાજા-મહારાજાઓ, સરકારી નોકરી કરતા ઉચ્ચ દરજ્જાના અમલદારો, પોલીસો અને મોટાં મોટાં શહેરો એક પછી એક બળવો કરવાનાં વચન આપી રહ્યાં હતાં—આપી ચૂક્યાં હતાં, તે સ્થિતિમાં તુરત બળવો પોકારવામાં કોણ પછાત રહી જાય? વળી ઘણી વાર તો એવું પણ

બને છે કે ક્રાંતિની શરૂઆત કરવામાં જ અનેક વિઘ્નો આવે છે; આખો દેશ તો ક્રાંતિમાં પાછળથી જ જોડાય છે. એ પરથી પણ એ સ્પષ્ટ થાય છે કે ક્રાંતિના આગેવાનોએ સહેજ પણ ઉતાવળ કરી નહોતી, તેઓ જરા ય અધરા થયા નહોતા. આવો સુંદર મોકો મળ્યા છતાં જેઓ તેમાં કૂદી ન પડ્યા તેઓ જ ખરેખર માણસાઈ વિહોણા હતા; એવા માનવીઓ ક્રાંતિમાં કદી ઝંપલાવતા જ નથી!

તો પછી આ ક્રાંતિ આખરે નિષ્ફળ શા માટે બની? એ અંગેનાં નાનાં નાનાં અનેક કારણોનો યોગ્ય સ્થળે અગાઉ અનેક વાર નિર્દેશ થઈ ગયો છે. પણ સૌથી મુખ્ય કારણ તો આ છે. ક્રાંતિ માટેની વિનાશક યોજના સંપૂર્ણ હોવા છતાં એ પછીની વિધાયક યોજના એટલી બધી આકર્ષક નહોતી. અંગ્રેજી રાજસત્તા ઉખેડી નાખવા પરત્વે કોઈનો પણ વિરોધ નહોતો. પણ પછી ભાવિનું શું? અગાઉના જ એ વિનાશક ઝઘડાઓ ફરી લાવવાના હોય; એ જ જૂની પરિસ્થિતિ ફરી ચલાવવાની હોય; એ જ મોગલો, એ જ મરાઠાઓ તથા એ જ અંધાધૂંધી અને વેરઝેરનું વાતાવરણ ફરી પાછું પણ જામવાનું હોય તો તે અર્થે સામાન્ય અજ્ઞાન જનતાને પોતાનું લોહી રેડવાનું બહુ મન ન થઈ આવે એ સ્વાભાવિક હતું. પરંપરાગત એકહથ્થુ આંધળા રાજ્યવહીવટથી ત્રાસીને જ, ભલે મૂર્ખાઈના તોરમાં, પ્રજાએ એ પરદેશી (અંગ્રેજ) લોકોની ધૂંસરી પોતાની કાંધે વળગાડી લીધી હતી. આથી પહેલો વિનાશક ભાગ ભારે સફળતાપૂર્વક પાર પાડવામાં આવ્યો. પરંતુ જે વેળા વિધાયક કાર્યની શરૂઆત થઈ કે તુરત જ મતભેદ, પરસ્પરનો ભય અને અવિશ્વાસનું વાતાવરણ જામી પડ્યું. એ વેળા જનતાનાં હૃદયો આકર્ષાય એવી તરેહનો કોઈ નવીન આદર્શ લોકો પાસે સ્પષ્ટતાથી રજૂ કરવામાં આવ્યો હોત તો ક્રાંતિનો વિકાસ અને તેનો અંત–પરિણામ પણ શરૂઆત જેટલાં

જ સફળ ને આંખે વળગે એવાં આકર્ષક થાત એમાં શંકા નથી.

છેવટ લોકો એટલું પણ સમજ્યા હોત કે પ્રલય પછી જ ફરી નવી ઉત્પત્તિ થાય છે, તોપણ ક્રાંતિ સફળ થઈ જાત. પરંતુ ઉત્પત્તિની-નવા સર્જનની વાત જવા દઈએ તોપણ સંહારનું અગર પ્રલયનું કામ પણ દેશ સંપૂર્ણપણે પાર પાડી શક્યો નહિ, એનું કારણ શું? કારણ એ જ કે વિશ્વાસઘાત અને નીચ વૃત્તિ જ હજુ દેશમાંથી સંપૂર્ણ રીતે અદશ્ય થઈ નહોતી. ક્રાંતિને નિષ્ફળ બનાવવામાં જે બે બાબતો મુખ્યત્વે કારણભૂત બની, તે પૈકી એક તો એ હતી કે જૂના ગમેતેવા ગાંડાઘેલા સ્વરાજ કરતાં પરદેશી અંગ્રેજોની સત્તા જરૂર વધારે નુકસાનકારક છે એની સમજ નહિ ધરાવતા લોકોએ દેશદ્રોહ કર્યો; અને બીજી બાબત એ હતી કે સ્વદેશી બાંધવોની વિરુદ્ધ પરદેશી શત્રુને અણુમાત્ર મદદ ન કરવાની પ્રામાણિકતા અને દેશભક્તિનો લોકોમાં અભાવ હતો.[૧]

૧" Yet it must be admitted that, with all their courage, they (the British) would have been quite exterminated if the natives had been all and altogether, hostile to them. The desperate defences made by the garrisons were no doubt heroic; but the natives shared their glory, and they by their aid and presence rendered the defence possible. Our siege of Delhi would have been quite impossible, if the Rajas of Patiala and Jhind had not been our friends and if the Sikhs had not recruited in our battalions and remained quiet in the Punjab The Sikhs at Lucknow did good service, and in all cases our garrisons were helped, fed, and served by the natives, as our armies were attended and strengthened by them in the field. Look at us all, here in camp, at this moment! Our outposts are native troops, natives are cutting grass for our horses and

પરિણામે અંધયરનું ઓળઘોળ પાપ આ દેશદ્રોહીઓને માથે જ આવે છે! તે વેળા જનતા સામે જો વધારે સ્પષ્ટ અને આકર્ષક કોઈ આદર્શ હોત, તો એ દેશદ્રોહીઓ પણ દેશભક્ત બની જાત. કેમકે જ્યારે દેશભક્તિમાં જ વધારે લાભ અને કમાણી દેખાય, ત્યારે જાણી જોઈને દેશદ્રોહી બનવાનું કલંક અને જોખમકારક સ્થાન કયો મૂરખ સ્વીકારવા તૈયાર થાય? એમાં વિશિષ્ટતા પણ શી? સાચી અને ઉજ્જ્વળ પ્રશસ્તિના તો તેઓ જ ભાગીદાર છે, જેમણે કોઈ પણ તરેહના — ચાહે તો લોકશાહી પદ્ધતિના (Democratic), રાજસત્તાશાહી (Monarchical) પદ્ધતિના અગર તો અરાજક પદ્ધતિ (Anarchical) ના રાજવહીવટવાળા સ્વરાજ કરતાં વ્યવસ્થિત છતાં પરદેશી રાજસત્તા ખરેખર જ અત્યંત હાનિકારક છે એ સત્યને સમજીને સ્વદેશના સ્વાતંત્ર્ય અર્થે યુદ્ધમાં ઝંપલાવ્યું હતું! દેશ સુખી અને સમૃદ્ધ થાય એટલા માટે જ કેવળ નહિ, પરંતુ સ્વાતંત્ર્યમાં જ આત્માની સાચી શાંતિ સમાયેલી છે એ ખાતર સ્વાતંત્ર્ય ઇચ્છવા જોગ છે. કોઈ પણ જાતના લાભહાનિના વિચાર કરતાં પણ સ્વાભિમાન અને પ્રતિષ્ઠા જાળવી રાખવાં એ સૌથી વધારે અગત્યનું છે. પરતંત્રતાના સોનેરી

---

grooming them, feeding the elephants, managing the transports, supplying the commissariat which feeds us, cooking our soldiers' food, clearing their camp, pitching and carrying their tents, waiting on our officers, and even lending us their money. The soldier who acts as my amanuensis declares that his regiment could not have lived a week but for the regimental servants, Doli bearers, hospital men and other dependants Gurkha guides did good service at Delhi and the Bengal artillery men were as much esteemed as the Europeans."—Russell's *My Diary in India*

પાંજરા કરતાં સ્વતંત્રતાનું કાંટાળું વન અધિક શ્રેષ્ઠ છે! જેઓ આ સત્યને સમજ્યા, જેમણે પોતાનું દેશઋણ અને ધર્મઋણ ચૂકવ્યું, જેમણે સ્વદેશ અને સ્વધર્મ અર્થે તલવાર ધારણ કરીને વિજયની આશાથી નહિ પરંતુ કેવળ કર્તવ્ય તરીકે જ રણમાં ઝૂઝીને હસતે મુખે મૃત્યુને આવકાર્યું, તેમના નામોનો ઉચ્ચાર અને તેમનું સ્મરણ કરતાં જ મસ્તક ભાવથી નમે છે! ઊલટ પક્ષે જેઓ માત્ર શ્રદ્ધાવિહીન બનીને જ આ ધર્મયુદ્ધમાં જોડાયા નહિ તેમની કશી જ યાદ રાખવાની દેશને કોઈ જરૂર નથી. તેથી આગળ વધી જેઓ સીધી રીતે શત્રુઓ સાથે ભળી જઈને પોતાના દેશભાઈઓની જ વિરુદ્ધ લડયા તેમના નામ પર તો હજારો વાર, અરે લાખો વાર ધિક્કાર વરસાવવા જોઈએ! ૧૮૫૭ની ક્રાંતિ, એક રીતે તો હિંદે એકસ પીમા, સ્વાતંત્ર્યની ઝંખનામા અગર જનતાની જાગૃતિના માર્ગમા કેટલી પ્રગતિ સાધી હતી તે બતાવનારી એક કસોટીરૂપ જ હતી.૨ અપજશનો આખો પોટલો આખરે તો એ આળસુ, પાપના, સ્વાર્થી અને દેશદ્રોહી અધમ હીન-

૨ "Among the many lessons the Indian mutiny conveys to the historian, none is of greater importance than the warning that it is possible to have a Revolution in which Brahmins and Sudras, Hindus and Mahomedans, could be united against us, and that it is not safe to suppose that the peace and stability of our dominions, in any great measure, depends on the continent being in habited by different religious systems, for they mutually understand and respect and take a part in each other's modes and ways and doings. The mutiny reminds us that our dominions rest on a thin crust ever likely ... rent by titanic fires of social changes and religio... lutions "—Forrest's *Introduction*

મતિમાઓ પર જ ઢોળાવો ઘટે છે જેમણે પોતાના જીવનના લોહીથી ટપકતી પોતાની તલવારો વીંઝતા વીંઝતા એ અપૂર્વ પૂર્વપ્રયોગમાં ધગધગતા અંગારવાળી રંગભૂમિ પર હિંમતભેર પગલાં માંડ્યાં, અને ત્યાં સાક્ષાત્ મૃત્યુની છાતી પર ઊભા રહી તાંડવ ખેલ્યા, તે વીર નરવરોને કોઈ પણ જાતનો દોષ દઈને એ કલંકિત વાણી વડે કોઈ પોતાની જીભ ન વટાળે એ જ યથાર્થ છે! એ મરદો મૂરખા નહોતા, તેઓ ઉતાવળા પણ નહોતા, તેઓ અવિચારી પણ નહોતા. અપજશના તેઓ જવાબદાર નથી, અને માટે જ તેમનો દોષ દેવો કોઈ રીતે વાજબી લેખાય નહિ. એમના પડકાર અને આહ્વાનને જ કારણે ગાઢ નિદ્રામાં પોઢેલી માતૃભૂમિ જાગી ઊઠી, અને પરતંત્રતા પર પ્રહારો કરવા પ્રવૃત્ત બની. પરંતુ જે વેળા તેના કેટલાક સુપુત્રોએ પાશવી જુલમ–અત્યાચારોને માથે પ્રચંડ હથોડા માર્યા, તે જ વેળા તેના જ કેટલાએક અજ્ઞાન પુત્રોએ ખુદ માતૃભૂમિના કલેજામાં જ તીવ્ર ખંજર ભોંક્યાં! એ મર્માંતિક ખંજરપ્રહારોથી ઘાયલ થઈ માતા પાછી પૃથ્વી પર ઢળી પડી! આ બેપૈકી હવે કોણ નીચ, કોણ ક્રૂર, કોણ વિશ્વાસઘાતકી અને કોણ તિરસ્કારને પાત્ર ગણાય?

સમ્રાટ્ બહાદુરશાહ પોતે મોટો કવિ પણ હતો. ક્રાંતિની ખરેખરી ધમાધમીના દિવસોમાં એણે એક ગઝલ બનાવી હતી. કોઈએ તેને સવાલ કર્યો હતો.—

દમદમામેં દમ નહીં અબ ખૈર માગો જાન કી
અય જફર ઠંડી હુઈ સમશેર હિંદુસ્તાન કી

[પગે પગે હવે તમે નબળા પડતા જાઓ છો, માટે હે બાદશાહ! આ મલ્ક પાસે ખોળો પાથરી જાનની માગણી કરી લો, કારણ કે હિંદુસ્તાનની તલવાર હવે ઠંડી પડી ગઈ છે!]

બાદશાહે એને જવાબ આપ્યો કહેવાય છે —

ગાઝિયોમેં બૂ રહેગી જબતલક ઈમાન કી,
તબ તો લંડનતક ચલેગી તેગ હિંદુસ્તાન કી.

[અમારા બહાદુરોનાં હૈયાંમાં જ્યાં સુધી સ્વાભિમાન વિષેના પ્રેમનો છેલ્લો અંશ પણ હશે ત્યાં સુધી હિંદુસ્તાનની તલવાર કદી પણ બુઠ્ઠી નહિ બને; (એટલું જ નહિ પરંતુ) એક દિવસ તો તે લંડન સુધી પહોંચી ગયેલી (તેના દરવાજા પર અફળાતી તમે) જોઈ શકશો!]

વંદેમાતરમ્

[સમાપ્ત]

# સંસ્કાર ગ્રંથાવલિ

[સને ૧૯૩૫ થી ૧૯૪૮ સુધીમાં અપાયેલાં ૫૬ પુસ્તકો]

૧ ભારેલો અગ્નિ ૫-૮-૦
૨ ભૈરવી ૪-૦-૦
૩ કુમુદિની (ફરી છપાશે)
૪ પંકજ ૪-૦
૫ સાવકી મા ૩-૧૨-૦
૬ પ્રેમાશ્રમ-૧ ૪-૮-૦
૭ પ્રેમાશ્રમ-૨ ૬-૮-૦
૮ વિશ્વાસ ૪-૮-૦
૯ ઠગ (આયેશા) ૪-૦-૦
૧૦ [illegible] જાગીરદારી (છપાશે)
૧૧ શુભદા ૩-૦-૦
૧૨ ચરિત્રહીન (ફરી છપાશે)
૧૩ પ્રભાતકિરણો ૩-૮-૦
૧૪ નવીન (દેવ પ્રેમ) (છપાશે)
૧૫ ક્ષિતિજ (પૂર્વાર્ધ) ૪-૮-૦
૧૬ ગૃહદાહ ૫-૦-૦
૧૭ હરિનારાયણ-પૂર્વાર્ધ (છપાશે)
૧૮ હરિનારાયણ-ઉત્તરાર્ધ ,,
૧૯ બીડેલાં દ્વાર ૩-૦-૦
૨૦ શોભના ૩-૮-૦
૨૧ જય સોમનાથ ૫-૦-૦
૨૨ પિયુશ્રી ૪-૦-૦
૨૩ તુલસીક્યારો ૪-૦-૦
૨૪ હૃદયવિભૂતિ ૩-૦-૦
૨૫ ક્ષિતિજ (ઉત્તરાર્ધ) ૪-૮-૦
૨૬ રામકહાણી ૪-૮-૦
૨૭ અધૂરું સ્વપ્ન (પૂ.) ૫-૦-૦
૨૮ અધૂરું સ્વપ્ન (ઉ.) ૪-૦-૦
૨૯ છાયાનટ ૩-૮-૦
૩૦ રજારણ ૩-૮-૦
૩૧ નીલરેખા ૪-૦-૦
૩૨ રાધેશ્યામ ૪-૮-૦
૩૩ રસબિંદુ ૨-૦-૦
૩૪ ભીડ સાથી ૧-૨ ૫-૦-૦
૩૫ બે મિત્રો ૪-૦-૦
૩૬ કૌ વચન ૫-૮-૦
૩૭ દરિયાવાટ (ફરી છપાશે)
૩૮ યૌવન-૧ ૩-૮-૦
૩૯ યૌવન-૨ ૩-૮-૦
૪૦ પડદાના પુષ્પો (પૂ) ૨-૮-૦
૪૧ અધૂરી વાત ૪-૮-૦
૪૨ ઉપવન ૩-૮-૦
૪૩ ઉલ્કા ૪-૮-૦
૪૪ પડદાના પુષ્પો (ઉ.) (છપાય છે)
૪૫ ગિરનારને ખોળે ૪-૦-૦
૪૬ અધૂરું જીવન ૫-૮-૦
૪૭ સુરમા ૬-૮-૦
૪૮ પ્રણય (છપાય છે)
૪૯ આનંદીની ભવાઈ ૫-૦-૦
૫૦ દાજીનાં દૈયાં ૩-૮-૦
૫૧ ઝંઝાવાત-૧ ૫-૦-૦
૫૨ સૂનાં મંદિર ૪-૮-૦
૫૩ નૂતન પ્રભાત ૪-૮-૦
૫૪ ઝંઝાવાત-૨ ૫-૦-૦
૫૫ તૂટેલી પ્રીત ૩-૮-૦
૫૬ અધૂરો ઘટ (છપાય છે) —

# વિરાટ ગ્રંથાવલિ

[ સને ૧૯૩૫ થી ૧૯૪૮ સુધીમાં છપાયેલાં ૬૮ પુસ્તકો ]

| | | |
|---|---|---|
| ૧ | સ્વર્ગ અને પૃથ્વી | ૩-૦-૦ |
| ૨ | જીવનયાત્રા | ૨-૦-૦ |
| ૩ | રવિકિરણો | (ફરી છપાશે) |
| ૪ | ભ્રમણ ધન | ૨-૮-૦ |
| ૫ | જીવન અને સાહિત્ય ૧ | ૪-૦-૦ |
| ૬ | સુવર્ણ-રજ | (ફરી છપાશે) |
| ૭ | ઘેરાતાં વાદળ | ,, |
| ૮ | પુરાતન જ્યોત | ૨-૮-૦ |
| ૯ | વહેતી ગંગા | (ફરી છપાશે) |
| ૧૦ | છાયા ચશ્મા | ૩-૮-૦ |
| ૧૧ | દત્તા | (ફરી છપાશે) |
| ૧૨ | નારીહૃદય | ૨-૮-૦ |
| ૧૩ | આત્મજ્યોતિ | (ફરી છપાશે) |
| ૧૪ | લતા અને બીજી વાતો | ૨-૦-૦ |
| ૧૫ | જીવન અને સાહિત્ય ૨ | ૪-૦-૦ |
| ૧૬ | પરી અને રાજકુમાર | ૨-૦-૦ |
| ૧૭ | સોરઠી ગાથા | ૩-૦-૦ |
| ૧૮ | રૂપવિદ્યા | (ફરી છપાશે) |
| ૧૯ | પ્રેમયાત્રા | ૩-૮-૦ |
| ૨૦ | જળસમાધિ | ૩-૮-૦ |
| ૨૧ | અવની | ૨-૦-૦ |
| ૨૨ | અપૂર્વ ભારતી ૧-૨ | ૬-૮-૦ |
| ૨૩ | કૉલેજિયન | ૨-૮-૦ |
| ૨૪ | દુર્ગેશનંદિની | ૨-૮-૦ |
| ૨૫ | કપાલકુંડલા | (ફરી છપાશે) |
| ૨૬ | લાવણ્ય | ,, |
| ૨૭ | સ્વાધ્યાય ભાગ-૧ | ૩-૮-૦ |
| ૨૮ | નવી વહુ | ૫-૮-૦ |
| ૨૯ | ખમા બાપુ | ૩-૦-૦ |
| ૩૦ | ગ્રામોન્નતિ | ૨-૦-૦ |
| ૩૧ | ચાર અધ્યાય ને ગાનગ | ૨-૮-૦ |
| ૩૨ | કૃષ્ણકાન્તનું વીલ | ૩-૮-૦ |
| ૩૩ | મનોરમા | [illegible] |
| ૩૪ | મોહિની | ૩-૮-૦ |
| ૩૫ | તેજચિત્રો | ૪-૦-૦ |
| ૩૬ | દુર્ગા | ૩-૦-૦ |
| ૩૭ | સ્વાધ્યાય ભાગ-૨ | ૫-૮-૦ |
| ૩૮ | વહુરાણી વિભા | (ફરી છપાશે) |
| ૩૯ | રાજર્ષિ | ૩-૮-૦ |
| ૪૦ | અપ્સરા ખંડ-૧ | ૩-૮-૦ |
| ૪૧ | કમલા | (ફરી છપાશે) |
| ૪૨ | ઋણમુક્તિ | ,, |
| ૪૩ | વીતરાગી | ,, |
| ૪૪ | સાહિત્યસમીક્ષા | ૪-૦-૦ |
| ૪૫ | અપ્સરા ખંડ-૨ | ૪-૦-૦ |
| ૪૬ | શ્રીકાંત શેષપર્વ | ૩-૮-૦ |
| ૪૭ | કાશ્મીરી ગુલાબ | ૩-૦-૦ |
| ૪૮ | અધિકારીજી | ૫-૦-૦ |
| ૪૯ | સાગરકથાઓ | ૪-૦-૦ |
| ૫૦ | ઊર્મિ અને વિચાર | ૪-૦-૦ |
| ૫૧ | જીવનસ્વપ્ન | ૪-૮-૦ |
| ૫૨ | દીનાનાથ | ૪-૮-૦ |
| ૫૩ | મારી જન્મટીપ (પૂ) | ૪-૮-૦ |
| ૫૪ | ,, ,, (ઉ) | ૫-૮-૦ |
| ૫૫ | અપ્સરા ખંડ-૩ | ૫-૦-૦ |
| ૫૬ | ગોરા ભાગ-૧ | ૫-૦-૦ |
| ૫૭ | ,, ભાગ-૨ | ૪-૮-૦ |
| ૫૮ | ગુલાબ અને કંટક | ૫-૦-૦ |
| ૫૯ | અમે બધાં | ૫-૦-૦ |
| ૬૦ | અપ્સરા ખંડ-૪ | ૪-૮-૦ |
| ૬૧ | અપ્સરા ખંડ-૫ | ૪-૮-૦ |
| ૬૨ | સાહિત્યનો સ્વાધ્યાય | (છપાય છે) |
| ૬૩ | સ્વાતંત્ર્યસંગ્રામ (પૂ) | ૫-૮-૦ |
| ૬૪ | સ્વાતંત્ર્ય સંગ્રામ (ઉ) | ૪-૮-૦ |